

# સરસ્વતીચંદ્ર
## (સંક્ષિપ્ત કથાસ્વરૂપ)

ગોવર્ધનરામ ત્રિપાઠી




અમૃતપર્વ યોજના



અમૃતપર્વ યોજના : ૧

# સરસ્વતીચંદ્ર

(સંક્ષિપ્ત કથાસ્વરૂપ)

સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

સંક્ષેપકાર

ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા

વિતરક



ગૂર્જર સાહિત્ય ભવન

રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

SARASVTICHANDRA : *a Gujarati Novel*
by Govrdhanram Tripathi
published by Gurjar Prakashan, Ahmedabad 380 006
Amrut-parva Edition : 2004, Present reprint April, 2004


સંક્ષેપના : ઉપેન્દ્ર છ. પંડ્યા

પહેલી આવૃત્તિ : ૧૯૫૧, બીજી ૧૯૫૩,
ત્રીજી ૧૯૮૩, ચોથી ૧૯૮૯, પાંચમી ૧૯૯૭
અમૃતપર્વ આવૃત્તિ : ૪ ફેબ્રુઆરી, ૨૦૦૪
પુનર્મુદ્રણ : એપ્રિલ, ૨૦૦૪

પૃષ્ઠસંખ્યા : ૧૪+૧૯૪

નકલ : ૧૫૦૦

**કિંમત રૂ. ૫૦**
**અમૃતપર્વ યોજનાનાં બાર પુસ્તકોના સેટની વિશેષ કિંમત રૂ. ૬૦૦ (૧૬ ડૉલર)**

પ્રકાશક
ઉલ્લાસભાઈ મનુભાઈ શાહ
**ગૂર્જર પ્રકાશન**
૨૦૨, તિલકરાજ, પંચવટી પહેલી લેન,
આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬

ટાઇપસેટિંગ
**શારદા મુદ્રણાલય**
૨૦૧, તિલકરાજ, પંચવટી પહેલી લેન,
આંબાવાડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૬. ફોન : ૨૬૫૬૪૨૭૯

મુદ્રક
**ભગવતી ઑફસેટ**
૧૫/સી, બંસીધર એસ્ટેટ,
બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

# અમૃતપર્વનો આહ્લાદ

આત્મશ્લાઘા ન થઈ જાય એનો ખ્યાલ રાખીને હૈયાના હરખની કેટલીક વાતો કહેવી છે.

અમારા વડીલોએ ૧૯૨૮થી પુસ્તક-પ્રકાશનનો કારોબાર શરૂ કર્યો. સામયિકો અને પુસ્તકોની ફેરીથી એનું બીજારોપણ થયું. આજે તો *ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય* ઘટાદાર વૃક્ષ સમાન વ્યાપક અને લબ્ધપ્રતિષ્ઠ પ્રકાશનસંસ્થા બની ચૂકી છે. પંચોતેર વર્ષની ગુજરાતી ગ્રંથ-પ્રકાશનની અમારી ગરવી પરંપરામાં સેંકડો સાહિત્યકારોના હજારો ગ્રંથોનું પ્રકાશન કર્યું છે. નફા કરતાં નીતિને વફાદાર રહેવાનું, શિષ્ટ અને વિશિષ્ટ પુસ્તકોનું જ પ્રકાશન કરવાનું અને ગુણવત્તા અંગે જરાય સમાધાન નહિ કરવાનું વ્રત લઈને આ કારોબાર ચલાવવો કેટલો કપરો છે તે આજના યુગમાં કોઈને સમજાવવું પડે તેમ નથી; છતાં અમે એ જ રીતે નક્કર ગતિએ ચાલીને આજે અમૃતપર્વ ઊજવવા સુધી પહોંચ્યા છીએ. અમારી આ સિદ્ધિમાં આપના પ્રેમાળ સહયોગની અમને મળેલી હૂંફ અવિસ્મરણીય છે.

અમૃતપર્વ ઊજવવું છે એ નક્કી કર્યા પછી, કઈ રીતે ઊજવવું એ પ્રશ્ન ઉદ્ભવ્યો. એનો જવાબ કંઈક એવો જડ્યો કે ખોટા ભપકા અને આડંબર કરવાને બદલે ગુજરાતી વાચકો સુધી ગુજરાતી સાહિત્ય પહોંચે અને વાચકોની રુચિ કેળવાય તેવું કંઈક કરવું. આખા વર્ષ દરમિયાન આદરણીય સાહિત્યસર્જકોનું બહુમાન કરવું, ઓછી કિંમતે અણમોલ ગ્રંથો ઉપલબ્ધ કરવા, સાહિત્યિક સમારોહો – કાર્યક્રમો યોજવા, વાચકો અને સર્જકો પરસ્પરને પ્રત્યક્ષ મળી શકે તેવા પ્રયોગો કરવા, ટી.વી. જેવાં માધ્યમોના પ્રભાવે તેમ જ અંગ્રેજી માધ્યમમાં અભ્યાસ કરવાને કારણે ગુજરાતી

સાહિત્ય અને સંસ્કૃતિથી વિમુખ થતી જતી નવી પેઢીને પુનઃ ગુજરાતી ભાષા-સાહિત્યના ગૌરવ તરફ અભિમુખ કરવી – આવા કેટલાક ખ્યાલો સંકલ્પનું સ્વરૂપ ધારણ કરવા લાગ્યા.

આ વિવિધ સંકલ્પોના અનુસંધાનમાં થોડાક કાર્યક્રમો અમદાવાદ–મુંબઈમાં યોજાઈ પણ ગયા છે અને અત્યારે અમે અમૃતપર્વ યોજના અંતર્ગત કુલ બાર ગ્રંથોનું પ્રકાશન કરી રહ્યા છીએ. એમાં સાહિત્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો સમાવેશ કર્યો છે. ૨૭૦૦ જેટલાં કુલ પૃષ્ઠોનો વ્યાપ ધરાવતાં આ બાર પુસ્તકોની કુલ કિંમત માત્ર રૂપિયા છસો જ રાખી છે.

| | |
|---|---|
| સરસ્વતીચંદ્ર (સંક્ષિપ્ત કથાસ્વરૂપ) | ગોવર્ધનરામ ત્રિપાઠી |
| દ્વિરેફ વાર્તાવૈભવ | રા. વિ. પાઠક |
| જય સોમનાથ | કનૈયાલાલ મા. મુનશી |
| સ્વામી આનંદ નિબંધવૈભવ | સ્વામી આનંદ |
| ધૂમકેતુ વાર્તાવૈભવ | ધૂમકેતુ |
| રસધારની વાર્તાઓ | ઝવેરચંદ મેઘાણી |
| દરિયાલાલ | ગુણવંતરાય આચાર્ય |
| જ્યોતીન્દ્ર દવે હાસ્યવૈભવ | જ્યોતીન્દ્ર દવે |
| અમાસના તારા | કિશનસિંહ ચાવડા |
| ફાધર વાલેસ નિબંધવૈભવ | ફાધર વાલેસ |
| મારા અનુભવો | સ્વામી સચ્ચિદાનંદ |
| ગૂર્જર કાવ્યવૈભવ | વિવિધ કવિઓનાં ૭૫ કાવ્યો |

– આમ કુલ બાર પુસ્તકોનું રસ-છલોછલ શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય અમૃતપર્વ પ્રસંગે અમે પ્રકાશિત કરીએ છીએ.

આ પુસ્તકોના સંપાદનમાં તથા સમયસર પ્રકાશન કરવા માટેના આયોજનમાં સહૃદયતા બતાવવા બદલ શ્રી ચિમનલાલ ત્રિવેદી, શ્રી ચંદ્રકાન્ત શેઠ અને શ્રી રતિલાલ બોરીસાગરના હૃદયપૂર્વક આભારી છીએ.

પંચોતેર વર્ષની સુદીર્ઘ પરંપરામાં અનેક સાહિત્યકારો, સ્વજનો, કાગળના વેપારીઓ, પ્રેસ, બાઇન્ડરો, પત્રકારો, વાચકોનો સહયોગ અમને પ્રત્યક્ષ-પરોક્ષ રૂપે મળતો રહ્યો છે, તે સહુનું અમે ઋણભાવે સ્મરણ કરીએ છીએ. હવે પછીનાં વર્ષોમાં પણ આપણો સંગાથ આવો જ સ્નેહાળ – સુગંધમય બની રહેશે તેવી શ્રદ્ધા છે.

ગૂર્જર પરિવાર

## નિવેદન

**[પહેલી આવૃત્તિ પ્રસંગે]**

રામાયણ, મહાભારત, કાદંબરીના સંક્ષેપ આપણે ત્યાં થયા છે. જગતની શ્રેષ્ઠ અતિકાય કે મહાકાય કૃતિઓના સંક્ષેપ દેશદેશમાં થાય છે; તે મુજબ લગભગ ૧૮૦૦ (ક્રાઉન કદ, ૨૦૦૦ ઉપરાંત) પાનાંની મહાકાય નવલકથા 'સરસ્વતીચંદ્ર'નો સંક્ષેપ થાય, તો બે ભાગ પછી હવે ઉપેક્ષિત બનતી આ મહાનવલ જનતા માટે વધુ ઉપભોગ્ય બને, સંસ્કારી વાચક આ નાનકડા સંક્ષેપ પરથી મૂળને વિસારે ન પાડતાં એ મહાનવલ વાંચવા કદાચ વધુ પ્રેરાય; આવી માન્યતાથી પ્રેરાઈને 'સરસ્વતીચંદ્ર'ની મૂળ કથા-સરસ્વતીચંદ્ર-કુમુદવાળું કથાવસ્તુ જ—સ્વ. ગોવર્ધનરામની અનુપમ સૌન્દર્યસર્જક શૈલીમાં રજૂ કરવા પ્રસ્તુત સંક્ષેપ દ્વારા નમ્ર પ્રામાણિક પ્રયત્ન કર્યો છે. એટલે જ વસ્તુસંકલનાના બીજા બધા તાણાવાણા, આડકથાઓ કે તત્ત્વચર્ચાઓ વગેરે છોડી દેવું પડ્યું છે. એ રીતે આ મૂળનો સર્વાંગસંક્ષેપ નથી, માત્ર મૂળ કથાનો જ કથારૂપ સંક્ષેપ છે.

પ્રકરણોને જ્યાં જ્યાં સાંધવા-સાંકળવાં પડ્યાં ત્યાં ત્યાં ન છૂટકે તેમ કર્યું છે. (કેમકે મૂળ સાથે છૂટ ઓછામાં ઓછી લેવી, ન છૂટકે જ લેવી, એ નિયમ રાખ્યો છે. ) અનિવાર્ય જણાતાં કદીક પ્રકરણોનો ક્રમ ઊલટાવ્યો છે; ને નવાં શીર્ષકો પણ આપવાં પડ્યાં છે. ક્યાંક ગાંઠનાં વાક્ય મૂકવાં પડ્યાં છે, કેમ કે સારગ્રહી રીતિ પણ ક્યાંક ક્યાંક સ્વીકારી છે. અતિ ઉદ્દીપક ચિત્રો જતાં કર્યાં છે કે ટૂંકાવ્યાં છે. કઠિન શબ્દોના અર્થ નીચે પાદનોંધમાં આપ્યા છે. જોડણી ઘણે અંશે અર્વાચીન રાખી છે. 'સરસ્વતીચંદ્ર'ની અનેક આવૃત્તિઓ થઈ છે. તેથી પાઠાંતરો ને મુદ્રણદોષોની મુશ્કેલીઓ જે અહીં નડી છે, તેનું તો માત્ર સૂચન કરું છું.

મૂળનું સૌન્દર્ય, સામર્થ્ય, સર્જકત્વ બને તેટલું અખંડકલ્પ રાખી તે સંક્ષેપમાં ઉતારવા પ્રયત્ન કર્યો છે. જોકે તે તો, નાનકડી છીપોલી ગગનમાં ચોમેર ઘૂમતા ઘનશ્યામ મેઘનાં જળને ઝીલવા મથે તેવો જ !

ભિન્નભિન્ન રુચિ અનુસાર શું રાખવા જેવું હતું ને કાઢી નાખવા જેવું હતું,

એ હેયોપાદેય વિશે ઘણાને મતભેદ પણ રહે. તે અંગે કોઈ ભારે મોટી કસૂર થઈ ગઈ હોય તો અધિકારી વાચકવર્ગની ક્ષમા જ માગવી રહે છે, કેમકે મારે માટે તો આ એક ઘણું મોટું સાહસ છે : ને તેથી ન્યાય કરવાની વાત તો ક્યાં કરું, પણ આ મહાસર્જકની પ્રતિભાપ્રભાને જો ઓછામાં ઓછો અન્યાય થયો હોય, તો તેયે મારે માટે ઘણું છે.

બાકી, મારા વડીલ બન્ધુ સ્વ. શ્રી કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ સ્વ. શ્રી ગોવર્ધનરામ (ભામા)નું જીવનચરિત્ર લખ્યું ને મારા સરખાને 'સરસ્વતીચંદ્ર'નો કથારૂપ સંક્ષેપ કરવાનો થયો, એ તો મારા જીવનનું પરમ સદ્ભાગ્ય સમજું છું. 'સરસ્વતીચંદની પૂર્ણાહુતિની અર્ધશતાબ્દીએ આ સંક્ષેપ પ્રગટ થાય છે, એ પણ એક યોગાનુયોગ છે !'

એક પ્રતીતિ આ લખનારને અવશ્ય થઈ છે. 'સરસ્વતીચંદ્ર'નો વિસ્તાર મહાકાન્તાર જેવો સંકુલ, અટપટો ને ભુલભુલામણો છે ખરો; પણ એ મહાકાન્તારમાંયે કલાપૂર્ણ નવલકથાનું નંદનવન વિલસે છે ખરું. પ્રસ્તુત સંક્ષેપથી આ પ્રતીતિ વાચકોને-નવયુવક-યુવતીઓને વધુ સારી રીતે થઈ શકે ખરી ?

આ તો કથારૂપ સંક્ષેપ છે. સ્વ. ગોવર્ધનરામને મન કથા તો મહત્ત્વની હોવા છતાં ગૌણ હતી, વક્તવ્ય જ મુખ્ય હતું. એ દૃષ્ટિએ 'સરસ્વતીચંદ્ર'નો મૂલાનુસારી બૃહત્સંક્ષેપ મારા વિદ્યાગુરુ પ્રા. શ્રી અનંતરાય મ. રાવળ સાથે કરવાની યોજના તો છે. એ દિશામાં કાર્ય પણ શરૂ કર્યું છે.*

અહીં મારા બે પૂજ્ય ગુરુ પ્રત્યે અંતરની કૃતજ્ઞતા વ્યક્ત કરું છું. ગુજરાતના સમર્થ વિવેચક શ્રી પાઠકસાહેબે એમની અનેક જવાબદારીભરી પ્રવૃત્તિઓમાં 'આમુખ' લખવાનું સોત્સાહ સ્વીકાર્યું ને એ રીતે એમના જેવા શક્તિશાળી મૌલિક વિચારનાં સૂચનોનો લાભ મળ્યો તે માટે ખરેખર ઉપકૃત છું.

'સરસ્વતીચંદ્ર'ના ઊંડા અભ્યાસી પ્રો. અનંતરાય રાવળે આ કથારૂપ સંક્ષેપ આત્મીયભાવે ચીવટથી વાંચી જઈ મને જે સૂચનો કર્યાં છે ને મારામાં આ કાર્ય માટે જે પુરુષાર્થ ને પ્રેરણા જગાવ્યાં છે તે માટે એમનો આભાર જેટલો માનું તેટલો ઓછો છે. સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોર વગેરે જે વિદ્વાન સાહિત્યકારોએ ને અધ્યાપક બંધુઓએ આ કાર્યના આરંભમાં એમની વિચારણાનો લાભ મને આપ્યો છે તેમનું સૌનું ઋણ પણ સ્વીકારું છું.

આ સંક્ષેપના પ્રકાશન અંગે મુ. શ્રી રમણીયરામ ગો. ત્રિપાઠીએ મને સંમતિ આપી છે ને વખતોવખત સૂચનો કર્યાં છે માટે તેમનોય આભારી છું.

---

* બૃહત્ સંક્ષેપનું સાહિત્ય-અકાદમી (દિલ્હી) દ્વારા ઈ. ૧૯૬૦માં પ્રકાશન થયું છે.



છેવટે, આ પ્રયત્ન સર્વથા દરિદ્ર કે વામણો નહીં ગણાય એવી આશા સાથે, સૌ વાચકો, વિવેચકો ને અભ્યાસીઓનાં સૂચનો ને સમભાવને યાચતો, જેવો છે તેવો આ સંક્ષેપ ગુજરાતને ચરણે સાદર રજૂ કરું છું.

બલવદપિ શિક્ષિતાનામાત્મન્યપ્રત્યયં ચેતઃ ! ત્યાં મારા જેવાની તે શી વાત ?

ભાવનગર
૨૭-૭-૫૧

ઉપેન્દ્ર છ. પંડ્યા

[બીજી આવૃત્તિ પ્રસંગે]

'સરસ્વતીચંદ્ર'ના સંક્ષેપની આ બીજી આવૃત્તિ એક દોઢ વર્ષમાં જ ફરી પ્રગટ થાય છે, એ તો 'સરસ્વતીચંદ્ર' પ્રત્યેના ગુજરાતના અસાધારણ આદર અને અનુરાગનો જ પડઘો છે. ગુજરાતની જનતાએ તથા વિવિધ વિદ્યાસંસ્થાઓએ આ ગ્રંથને જે આવકાર આપ્યો છે, તે માટે સૌનો અંતઃકરણથી આભાર માનું છું.

બીજી આવૃત્તિમાં કેટલેક સ્થળે જે નાનામોટા ઉમેરારૂપ સુધારા કર્યા છે, તે જિજ્ઞાસુ જાતે જ જોઈ લેશે એવી આશા છે.

રાજકોટ
૨૭-૧૧-૫૨

ઉપેન્દ્ર છ. પંડ્યા

[ત્રીજી આવૃત્તિ પ્રસંગે]

ઘણા લાંબા સમયગાળા પછી, 'સરસ્વતીચંદ્ર'ના લઘુસંક્ષેપનું નવી આવૃત્તિરૂપે આજે પુનઃ પ્રકાશન થાય તેથી સંતોષ અનુભવું છું. એન. એમ. ત્રિપાઠી કંપનીના મુખ્ય સંચાલક શ્રી દ્રુમનભાઈ ત્રિવેદીએ આ આવૃત્તિના પ્રકાશનમાં પહેલેથી જે રસ લીધો તેને કારણે જ વર્ષો બાદ આ પ્રકાશન શક્ય બન્યું છે. શ્રી અરવિંદભાઈ પંડ્યાએ તથા શ્રી ચંદ્રકાંતભાઈ યાજ્ઞિકે આ સંક્ષેપના મુદ્રણ પરત્વે જે ઉત્સાહ ને સહાયકવૃત્તિ દાખવ્યાં છે તે માટે તેમનો પણ ખૂબ આભારી છું.

રાજકોટ
૩૧-૫-૮૩

ઉપેન્દ્ર છ. પંડ્યા

## આમુખ

કોઈ પણ કથાનો વૃત્તાન્તસાર, શરીરમાં હાડપિંજરને સ્થાને હોય છે. જેમ શરીરમાં માંસમજ્જા ચામડી વગેરે જે શરીરને છેવટનો ઘાટ અને રૂપ આપે છે, તે સર્વ હાડપિંજરને આધારે રહેલાં હોય છે, તેમ કથાનું છેવટનું સફાઈદાર રૂપ મુખ્યત્વે તેના વૃત્તાંતના હાડપિંજરને આધારે રહેલું હોય છે. કથાના સૌન્દર્યના જુદા કરીને ચર્ચી શકાય એવા અંશો, તેના રસો અને ભાવો, તેના સંવાદો, વર્ણનો, ચિંતનો અને તેમાં આવતાં પાત્રોના સ્વભાવો પણ વૃત્તાંતને આધારે રહેલાં હોય છે. ગહન, ઉદાત્ત કે વિશાલ ભાવ કે લાગણી તેને ઉચિત વૃત્તાંત કે બનાવ કે કાર્ય વિના અસરકારક થઈ શકતાં નથી. વિશેષ શું, ભાવનિરૂપણની ઘણીખરી ક્ષતિઓ કે દોષો, લાગણી કે ભાવને સ્વાભાવિક એવા, અને ભાવની ઘનતા મહત્તા કે વિશાલતાનો ભાર ખમે એવા વૃત્તાંત કે બનાવના અભાવના, એટલે કે ઉચિત વૃત્તાંત કે બનાવો કલ્પવાની અશક્તિના હોય છે. વાર્તામાં વૃત્તાંતસર્જન પાછળ ખર્ચાતી કલ્પનાશક્તિ કંઈ નાનીસૂની નથી હોતી. અલબત્ત અહીં, કથાસર્જનમાં વૃત્તાંત અને ભાવોનું પૌર્વાપર્ય કે એવું કશું વક્ષ્યમાણ નથી. વાર્તાકલામાં વૃત્તાંતનું કેટલું મહત્ત્વ છે એ કહેવાનો જ ઉદ્દેશ છે.

અને તેમ છતાં બીજાં ઘણાંખરાં દૃષ્ટાંતોની પેઠે, આ હાડપિંજરનું દૃષ્ટાંત એકદેશીય જ છે. શરીરમાં હાડપિંજર દેખાતું હોતું નથી, અને જે અર્થમાં શરીર સુંદર હોઈ શકે છે તે અર્થમાં હાડપિંજર સુંદર હોતું નથી. વાર્તાશરીરમાં વૃત્તાંતનું હાડપિંજર પણ દશ્યમાન હોય છે, અને સુંદર વાર્તામાં વૃત્તાંત પણ સુંદર હોય છે. વૃત્તાંત સુંદર હોય, તે તેની આકૃતિને લીધે હોય, અને 'સરસ્વતીચંદ્ર'ને પણ અમુક વૃત્તાંત આકૃતિ છે – અનેક નદીઓનો સંગમ પામતા મહાનદની – જે વિશે પહેલાં એક વાર હું કહી ગયો છું.* પણ તે સિવાય પણ, આકૃતિ ન હોય તોપણ, સુંદર કથામાં કેવળ વૃત્તાંત પણ રસનિષ્પાદક હોય છે. તેનો રસ શો એમ કોઈ પૂછે તો હું કહું કે અદ્દભુત રસ. અદ્દભુત રસ સર્વ રસોમાં ઓતપ્રોત હોવા ઇષ્ટ છે. માત્ર

* 'સરસ્વતીચંદ્ર'ની આકૃતિ અને વક્તવ્ય, શતાબ્દી વ્યાખ્યાનમાળા.

વૃત્તાંત, બીજા કોઈ રસનું ન હોય તોપણ તે અદ્ભુત રસનું તો હોય જ. વાર્તાના બનાવો ચમત્કારક હોય જ. વાર્તા વાંચતાં, હવે શું થશે, હવે શું આવશે, એ કૌતુકને પ્રેરનાર અદ્ભુત રસ છે. મહાનવલમાં બીજા અનેક રસો ભલે હોય, પણ તેમાં પણ આ રસ હોય જ. ઘણા વાચકો, વાર્તામાં આ રસથી વિશેષ કશું માણી શકતા નથી, એ રસિકતાની મર્યાદા છે એ ખરું, પણ ઉચ્ચ અધિકારીની પણ આ વૃત્તાંત વિશેની રસેન્દ્રિય બધિર હોતી નથી.

'સરસ્વતીચંદ્ર'કારે, વાર્તાની રચનાના જિજ્ઞાસારસને કથાનો એક આવશ્યક અંશ સ્વીકાર્યો છે, પણ તેમની કથાના અતિ લાંબા અને જટિલ પટમાં, જે અનેક વર્ણનો, સંવાદો, ચિંતનો, શાસ્ત્રચર્ચા, મંથનો, અસંનિહિત પાત્રને કરેલાં સંબોધનો, ઉદ્ગારો વગેરે આવે છે, તેમ અનેક કથાતંતુઓનું ગુંફન આવે છે, તેને લીધે મુખ્ય વાર્તાનું વહેણ ખોવાઈ જાય છે – અનેક વડવાઈઓમાં વડનું મૂળ થડ ખોવાઈ જાય તેમ. આથી વાર્તારચના જિજ્ઞાસુ-વર્ગ તે વાંચતો નથી. એટલું જ નહિ, આ મુખ્ય વાર્તાવહેણ ખોવાઈ જવાને લીધે, અભ્યાસી સંપૂર્ણ અભ્યાસ કરી શકતો નથી, અને ઘણા બનાવો, ચિંતનો, ઉક્તિઓ વગેરેનું ઔચિત્ય પૂરું સમજી શકતો નથી. આ બધાને માટે આ આવા વૃત્તાંત-સંક્ષેપની જરૂર હતી. આ કામ આજે થયું છે એ સાહિત્યરસિકોને માટે હર્ષનો પ્રસંગ છે.

વાર્તાને ભલે નિયતિકૃત નિયમનું બંધન ન હોય, પણ વાર્તા ચાલતી જાય તેમતેમ વાર્તામાંથી પોતામાંથી, વાર્તાની સૃષ્ટિમાંથી જ નિયમો ઊભા થઈ વાર્તાને બંધનકર્તા થતા જાય છે, એ સૌ જાણે છે. જે વાત વાર્તારચનાને માટે સાચી છે તે વાર્તાસંક્ષેપ માટે પણ સાચી છે. વાર્તામાં સરસ્વતીચંદ્ર-કુમુદ પૂરતું વસ્તુ તારવીને મૂકવાનો સંકલ્પ એક વાર કરીએ, એટલે એ સંકલ્પ જ ઘણી જગાએ વસ્તુના હાનોપાદાનમાં નિર્ણાયક બને છે. એમ કરતાં સંક્ષેપકારને બુદ્ધિધનનું આખું પૂર્વવૃત્તાંત છોડી દેવું પડ્યું છે. શઠરાયને રાજ્ય-દરબારમાં કેવી રીતે મહાત કર્યો તે છોડી દેવું પડ્યું છે. એથી વિશેષ ત્રીજા ભાગમાં આવતા મલ્લરાજને છોડી દેવો પડ્યો છે. નહિતર કર્તાની રાજર્ષિની એ એક અપૂર્વ કલ્પના છે. એમ બીજું ઘણું ઘણું છોડી દેવું પડ્યું છે. આમાં કોઈને લાગે કે 'ગુણસુંદરી'વાળું ૧૨મું પ્રકરણ પણ છોડી દેવું જોઈતું હતું. પણ વાર્તાનો મૂળતંતુ માત્ર સરસ્વતીચંદ્ર નથી, પણ સરસ્વતીચંદ્ર-કુમુદ–કુસુમની ત્રિવેણી છે, એ ધ્યાનમાં રાખીએ તો એ પ્રકરણ વધારે પડતું નહિ લાગે. જેમ 'સરસ્વતીચંદ્ર'ના પ્રકરણમાં સરસ્વતીચંદ્રનાં માતા-પિતાનું અને તેના ઉછેરનું વર્ણન છે. તેમ 'ગુણસુંદરી'માં કુમુદ-કુસુમના ઉછેરનું વર્ણન છે. ગુણસુંદરીના કુટુંબકલેશમાં જન્મેલી કુમુદ જાણે દુઃખ માટે જ જન્મી હતી, અને



ગુણસુંદરીના સ્વતંત્ર જીવનમાં જન્મેલ કુસુમ સુખમાં જન્મી, તેમ સુખી થવા માટે જન્મી અને ગૃહત્યાગ પછી સરસ્વતીચંદ્રનો અંતરનો સંબંધ એ કુટુંબ સાથે જ વધારે નિકટ અને ઘન બને છે.

વસ્તુસંક્ષેપ કરવામાં મૂળની ભાષાને વળગી રહેવાનો સંક્ષેપકારનો સંકલ્પ ઉચિત છે, અને એમાં એમને મળેલી સફળતા અભિનંદનીય છે. જ્યાં એમને નવું પ્રકરણ કરવું પડ્યું છે ત્યાં પણ તેનું નામ તેમણે મૂળ કથાના વસ્તુમાંથી સૂચન લઈ ઉચિત રીતે પાડ્યું છે. તોપણ એક સામાન્ય સૂચન કરવા જેવું લાગે છે. ઘણા લેખકોને અનુભવ હશે કે પોતે લખેલી વસ્તુ પણ હાથપ્રતમાં હોય એ કરતાં છપાઈને હાથમાં આવે છે ત્યારે વધારે સારી રીતે સમગ્ર રૂપે જોઈ શકાય છે. તો આ તો 'સરસ્વતીચંદ્ર' જેવા પુરાણના સંક્ષેપનો પ્રશ્ન છે, એટલે તેનું સમગ્ર રૂપ સંક્ષેપકાર પણ છપાયા પછી વધારે સારું જોઈ શકશે. મારી ભલામણ છે કે એમ કરતાં એમને જ્યાં જ્યાં કંઈ પણ ફેરફાર કે પુરવણી કરવાની જરૂર પડે ત્યાં તેઓ પોતે જ કરે; અને એવી એક બે બાબત જણાઈ છે તે તરફ ધ્યાન દોરું, જેથી મારું વક્તવ્ય સ્ફુટ થાય. પૃ. ૧૪૪ ઉપર અલક પ્રમાદધનને કહે છે : 'કુલટા મેડીમાં આવી હતી ને આપે કેવડો ને સાંકળી એના પર રસ્તામાં ફેંક્યાં હતાં તે શાનું સાંભરે ?' આ કથન આગળ બનેલા બનાવને ઉદ્દેશીને આવે છે, પણ સંક્ષેપમાં આ મૂળ બનાવ બન્યો તે સમયનો તેનો ઉલ્લેખ નથી થયો. તેથી વાચકને મૂળ બનાવની અપેક્ષા જાગે છે અને તેને ઉપરની* ઉક્તિ પૂર્વના અનુસંધાન વિનાની નિરાધાર રહી ગઈ જણાય છે. મૂળ પુસ્તકમાં તે પહેલા ભાગના 'પ્રમાદધન અને કુમુસુંદરી'વાળા ૧૭મા પ્રકરણમાં બનતો વર્ણવાયો છે. આ પ્રકરણનું વસ્તુ, સંક્ષેપના ૮મા 'ખંડિત કુમુદસુંદરી'ના પ્રકરણમાં આવે છે, ત્યાં તે પ્રસંગને મૂળ બનતો વર્ણવાય તો વાંચનારની અપેક્ષા પૂર્ણ સંતોષાય એમ માનું છું. તેમ જ એ પ્રકરણમાં પ્રમાદધન દરબારના વિવિધ સમાચાર કહે છે તે સાથે પોતે રાજ્યને કામે લીલાપુર જવાનો છે એ મતલબની ઉક્તિ પણ ત્યાં આવી જાય' તો પછીના (૯મા) પ્રકરણમાં કુમુદસુંદરી મેડીમાં તે રાતે તે એકલી હતી તેનો ખુલાસો પણ થઈ જાય.

આ વસ્તુસંક્ષેપ છે, અને છતાં એ માત્ર બનાવોની હારમાળાનો સંગ્રહ નથી. મેં હાડપિંજરનું દષ્ટાંત આપ્યું તેથી આ કહેવાની ખાસ જરૂર રહે છે. સંક્ષેપની પ્રક્રિયા એ માત્ર બાદબાકીની પ્રક્રિયા જેવી યાંત્રિક ક્રિયા નથી. એક મોટા વર્તુળની અંદર બરાબર વચમાં એક બીજું નાનું વર્તુળ દોરવું હોય, તો મોટા વર્તુળનું મધ્યબિન્દુ શોધીને જ ટૂંકી ત્રિજ્યાથી દોરી શકાય, તેમ મૂળ લેખકની બધી કલા સંક્ષેપને અનુરૂપ

---

* આ પ્રમાણે તે તે સ્થળે પૂર્તિ કરી છે. (સં.)

થઈ આવે જ. આ સંક્ષેપમાં પણ ગોવર્ધનરામની કલાનાં ઉત્કૃષ્ટ લક્ષણો, જેવાં કે તેમનો વાગ્વૈભવ, તેમની પ્રૌઢિ, અર્થગાંભીર્ય પાત્રાલેખન, સંવાદકલા, વર્ણનશક્તિ, અલંકારસમૃદ્ધિ, સ્વાભાવિક રીતે જ ઊતરી આવ્યાં છે. એટલે કે આ પુસ્તક એક સ્વતંત્ર નવલકથા જેટલું જ સુવાચ્ય અને આસ્વાદ્ય બન્યું છે. વાર્તારસિક વર્ગ આને રસપૂર્વક વાંચશે એવી આશા પડે છે.

આ સંક્ષેપની યોજનામાં, આનાથી વધારે મોટો એક બીજો સંક્ષેપ પણ તૈયાર કરવાનો નિર્ધાર છે, એ જોતાં, અને હવે ગુજરાતમાં જ બે વિશ્વવિદ્યાલયો કામ કરતાં થયાં છે એ જોતાં જણાય છે કે 'સરસ્વતીચંદ્ર'નો અભ્યાસ વધશે. તો 'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશનને માટે મારે એકબે સૂચનો કરવાનાં છે તે અહીં કરું છું. 'સરસ્વતીચંદ્ર'ને પચાસ વરસ થવા આવ્યાં. તેની અનેક આવૃત્તિઓ થઈ છે. આપણા દેશમાં સો ટકા શુદ્ધ પ્રૂફ તપાસનારા વિરલ છે, તો લાંબી આવૃત્તિ-પરંપરામાં કેટલીય ભૂલો ગુણાતી ગઈ હશે. એટલે આ સંક્ષેપ થયા પહેલાં, પ્રથમ પાઠશુદ્ધિનું કામ, આ કામના રસિયા ઉત્સાહી અભ્યાસીઓ પાસે કરાવવું જોઈએ. અને બીજું એ કે આ મહાનવલની જૂની આવૃત્તિઓની બને તેટલી નકલો ગુજરાતીના શિક્ષણનાં જુદાં જુદાં કેન્દ્રોમાં આવેલાં પુસ્તકાલયોમાં મુકાઈ તેના સંરક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા થવી જોઈએ.

અમદાવાદ
તા. ૧૭-૭-૫૧

**રામનારાયણ વિ. પાઠક**

## અનુક્રમ

# સરસ્વતીચંદ્ર

(સંક્ષિપ્ત કથાસ્વરૂપ)

•

ગોવર્ધનરામ ત્રિપાઠી

1

# સુવર્ણપુરનો અતિથિ

**'ઘર તજી ભમું હું દૂર સ્વજન-હીન, ઉર ભરાઈ આવે,**
**નહીં ચરણ ઊપડે હુંથી શોકને માર્યે.'**

સુવર્ણપુર, પશ્ચિમસાગરની સાથે ભદ્રાનદી સંગમ પામે છે ત્યાં આગળ આવેલું છે. સાગરે નદીરૂપ હાથ વડે કેડ ઉપર બાળક તેડ્યું હોય તેમ એક ટેકરીના ઢોળાવ ઉપર પથરાયેલો એનો વિસ્તાર લાગે છે. એ નગરના બંદરમાં માઘ માસમાં એક દિવસ એક વહાણ આવી નાંગર્યું. એક મછવામાં કેટલાક વ્યાપારીઓ ઊતર્યા. તેની સાથે એક તરુણ પુરુષ પણ આવી ઊતર્યો. તેની દૃષ્ટિ સમુદ્ર અને સુવર્ણપુર વચ્ચે હીંચકા ખાધા કરતી હતી - જાણે કે સમુદ્રના તરંગથી મછવો આમતેમ ખેંચાતો હતો. તે પુરુષનું વય ત્રેવીસ-ચોવીસ વર્ષનું દેખાતું હતું. તેનાં વસ્ત્ર પર ઉજાસ ન હતો અને મોં કરમાયેલું હતું. તે નિઃશ્વાસ નાખતો ન હતો, પણ તેના અંતઃકરણમાં ઘણાક નિઃશ્વાસ ભરાઈ રહેલા હોય એવું એની મુખમુદ્રા સૂચવતી હતી. તેની કાન્તિમાં કાંઈક લાવણ્ય હતું અને તેના મુખ ઉપર કોમળતા હતી.

હોડી કિનારે આવી અને સૌ લોકો ઊતર્યા તેમની સાથે એ પણ ઉદાસ અને મંદ વૃત્તિથી ઊતર્યો. થોડી વાર તે કિનારા ઉપર ઊભો રહ્યો અને આખરે એક દિશામાં ચાલ્યો. એક મોટા પુલ પર એક એકલ એન્જિન સંભાળથી ધીમે શ્વાસે ચાલતું હોય, તેમ જવા લાગ્યો. સામાનમાં તેની સાથે એક નાની સરખી પોટલી હતી. તાપથી તેનું કમળપત્ર જેવું મુખ તથા ગાલ રાતાચોળ થઈ ગયા હતા. આખરે એક મહાદેવનું દેવાલય આવ્યું. તેના દ્વારમાં ચારે પાસ જોતો જોતો તે પેઠો.

આ દેવાલય રાજેશ્વર મહાદેવનું હતું. તે સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનના પૂર્વજોનું બંધાવેલું હતું. દેવાલયની આસપાસ ફરતો ફરસબંધી ચોક હતો અને તેની આસપાસ છાપરીવાળી ઓસરી હતી. ઓસરીમાંથી પછીતમાં એક બારી પડતી હતી, તેની પાછળ એક વાડો હતો જેમાં મહાદેવને ઉપયોગમાં આવે એવાં ફળફૂલના

છોડ તથા એક બીલીનું વૃક્ષ હતું. જમણી બાજુએ એક નાનું સરખું આરાવાળું તળાવ હતું જેનું નામ રાજસરોવર રાખેલું હતું. દેવાલયની સામી બાજુએ એક કૂવો પણ હતો.

દ્વારમાં પેસતાં જ નવો આવેલો તરુણ, બહારના ઘુંમટમાં લટકાવેલો ઘંટ વગાડી, દેવને નમસ્કાર કર્યા જેવું કરી ગર્ભદ્વારમાં ઊમરા ઉપર બેઠો; પણ અંદર પૂજારી રુદ્રી કરતો હતો તેણે સાન કરી કે તરત ઊમરા-બહાર હેઠળ બેઠો.

પૂજારી ત્રીસ પાંત્રીસના વયનો એક તપોધન હતો, તેની હજામત વધી ગયેલી હતી અને બેભાન તથા જડ માણસ જેવો દેખાતો હતો. પણ અમાત્યના ઘરનો સહવાસી હોવાથી તે જરી જરી સભ્યતા શીખ્યો હતો.

નવા તરુણને જોઈ પૂજારી મૂર્ખદત્તે રુદ્રીનો ઢોંગ વધાર્યો અને સ્તવન કરતાં અશુદ્ધ ગર્જના કરવા લાગ્યો. મંદિર નગરથી દૂર હોવાને લીધે તેમાં કોઈ આવતું નહીં; પણ શિવરાત્રિ પાસે આવવાથી રાજમંડળ, અમાત્ય-કુટુંબ તથા નગરલોક આવવાના – એ વિચારનો નવો કેફ મૂર્ખદત્તને ચઢ્યો હતો. તેમાં 'શ્રીગણેશાય નમઃ' તરુણને જોઈ, ભાંગ પીધેલાને દીવો જોતાં અસર થાય તેમ મૂર્ખદત્તને પણ થયું.

તરુણ પુરુષ એ સર્વ એકીટશે જોઈ રહ્યો, પણ પૂજારીની પૂજાના માહાત્મ્યને જોઈ તેને કાંઈક હસવું આવ્યું; મૂર્ખદત્તે એમ ધાર્યું કે મારી મહાપૂજાના આડંબરની યોગ્ય અસર થઈ. આમ ધારી પૂજા થઈ રહેવા આવી એટલે મોટા ડોળ તથા આડંબરથી ખોંખારી વચ્ચે વચ્ચે પ્રશ્નપરંપરા કરવા લાગ્યો.

'તમે બહુ શ્રદ્ધાળુ દેખાઓ છો ! તમારું નામ શું ? તમે કોણી પાસથી આવ્યા ? કાંઈ ધંધાનોકરીનો વિચાર છે ? હું આ મહાદેવનો વંશપરંપરાનો પૂજારી છું, મારું નામ મૂર્ખદત્ત' અંતે ઊઠી મહાદેવનું નમણ તથા બીલીપત્ર તરુણ આગળ ધર્યાં.

મહાદેવના પ્રસાદથી પોપચાં, પવિત્ર કરી તરુણ બોલ્યો : 'મારું નામ નવીનચંદ્ર છે. હું બ્રાહ્મણ છું. અત્યારે જ બંદર ઉપરથી આવું છું. આ ધર્મશાળામાં થોડા દિવસ ઉતારો રાખવો છે. મારી રસોઈ તમારા ભેગી કરી નાખશો તો બાધ નથી.' 'બાધ નથી' સાંભળી તપોધન આશ્ચર્યમાં પડ્યો. એટલામાં નવીનચંદ્રે ઉંબરામાં એક રૂપિયો નાખ્યો. પથ્થર ઉપરના રૂપિયાએ તપોધનનું મન વશ કર્યું અને આશ્ચર્યને લીન કર્યું.

આગળ એ અને પાછળ નવીનચંદ્ર એમ બે જણ ચાલ્યા. જતાં જતાં મૂર્ખદત્તે વાગ્ધારા છોડી.

'ભાઈ નવીનચંદર, તમારું નામ અટપટું છે તેથી હું તમને ચંદરભાઈ કહી બોલાવીશ. તમારી પાસે જોખમ હોય તે મારા પટારામાં મૂકજો અને કૂંચી ગમે તો તમારી પાસે રાખજો. આ પાછળ વાડો છે અને જોડે તળાવ છે. તળાવમાં નાહી



વાડામાં બેસી બે છાંટા નાખવા હોય તો નાખી દેજો. જમવાનો વખત થયે હું તમને બોલાવીશ. વળી કાલ શિવરાત્રિ છે એટલે અમાત્યના ઘરનાં બધાં આવવાનાં છે, તે વખત પણ તમે વાડામાં હો તો તેમની મરજાદ સચવાય.' નવીનચંદ્ર વાડામાં ગયો. મૂર્ખદત્તની ઓરડીમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા.

❑

## ૨

# કુમુદસુંદરી

એટલામાં ગાડીઓનો ગડગડાટ અને ઘોડાઓની ખરીના પડઘા સંભળાયા. ચાર-પાંચ સુંદરીઓ પગના ઘૂઘરાના ઘમકાર કરતી અંદર આવી પહોંચી અને શિવાલયનાં પગથિયાં ચઢતી હોય એમ દેખાઈ.

આ ટોળીમાં બે જણ અગ્રેસર હતી. છેક અગાડી વીસ-બાવીસ વર્ષની છકેલ જોબનના પૂરમાં તણાતી બુદ્ધિધનની દીકરી અલકકિશોરી હતી. તેની સાથે – પણ જરા પાછળ – ચૌદ પંદર વર્ષની સંપૂર્ણ મુગ્ધાવસ્થામાં પણ જુવાનીના મળસકાના ઉજાસમાં, બુદ્ધિધનના પુત્ર પ્રમાદધનની નવોઢા પત્ની કુમુદસુંદરી હંસગતિથી ચાલતી હતી. તડાકાભડાકા કરતી ચમકતી વીજળીની પાછળ મેઘ વેરાઈ જતાં કોમળ અને મનહર મંદ ચંદ્રિકા પ્રકાશે તેમ ભભકભરી અલકકિશોરી પાછળ કુમુદસુંદરી શરમાતી શરમાતી પોતાના પ્રફુલ્લવદનનો આભાસ આખા મંદિરમાં પ્રકટાવતી હતી.

નણંદભોજાઈ વચ્ચે દેખાવમાં, સ્વભાવમાં અને આચાર-વિચારમાં દેખાઈ આવે એટલો ફરક હતો : તે ફરકનાં બીજ ઈશ્વરે તો જન્મથી જ મૂકેલાં હતાં, પણ તેનું કારણ ઘણે અંશે તેમના કુટુંબ, ઇતિહાસ અને શિક્ષણમાં હતું.

અલકકિશોરી 'જાજરમાન' હતી, તેનો રંગ સોનેરી-ગોરો તથા મધ્યાહ્નના તાપની પેઠે ચળકાટ મારતો હોય તેવો હતો. એટલે પાસે આવનારની નજર તેના ભણી સહસા ખેંચાતી અને અંજાતી. અમલ ચલાવતી હોય તેવી રીતે તેને બોલવાની ટેવ હતી. આ આકર્ષણશક્તિને લીધે આ ઉન્મત્ત યૌવનવાળીની આસપાસ કચેરી ભરાઈ રહેતી, જેમાં તે પોતે શક્તિ જેવી શક્તિ ધરાવતી હતી.

અલકકિશોરીની મા સૌભાગ્યદેવી માત્ર એક સાધારણ રૂપ-ગુણની સ્ત્રી હતી અને તેના ઠરેલપણાને લીધે બુદ્ધિધન તેને ચાહતો. અલકકિશોરી નાની હતી ત્યારથી જ બાપને હાથે ઘણું લાડ પામી હતી. તે ગમે તેવી પણ બાળક હતી. રંક અવસ્થા



તેણે દીઠી ન હતી; પોતાનું ધાર્યું કર્યું જ સમજતી, પોતાને હંમેશ ફાવેલી જ જોતી; હુકમ કર્યો જ સમજતી, ચારે પાસથી વખાણ જ સાંભળતી. આ સૌનું ફળ એ હતું કે ભયંકર ગુમાનરૂપી સર્પ તેના કુમળા મગજમાં પેસી રહી ફૂંફાડા મારતો અને આખા શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો. માત્ર અમાત્ય-કુટુંબના સહજ વિનયરૂપ પોલા રાફડાથી વિષયમ ચેતન ઢંકાઈ રહ્યું હતું.

આ લડાયક કિશોરીનો ઉદયભાનુ હાલ મધ્યાકાશમાં હતો. તેનાં સાસરિયાં તેની મરજી પ્રમાણે ચાલતાં – તેનો પતિ પણ. સૌના મનમાં એમ હતું કે પ્રમાદધનભાઈ ગૃહસ્થાશ્રમ માંડશે એટલે અલકબહેન નરમ પડશે, પણ એ ધારણા તરત તો ફળી નહીં.

પ્રમાદધનને ઘણી કન્યાઓ વાસ્તે કહેણ આવ્યાં હતાં. આખરે રત્નનગરીના પ્રધાન વિદ્યાચતુરની દીકરી કુમુદસુંદરી ખાલી પડી. તેનો વિવાહ પ્રથમ તો મુંબઈ નગરીના એક ધનાઢ્ય અને પ્રખ્યાત વ્યાપારી લક્ષ્મીનંદનના વિદ્વાન પુત્ર સરસ્વતીચંદ્રની સાથે થયો હતો. પણ લગ્નનું મુહૂર્ત પાસે આવ્યું તેવામાં ઈશ્વર જાણે શાથી સરસ્વતીચંદ્ર એકાએક અલોપ થયો. તેની ભાળ પણ લાગી નહીં, અને આખરે મુંબઈથી લખેલો તેનો એક કાગળ વિદ્યાચતુર પર આવ્યો. તેમાં લખ્યું હતું – 'કંઈ કારણથી મેં મારું ઘર ને નામ છોડી દીધું છે, મારે પરણવાની ઇચ્છા નથી. હું ભવસાગરનું એક અગોચર મોજું થઈ મનસ્વીપણે સંસારમાં એકલો અને અપ્રખ્યાત અથડાઈશ. મારી કોઈએ ચિંતા કરવી નહીં. ગુણવતી કુમુદસુંદરીને પરણી હું ભાગ્યશાળી થાત, પરંતુ મારાથી તે સુખી થઈ શકત એવું મનાતું નથી; તેનું સૌભાગ્ય અમર રહો. તેને હવે મરજી પડે ત્યાં પરણાવજો.' આ કાગળ વાંચી તેની ખાતરી કરી, નિરાશ થઈ, વિદ્યાચતુર ગભરાટમાં પડ્યો. કારણ કુમુદસુંદરીનો કન્યાકાળ વીતી ગયો હતો અને સરસ્વતીચંદ્રની સાથે તુલના કરી શકાય એવો એક પણ વર તેની નજરે આવતો ન હતો. તેને કુમુદસુંદરી સિવાય બીજી પણ એક એનાથી ચઢે એવી નાની દીકરી હતી. પોતાને પુત્ર ન હતો તોપણ કન્યારત્ન જોઈ એને સંતોષ થતો અને સરસ્વતીચંદ્ર તથા કુમુદસુંદરીની જોડ જોઈ એને પરમ આનંદ થતો. તેમાં આ આપત્તિ આવ્યાથી તેને પુત્ર-નાશથી અધિક શોક થયો. માત્ર, 'ઈશ્વરની ઇચ્છા' કહી નિઃશ્વાસ સાથે ભવિષ્યના વિચારમાં પડ્યો.

આ વાત દેશવિદેશ પ્રસરી ગઈ. વર્તમાનપત્રોમાં છપાઈ. નાતજાતમાં ચાલી રહી. વિદ્યાને માથે કલંક દેવાયાં. છોકરવાદી સર્વની બત્રીશીમાં ચઢી. પ્રમાદધને એ વાત વાંચી અને જમતી વખતે કહી બતાવી. કુમુદસુંદરીના દુર્ભાગ્યની સૌને દયા આવી. એમાંથી એના રૂપગુણની વાત ચાલી, અને અલકબહેન બોલી ઊઠ્યાં, 'ત્યારે

મારા ભાઈને એ કન્યા ન ખપે ?' સૌભાગ્યદેવીએ કહ્યું કે 'ખપે.' વળી બુદ્ધિધનને વિદ્યાચતુર સાથે જૂની મિત્રતા પણ હતી. એટલે અલકબહેને કહ્યું કે પ્રાતઃકાળમાં કન્યાનું માગું કરવા માણસ મોકલવું. દરખાસ્ત પસાર થઈ. સવારે માણસ સંદેશો લઈ રત્નનગરી ભણી ગયું. વિદ્યાચતુર ચિંતાગ્રસ્ત હતો તેથી સૌ કામ તેની સ્ત્રી ચલાવતી. તેને વર અને ઘર બંને સારાં લાગ્યાં, વરની બહુ ખબર ન હતી, પણ ઘર સારું એટલે વર પણ સારો જ હશે એમ કલ્પના કરી સ્વામીનાથને વાત કહી. ક્ષોભ પામેલ હોવાથી પ્રધાનના મુખમાંથી 'હા' નીકળી ગઈ. બુદ્ધિધનનો માણસ વધામણી લઈ પાછો દોડ્યો. પ્રધાનને ભાન આવ્યે વિચાર થયો, પણ ઈશ્વરે સારું જ કર્યું હશે ધારી ચિંતામુક્ત થયો. લગ્ન થયાં અને કુમુદસુંદરી પિયર છોડી સાસરે આવી. કથાનો પ્રસંગ ચાલે છે તે સમયે તેને સાસરે આવ્યે માત્ર – દશપંદર દિવસ થયા હતા. ભાઈને આવી સારી કન્યા પરણાવવાનું માન અલકકિશોરીબહેનને જ આપવામાં આવ્યું. માએ ભાઈને જન્મ આપ્યો અને બહેને કન્યા આપી. બહેનનું ઘરમાં માન વધ્યું.

કુમુદસુંદરીનો સ્વભાવ પણ આ સ્થિતિને અનુકૂળ જણાયો.

તેની મા ગુણસુંદરી પતિ પાસે થોડું ભણી વિદ્યાના લાભ સમજતાં શીખી હતી. તેથી તેણે કુમુદને પણ ભણાવી.

એક પ્રખ્યાત વિદ્વાને માણસને દરજીની ઉપમા આપી છે. સૌ સૌને પોતાના જેવાં અને બને તો પોતે સીવેલાં કપડાં પહેરાવવા ઇચ્છે છે. વિદ્યાનો પણ એક સાધારણ નિયમ એવો છે કે ભણેલા સૌને ભણાવવા મથે છે. ગુણસુંદરીએ ઠરાવ કર્યો કે કુમુદને ભણાવવી. થોડાં વર્ષમાં કુમુદસુંદરીનો અભ્યાસ ઘણો વધી ગયો. પરણવા પહેલાં અંગ્રેજી અને સંસ્કૃતમાં પ્રવેશ થયેલો હોવાથી સંસારધર્મ, રસજ્ઞતા, રસિકતા, વ્યવહારકુશળતા, નીતિમાર્ગ આદિનો કુમુદસુંદરીમાં સ્વાભાવિક ઉદય થયો. માત્ર સરસ્વતીચંદ્રને શોધી નિરાશ થઈ મન પાછું ફરતું; એ સિવાય બીજી બધી બાબતમાં કુમુદસુંદરીનાં માબાપ દીકરીને જોઈ જગતને સ્વર્ગસમું ગણી લેતાં.

આવા સંસ્કારવાળી કુમુદસુંદરી બુદ્ધિધનના ઘરમાં આવી એટલે તરત એને એક નવી દુનિયામાં પેઠા જેવું લાગ્યું. દેખાવમાં તે અલકકિશોરીથી બહુ જુદી હતી. તેના શરીરનો વર્ણ રૂપેરી ગોરો હતો. તેનું કાઠું નાજુક હતું. ભભક તેનામાં રજ પણ ન હતી. કેટલાકને તે ગરીબ ગાય જેવી દેખાતી. તે માત્ર મંગળ આભૂષણ અને આછાં પણ સુંદર ચિત્રવાળાં-સાદાં જેવાં વસ્ત્ર પહેરતી. શરદઋતુના નાના વાદળા ઉપર ચંદ્રલેખા જણાય તેમ એનાં વસ્ત્ર ઉપર તેનું આછા સ્મિતવાળું મુખ દેખાતું. તે બોલતી થોડું, પણ બોલે તે વખત રૂપાની ઘંટડીના જેવો સ્વર નીકળતો



અને સૌ કોઈને એનાં વચન મધુર લાગતાં, નાનાં બાળકો રમવાનું મૂકી દઈ એની પાસે આવી એને વીંટાઈ બેસી રહેતાં. એના ઉપર જોનાર, અને સાંભળનાર, એની સાથે બોલનાર : સૌ એકસરખાં શાંત ચંદ્રિકામાં નાહતાં હોય, અમૃત-સરોવરમાં ડૂબકી મારતાં હોય, એવી વૃત્તિનો અનુભવ કરતાં.

સાસરિયામાં પણ એણે સારો સમાસ કરી લીધો હતો. અલકકિશોરીને અમલ ચલાવવાની ટેવ પડી હતી, તો કુમુદસુંદરીને નાનપણથી આજ્ઞા માનવાની ટેવ પડી હતી. અત્યાર સુધી ઘરમાં સર્વનો વખત આ નવીન અને નિર્દોષ આનંદમાં ગયો હતો. કુમુદસુંદરી સાસરે આવી ત્યાર પછી પણ તરતમાં તો સરસ્વતીચંદ્રને સંભારી સંભારી છાની છાની રોતી, નિઃશ્વાસ મૂકતી, પણ બધાં બેઠાં હોય ત્યારે તેમની રમતગમતોમાં તથા ઉત્સાહમાં શૂન્ય હૃદયથી ભાગ લેતી, ફીકા હાસ્ય વડે ઢાંકપિછોડો કરતી. લજ્જાળુપણાને નામે સૌ ચાલ્યું જતું અને આંસુ આનંદનાં આંસુમાં ગણાતાં તે પ્રમાદધન સાથે મન મેળવવા ઇચ્છતી અને પ્રયત્ન કરતી, પરંતુ તેનું હૃદય માત્ર ઘસડાતું અને ઘસડાતાં ઘણાક ઘા ખમતું. આમ છતાં કાળના પ્રવાહનું બળ, નવીન સૃષ્ટિનો અનુભવ, બીજા સૌના આનંદની ભરતીનો વેગ, બાળકમનની સ્થિતિસ્થાપકતા, ઈશ્વર-ઇચ્છાને શરણ થવાની બુદ્ધિ, અને હવે પરપુરુષ બની ગયેલાની કલ્પના પણ કરવી એ પતિવ્રતાધર્મથી વિરુદ્ધ છે એવું જ્ઞાન : આ સૌને લીધે બળવાન બાળકીએ પોતાના મનને તંગ ખેંચી હળવે હળવે સ્વાધીન કરી લીધું હતું અને સમયધર્મને અનુસરવા લાગી હતી. પ્રસન્નતા તેના મુખ ઉપર ભાસતી હતી; માત્ર એટલું કે આ પ્રસન્નતા પ્રાતઃકાળની ચંદ્રલેખા જેવી હતી. ગુણસુંદરી વિના તેને કળી શકે એવું કોઈ હતું નહીં, તે પાસે હોત તો આ જોઈ તેનું વત્સલ હૃદય ફાટી જાત.

પ્રમાદધને શાળામાં વેઠિયાવાડથી અભ્યાસ કરેલો હતો. અને ઉંમર આવ્યે, શાળામાં નાનમ લાગવાથી, અભ્યાસ વૈતરા જેવો થવાથી, પ્રમાદધન પ્રમાદમાં જ રહેતો. બીજી રીતે તેનો સ્વભાવ સુશીલ, આનંદી અને સંતોષકારક હતો. કુમુસુંદરીની સર્વ અભિલાષા તૃપ્ત કરું એવી તેની વૃત્તિ હતી અને તેને સુખ આપવા શુદ્ધ અંતઃકરણથી મથતો.

વિદ્યાચતુરના ઘરમાં જે સંસ્કાર હતા તેનાથી જુદી જ જાતના સંસ્કાર કુમુદસુંદરીના અનુભવમાં આવ્યા. આ નવી સૃષ્ટિમાં જૂની સૃષ્ટિને સંભારનાર તેની પાસે એક જ વસ્તુ રહી હતી. સરસ્વતીચંદ્રે વિદ્યાચતુર પર કાગળ લખ્યો હતો, તે જ ટપાલમાં એક બીજો કાગળ કુમુદસુંદરી પર પણ લખ્યો હતો. પરંતુ તેમાં માત્ર એક શ્લોક જ સોનેરી શાહી વડે લખ્યો હતો :

'શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી[1] !
થઈ રખે જતી અંધ,[2] વિયોગથી;
દિનરૂપે સુભગા[3] બની રહે, ગ્રહી
કર[4] પ્રભાકરના મનમાનીતા !'

આ શ્લોક તેણે કોઈને બતાવ્યો ન હતો અને બતાવતી ન હતી; છાતીસરસો સાચવી રાખતી, એકાંત વખતે કાઢી જોતી, શ્લોક મોઢે થયો હતો તોપણ કાગળ વાંચી જ ગાતી, રોતી અને આંસુ સારતી. ચર્મચક્ષુથી જોનારને તો અમાત્ય કુટુંબમાં સર્વ રીતે સૌનામાં ઉત્સાહ અને આનંદ દેખાતો હતો. એવા કુટુંબની કામિનીઓ રાજેશ્વર મહાદેવનાં પગથિયાં ઉપર ઠમકઠમક કરતી હાંફતી દેખાતી ચઢી તે સમયે મૂર્ખદત્ત સિવાય તેમને કોઈ જોનારું ન હતું. તેથી આ એકાંત શિવાલયમાં દેવાંગનાઓ મૃત્યુલોકમાં આનંદામૃત છાનુંમાનું ઢોળવા સ્વર્ગમાંથી ઊતરી આવી ન હોય એમ લાગતું હતું.

તપોધન ઉતાવળો ઉતાવળો, અબોટિયાની કાછડી ખેંચી પાટલી જેમ તેમ પગે આંટી ન આવે તેમ ઘાલી, જલધારીમાંથી બીલીપત્ર વગેરે તરુણ સુંદરીઓને આપતાં આપતાં બોલ્યો : 'બહેન, તમારા કહાવ્યા પ્રમાણે પૂજનની સામગ્રીની ટીપ આપી દીધી છે.' પાર્વતી પાસે મહાદેવના ગણોમાંથી ભૂત ઊભું હોય તેમ આ લલનાઓ પાસે ઊભો ઊભો મૂર્ખદત્ત વાતો કરે છે. એટલામાં બહારથી એક સિપાઈ દોડતો આવ્યો :

'બહેન, બહેન, ભાઈસાહેબ+ આવે છે અને ઘણું કરી રાણાજી પણ આવે છે.'

હવે પાછાં જવાય એમ તો હતું નહીં; ઉતાવળી ઉતાવળી અલકકિશોરી પૂછવા લાગી, 'ત્યારે હવે ?'

આવા પ્રસંગના અભ્યાસીઓને સમયસૂચકતાની ટેવ પડેલી હોય છે. એટલે મૂર્ખદત્ત બોલી ઊઠ્યો : 'ચાલો, ચાલો, વાડામાં આવો. રાણાજી માત્ર દર્શન કરવા આવે છે એટલે બહુ વાર નહીં બેસે. હું બારીએ તાળું દઈ સૌ ગયા પછી ઉઘાડીશ.' વાડામાં નવીનચંદ્ર હતો તેની મૂર્ખદત્તને ફામ ન રહી.

સ્ત્રીમંડળ વશ થઈ ગયું હોય એમ તેની પાછળ ચાલ્યું.

સૌ બારણામાં પેઠાં એટલે તપોધને સાંકળ મારી દીધી અને તાળું પણ દીધું.

'નિઘા રખો મહેરબાન !' એમ પોકાર થતાં જ સુવર્ણપુરનો સ્વામી બુદ્ધિધન સાથે દેવાલયમાં આવ્યો અને પોઠિયા આગળ સોનેરી ભરતના ગાલીચા ઉપર બંને

૧. રાત્રિ, ૨. નિસ્તેજ, અંધારી, ૩. સૌભાગ્યવતી, ૪. કિરણ, હાથ.
+ બુદ્ધિધન



જણ બેઠા. ચોમાસામાં રાત્રે વાદળાં આવે અને એક બાકામાંથી માત્ર ચંદ્ર અને કોઈ પાસેનો તારો જણાય તેમ રાણો અને અમાત્ય આખા શિવાલયની એકલી વસ્તીરૂપ રહ્યા.

રાણા અને અમાત્યની રાજમંત્રણા ઘણી જ લાંબી ચાલી. અંતે ભૂપસિંહ ખુશ થયો, પ્રધાનનો વાંસો થાબડ્યો અને મંદિર બહાર નીકળ્યો. 'નિઘા રખો, મહેરબાન !' બૂમ પડી. ગાડીનાં ચક્ર, ઘોડાની ખરીઓ, અને સ્વારોની તલવારોના ખડખડાટ ભડભડાટ સાથે સ્વારી ચાલી. બુદ્ધિધન પાછો અંદર ચાલ્યો. મંદિરનાં પગથિયાં પર ઊભો રહી, વિચારમાં પડી, બોલ્યો : 'ઈશ્વર ! હું કાંઈ કરતો નથી. આ બધું તું જ કરે છે.'

ચારે પાસ નજર કરી બૂમ પાડી, 'દત્ત ! દત્ત !'

મૂર્ખદત્ત ઉતાવળો ઉતાવળો આવ્યો. અંદર ગયા પછી સાંભર્યું કે નવીનચંદ્ર પણ વાડામાં છે અને અમાત્યકુટુંબ પણ ત્યાં ગયું ! ગભરાયેલો ગભરાયેલો ઊઠ્યો અને રસોઈની ઓરડીમાંથી જાળીના સળિયા ઝાલી જોવા લાગ્યો. નવીનચંદ્ર તળાવમાં નાહવા પડ્યો હતો તે નાહી રહી ઓટલા પર ઊભો રહી ડિલ લોહતો હતો. દત્તે ઝપ લઈ લીંપણના પોપડા નવીનચંદ્ર પર ફેંક્યા. એક પોપડો બરાબર નવીનચંદ્રના વાંસા પર પડ્યો. નવીનચંદ્ર ચમક્યો. જુએ છે તો દત્તને દીઠો અને જાળિયા પાસે ગયો. દત્તે રાણો તથા અમાત્ય અને એનું કુટુંબ આવ્યાના સમાચાર આપ્યા ને કહ્યું : 'સૌ જાય ત્યાં સુધી વાડામાંય ન જશો અને મંદિરમાંય ન આવશો.' નવીનચંદ્રે વખત ગાળવા ગાંસડી છોડાવી એક ચોપડી માગી. ઝાડની ડાળીમાં પોતાનું ભીનું ધોતિયું મોં પર છાંયડો આવે એમ સૂકવ્યું, અને શિયાળાની સવારનો તડકો સારો લાગવાથી ધડ તડકામાં રાખી ચોપડી વાંચતો બેઠો. મૂર્ખદત્ત રસોઈમાં પડ્યો, પરવાર્યો અને અમાત્યની બૂમ સાંભળી બહાર આવ્યો.

બુદ્ધિધન : 'કેમ આજે કોઈ આવ્યું નથી કે ?'

મૂર્ખદત્ત : 'અલકાબહેન અને ભાભીસાહેબ આવ્યાં છે ને !'

'ક્યાં છે ?'

'વાડામાં. પધારો. રાણાજી આવ્યા હતા એટલે તાળું વાસ્યું હતું.'

આગળ તપોધન દોડ્યો અને પાછળ અમાત્યે ચાલવા માંડ્યું.

'હાલ કોઈ ઉતારુ નથી કે ધર્મશાળામાં ?'

'હા જી, એક જણ છે; તળાવ પર કે ઓટલે બેઠા હશે.' તાળું ઉઘાડ્યું અને બારણું ઉઘાડ્યું.

## ૩

# વાડામાં લીલા

મહાદેવની પાછળ વાડામાં થોડા દિવસ થયા મોગરો, ગુલાબ, ચંપો અને એવાં એવાં ફૂલની વાડી જેવું બનાવાતું હતું. મૂર્ખદત્તનો એક સૂતળીનો ભરેલો ઊંચાનીચા પાયાવાળો ખાટલો વચ્ચોવચ પડ્યો રહેતો. અલકકિશોરી અને કુમુદસુંદરીએ વાડામાં આ બેઠક શોધી કાઢી અને એક બાજુ પર બેઠાં. સાહેલીઓ માથા અને પાંગઠ આગળ બેઠી. અલકકિશોરીએ ફૂલ તોડી સૌને વહેંચી આપ્યાં.

'કહો ભાભીસાહેબ, કયું ફૂલ લેશો ?'

'તમે આપો તે.'

'બધી બાબતમાં એમ કરશો તો તમને ભારે પડશે.'

'આખા સારા તમારા આપેલા ભાઈને લીધા તો હવે એમ શા મેળે કહો છો ?'

'લ્યો ત્યારે આ શાહાળી લ્યો. તમારાં જેવાં નાજુક ને તમારાં જેવા રંગવાળાં.' હસતાં હસતાં કુમુદસુંદરીએ નાજુક હથેળીમાં ફૂલ લીધાં. લાંબા કરેલા, રૂપેરી પાણીવાળી નદી જેવા હાથમાં ફૂલ શ્વેત કમળ જેવાં લાગવા માંડ્યાં.

વનલીલા : 'તમે આ ફૂલ આપ્યાં પણ એવાં ફૂલની વેણી ગૂંથાવી આપો અને અંબોડે ઘલાવો. આ વસંતના દિવસ છે.'

રાધા : 'વસંતે નવો અને એ પણ નવાં.'

વનલીલા : 'ને ચંપા ને મોગરાના ગજરા કરજો.'

અલકકિશોરી : 'ને ભાભી, મારા ભાઈ પાસે મુજરા કરજો.'

કૃષ્ણકલિકા : (હસી પડી) 'મરો, મુજરા તો ગુણકા કરે.'

અલકકિશોરી : 'મેર, મેર, બોલનારી ન જોઈ હોય તો લાજ.'

કાળી અને શીળીના ડાઘવાળા મોંવાળી પણ શક્કાદાર કૃષ્ણકલિકા ઓછી બુદ્ધિની અને વર્તણૂકમાં શિથિલ હતી, એટલે આ ઠપકો નકામો ગણ્યો. પણ એનું વચન સાંભળી કુમુદસુંદરીનું મોં ઊતરી ગયું. પોતાનાં પ્રિય પુસ્તકો સાંભર્યાં, સરસ્વતીચંદ્રના ગુણ સાંભરી આવ્યા, હૈયું ભરાઈ આવ્યું અને રોવા જેવી થઈ ગઈ.



સર્વેયે જાણ્યું કે કૃષ્ણકલિકા પર ખોટું લાગ્યું અને એને ઠપકો દેવા તથા કુમુદસુંદરીને સમજાવવા મંડી ગયાં. કુમુદસુંદરીએ આંખો લોહી નાખી, કૃષ્ણકલિકા પર ખોટું નથી લાગ્યું એવું કહ્યું. સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી માત્ર એક જ વખત મળ્યાં હતાં અને પ્રમાદધન સાથે તો આટલો સંબંધ થયો હતો – તે છતાં બિચારીના મનમાં એ ચંદ્ર જેવાના સ્મરણનો સ્પર્શ થતાં, ચંદ્રકાન્તમાંથી રસ ઝરે તેમ શોકમય રસ ઝરતો. સરસ્વતીચંદ્ર રૂપવાન છે કે નહીં તેનો વિચાર પણ નહોતો થયો; માત્ર તેના પત્રવ્યવહાર અને વચનામૃત ઉપરથી મોહ પામી હતી. પ્રમાદધન કાન્તિવાળો હતો તે છતાં આ મોહ ખસતો ન હતો. વયમાં અને શરીરમાં તેમ જ વિદ્યા, બુદ્ધિ, ડહાપણ/ચતુરાઈ અને રસિકતામાં ધણી કરતાં સ્ત્રી ચઢતી ન જોઈએ. એવી સ્ત્રી કજોડાનું દુ:ખ ભોગવે છે. પતિથી તૃપ્ત થઈ શકતી નથી. કુમુદસુંદરીમાં ઈશ્વરે કુલીનતા વાવી હતી, માબાપે ઉછેરી હતી અને વિદ્યાએ ફળફૂલવાળી કરી હતી. પણ પાણી વગર માછલી તરફડે તેમ વિદ્યા વગરના ઘરમાં વિદ્યાચતુરની બાળકી વલોપાત કરતી હતી. એટલામાં કૃષ્ણકલિકાનાં વચનથી સરસ્વતીચંદ્ર પાછો સાંભર્યો. તેણે મોકલેલા શ્લોકવાળો કાગળ કમખામાં હતો, સૌના દેખતાં કઢાયો તો નહીં પણ એમાં મન ભરાયું. શરીરમાં ચમકારા થયા અને રૂંવેરૂંવાં ઊભાં થયાં. પરંતુ આ સર્વ તેણે એકલીએ જ જાણ્યું. સૌ પાછાં વિનોદમાં પડ્યાં.

એક પાસ અલકકિશોરી ને કૃષ્ણકલિકા વાતો કરતાં હતાં. બીજી પાસ કુમુદસુંદરી અને વનલીલા છાનાંમાનાં ફરતાં હતાં અને વનલીલા ઝીણે રાગે ગાતી હતી :

'આશાભંગ થઈ ભામિની,
રુવે સ્તુતિ કરે સ્વામિની.'*

પોતે પણ 'આશાભંગ' થઈ હતી તે કુમુદસુંદરીને સાંભર્યું. વનલીલાવાળી કડી ફરી ફરી ગાતાં એક નવી કડી એનાથી જોડાઈ – ગવાઈ ગઈ.

'ગયો ચંદ્ર ક્ષિતિજ તજી ક્યાંય ?
પડ્યું તિમિરે કુમુદ મીંચાય !'

ચિત્તવૃત્તિ આમ સળગ્યા જતી હતી અને તેનો ભડકો કલ્પનાના રાતાપીળા રંગ ધારી વધ્યા જતો હતો. જાગ્રત અવસ્થામાં સ્વપ્નની પેઠે કુમુદસુંદરીના મગજમાં સરસ્વતીચંદ્ર આબેહૂબ ખડો થયો. પળવાર એક મોટા અરણ્યમાં, બીજી પળે એક ગામડાની ભાગોળે કોઈ કણબીના ખાટલા પર, વળી એક મહાનગરના ધોરી રસ્તા પર ભીડમાં, થોડી વારમાં માંદો પડેલો ધર્મશાળામાં – એમ વિવિધ સ્થળે વિવિધ

* 'ઓખાહરણ'

રૂપે દેખાયો. પોતાની પાસે વેશ બદલી ઊભો રહ્યો હોય અને પોતે ઠપકાભરી આંખે જોતી હોય એમ લાગ્યું. આ અવસ્થા – પતિવ્રતાધર્મથી વિરુદ્ધ તેને ઘણી વાર અનુભવવી પડતી હતી. સાસરે આવ્યા પછી આ આધિથી તે દૂબળી થઈ ગઈ હતી અને મન પણ નબળું પડ્યું હતું. એટલામાં વનલીલા છૂટી પડી હતી તે ગાતી ગાતી પાસે આવી 'ભાભીસાહેબ, આ તો જુઓ !' એમ બૂમ પાડી.

'ભાભીસાહેબ, આ તો જુઓ !' એમ ફરી કહ્યું, ટકટક જોઈ રહી, કુમુદસુંદરી જાગી હોય તેમ બોલી, 'હા, શું કહો છો ?'

'આ કૌતુક જોવું હોય તો; આ ઓટલા પર કો'ક સૂતું છે. ચોપડી વાંચતાં વાંચતાં સૂતું હશે, તે ચોપડી છાતી પર પડી ગઈ છે. લોકો શું કરે છે ? તળાવપરે ચોપડી !'

'હશે આપણે શું ?'

'પણ કલાંઠી બદલતાં કે ઊઠતાં તળાવમાં પડશે તો ?'

'જગાડો ત્યારે.'

'અરે ઓ ભાઈ, ઓ ભાઈ !'

નવીનચંદ્ર જાગ્યો અને પાછું જોયું, 'જરા સંભાળીને ઊઠજો. પાસું બદલતાં તળાવમાં પડાય માટે જગાડ્યા છે.'

'સારું કર્યું, બહેન.'

નવીનચંદ્ર બેઠો થયો. એની અને કુમુદસુંદરીની પળવાર "મળી દષ્ટોદષ્ટ."

નવીનચંદ્રની આંખ તો આ સહેજ હોય એમ પાછી ફરી. રાણો જતો હશે તેનો પોકાર સાંભળ્યો એટલે ચોપડી ત્યાં જ મૂકી જોવા ઊઠ્યો.

ગરીબ બિચારી કુમુદસુંદરી ! પોતે અને વનલીલા પાછાં ફર્યાં તોપણ આંખ પાછી ફરી નહીં અને એક બાજુ આંખ અને બીજી બાજુ શરીર એમ ચાલ્યાં. 'શું એ જ સરસ્વતીચંદ્ર ? ભમતા ભમતા અહીંયાં આવ્યા હશે ? મારી કેવી દશા થઈ તે જોવા અહીંયાં આવ્યા હશે ? ના ના, એમ એ મારા દુઃખની મશ્કરી કરે એવા નથી. પણ છે તો એ જ !' – નિઃશ્વાસ નાખી મન સાથે બોલી, ' મારો હવે એની સાથે શો સંબંધ છે ? એ હોય તોયે શું ને બીજો કોઈ હોય તોયે શું ? ઈશ્વરે જેની સાથે પાનું પાડ્યું તે ખરો, બીજા સૌ ખોટા.' નરમ બની મરજી ઉપરાંત વનલીલા સાથે ચાલી. વળી વિચાર થયો – 'પણ એ જ હોય તો સારું. મારે બીજો કાંઈ સ્વાર્થ નથી, મારી પ્રીતિનો કળશ તો લગ્નથી રેડાયો તે રેડાયો. પણ અહીંયાં રેહેશે તો કોઈ વખત કોઈની સાથે પણ વાત કરશે તે એકલી બેઠી બેઠી સાંભળીશ. જો એ જ હશે તો એની વિદ્યા ઢાંકી નહીં રહે. આ અવિદ્યાના દેશમાં, આ અરણ્યમાં



કોઈક વખતે પણ તેનાં ઝરણ ઝરશે.'

'ના, ના, પણ એટલોયે સંબંધ ખોટો.'

'પણ શાથી જાણ્યું કે આ તે જ ?'

'એ જ મુખારવિંદ. વળી પુસ્તક પાસે હતું. એ તો અમથું હોય – કોણ જાણે શુંયે હશે... પણ એ અહીંયાં રહે તો સારું. એની સાથે બોલીશ-ચાલીશ નહીં. એના સામું જોઈશ નહીં. માત્ર એનું ક્ષેમકુશળ જાણી મને ચિંતા નહીં રહે.'

વિચારમાળાનો મેર આવ્યો. અલકકિશોરી પાસે આવી અને બોલી : 'કેમ ભાભીસાહેબ, આજ આમ કેમ છો ? કહો પિયર સાંભર્યું છે કે મારો ભાઈ સાંભર્યો છે ?'

'ઈશ્વર જાણે શાથી, આજ હું થાકી ગઈ હોઉં તેવી છું.' એટલામાં વાડાનાં બારણાં ઊઘડ્યાં, આગળ બુદ્ધિધન અને પાછળ મૂર્ખદત્ત – અંદર આવ્યા.

અલકકિશોરી, કુમુદસુંદરી, વનલીલા અને કૃષ્ણકલિકા સૌ અમાત્યની સામે ટોળું બની વીંટાઈ વળ્યાં. રાધા એકલી ફરતી હતી તેણે ઓટલા પર ચોપડી પડી દીઠી.

કુમુદસુંદરીએ એના હાથમાંથી ચોપડી લઈ જોઈ.

'શાની ચોપડી છે ?' બુદ્ધિધને પૂછ્યું.

રાધા : 'એ તો પેલે ઓટલે પડી હતી કોકની, તે મેં આણી.'

મૂર્ખદત્ત : 'આપણી ધર્મશાળામાં ઊતરેલા છે તેમની ચોપડી છે. એ ખોળતા હશે.'

બુદ્ધિધને ચોપડી હાથમાં લીધી અને નવીનચંદ્રને વાડામાં બોલાવવા કહ્યું. તપોધન દોડ્યો. બન્ને જણ આવ્યા. નવીનચંદ્રે નમસ્કાર કર્યા, બુદ્ધિધને ગંભીરતાથી સ્વીકાર્યા, સ્ત્રીવર્ગ છેટે ઊભો રહ્યો, કુમુદસુંદરી ધ્રૂજવા લાગી; સૌની પાછળ ઊભાં રહી બધાં પોતાને દેખે નહીં એમ નવીનચંદ્રનું મુખ ન્યાળતી હતી. તેના મનમાં એમ હતું કે જો મારી શંકા ખરી હશે તો એ મારો દૃષ્ટિપાત ખમતાં ક્ષોભ પામશે.

બુદ્ધિધન : 'તમે ક્યાંના વતનની છો ? અહીંયાં કોઈ પ્રયોજને આવવું થયું હશે ?'

નવીનચંદ્ર : 'મુંબઈ ભણીથી આવું છું. રજવાડો નજરે ન્યાળવાના હેતુથી આણીપાસ આવ્યો છું.'

'તમે મુંબઈમાં કાંઈ ધંધો કરો છો ?'

'કહેવાય છે કે અન્નપૂર્ણા કોઈને ભૂખ્યું મૂકી સૂતી નથી; તે અનુભવવા ઇચ્છું છું. મુંબઈમાં વિદ્યાર્થી હતો. હવે અનુભવાર્થી છું.'

'તો કાંઈ ધંધો કરો.'

'એક ધંધામાં એક જ જાતનો અનુભવ આવે છે. મારે સૌ જાતનો અનુભવ જોઈએ છે.'

બુદ્ધિધનને આ માણસ વિચિત્ર લાગ્યો અને કાંઈક હસવું આવ્યું.

'તમે એ કાર્ય શી રીતે પૂરું પાડશો ?'

'હું બોલ્યા વગર જોઈ શકું છું. કાને સાંભળેલું મનમાં રાખી શકું છું. જાતે રંગાયા વિના સૌ રંગ જોઈ શકું છું.'

બુદ્ધિધને મહા મહેનતથી હસવું ખાળી રાખ્યું. એણે વિશેષ વાતચીતમાં જાણ્યું કે નવીનચંદ્ર અંગ્રેજી અને સંસ્કૃત જાણે છે ને વળી પોતાની જ જ્ઞાતિનો છે. એટલે કહ્યું : 'અત્રે રહો ત્યાં સુધી આપણે ઘેર જમજો.

'જેવી ઇચ્છા.'

કુમુદસુંદરીની ચિત્તવૃત્તિને ગમ્યું, તેની પતિવ્રતાવૃત્તિને ન ગમ્યું.

❑

૪

## અમાત્યને ઘેર

નવીનચંદ્ર અમાત્યને ઘેર જમવા જવા લાગ્યો. બુદ્ધિધનની જોડે નવીનચંદ્રનો પાટલો નખાતો. આ ભમતા વટેમાર્ગુ જેવા અતિથિ જોડે સુવર્ણપુરનો અમાત્ય રસભેર વાતો કરતો. સાથે જમવા બેઠેલો પ્રમાદધન અતિથિની સગવડની સંભાળ રાખતો. બેચાર દિવસમાં તો તેની સુશીલતાને લીધે તે સૌને ઘરના માણસ જેવો લાગ્યો. પ્રથમ મેળાપ વેળા બુદ્ધિધનને એ વિચિત્ર લાગ્યો હતો તે અભિપ્રાયમાં કાંઈક ફેર પડ્યો. પ્રમાદધનને એનું 'ઇંગ્લિશ નૉલેજ' સારું લાગ્યું. એમ પણ માલૂમ પડ્યું કે એ મુંબઈનાં મોટાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં લખે છે. આવા અથડાતા માણસની બાબતમાં બુદ્ધિધને આ તરત માન્યું નહીં, પણ પોતાની ખાતરી માટે નવીનચંદ્ર પાસે લખાવી મોકલેલું છાપામાં આવ્યું ત્યારે તો બુદ્ધિધન પણ માનતો થયો, ને રાજ્યમાં અંગ્રેજી લખનારની જરૂર હોઈ અહીં રોકાઈ જવા કહ્યું. વળી બધી જાતનો અનુભવ પણ નવીનચંદ્રને રજવાડામાં મળશે એમ જણાવ્યું.

એક રાત્રે સૌ જમી રહ્યાં. ત્યારે રાત ઘણી ગઈ હતી, તેથી નવીનચંદ્રને અમાત્યને ઘેર સૂવાનું ઠર્યું અને પ્રમાદધનને બેસવાના દીવાનખાનામાં બુદ્ધિધન અને પ્રમાદધન ગયા. અલકકિશોરી રાત વીતી હતી એટલે સાસરે ન ગઈ.

નવીનચંદ્ર દીવો હોલવી સૂવાની તૈયારી કરે છે એટલામાં બે પાસથી સ્વર સંભળાયા. એક પાસ અમાત્ય, તેમનો વિશ્વાસુ નરભેરામ અને પ્રમાદધન વાતો કરતા હતા; બીજી પાસ નણંદ-ભોજાઈ. મુંબઈથી મગાવેલાં પુસ્તકો હમણાં જ આવ્યાં હતાં. તેનો એકલપેટો આનંદ ન ભોગવતાં નણંદ પાસે ભાભી વાંચી બતાવતી હતી. અલકકિશોરી એકાગ્ર ચિત્તે સાંભળતી લીન અને દીન બનતી હતી.

'અલકબહેન, સાંભળો. આ એક રસિક વાત છે. એક બાયડીને મૂકીને એનો ધણી જતો રહ્યો તે ઉપરથી એ બિચારી એકાંતમાં મનમાં ને મનમાં રુવે છે ને કહે છે તે બોલ રોજ[1] આવે એવા છે. સાંભળો,' 'બધાંને તો દુઃખ ખમતાં ખમતાં નિરાંતની

૧ રડવું (સં.) : પાઠાન્તર 'રોજ યાદ' (સં.)

Scanned by CamScanner

ઘડી આખરે મળે છે. ગમે તેવું પાપ કર્યું હોય તેવાંને પણ ઈશ્વર ગઈ ગુજરી વિસરાવે છે, તો આ મારે જે દુઃખ ભોગવવું પડે છે તેનો છેડો ઈશ્વર ક્યારે આણશે ? મારે તો કંઈ વધારે નથી જોઈતું. માત્ર એટલું માગું છું કે અનિષ્ટમાં અનિષ્ટ મારું થવાનું હોય તે મને માલૂમ પડે કે બહેન, આટલેથી તો હદ. પછી તો કાળજું ફાટી જાય એટલું જ બાકી રહે.'

અલક ભાભીની આવી કોમળ વાતો સાંભળી, મોં સામું જોઈ બોલી : 'જો તમે ભાયડો હત કની તો એક દિવસ હું પિયર રહેત નહીં.'

નણંદભોજાઈની આવી વાતો સાંભળી નવીનચંદ્ર ખુશ થતો હતો. અમાત્યની વાતો સાંભળી તે ચમકતો હતો. સુખી અને નિશ્ચિંત દેખાતા બુદ્ધિધનને આટલી ચિંતાના ઊંડા પાણીમાં ગળા સુધી ડૂબેલો જોઈ તેને નવાઈ લાગી. તેણે જે સાંભળ્યું હતું કે રાજાઓના મુગટ ચિંતાની ગાદીથી ભરેલા હોય છે, કારભારીનાં દુઃખ કારભારી જ જાણે, સોનામાં કળિયુગ છે, એ બધું પ્રત્યક્ષ સિદ્ધ થયું. બુદ્ધિધનને અમાત્ય-પદવીમાં સંતોષ ન મળતાં કારભાર શોધવો પડે છે; કારભારને સારુ કારભારી શઠરાય જેવા આટલા શત્રુ, આટલી યુક્તિઓ અને આટલી ખટપટ, ચિંતા કરવાં પડે છે, આવાં માણસોમાં ભળવું પડે છે – એવા એવા વિચારમાં નવીનચંદ્ર ડૂબી ગયો.

'પણ કુમુદસુંદરી ! ગમે તે હો પણ આ તો ખરું કે તારું દર્શન આ દેશમાં ન જોઈએ. કમળ ! તું તો સરોવરમાં જ જોઈએ. રાજહંસિની ! તારા દિવસ અહીં કેમ જાય છે ?

માનસસરમાં ઊછરેલી તું દિવસ કેમ અહીં કાઢે ?

અરેરે ! સ્વાર્થમાં પરમાર્થ ડૂબ્યો. નહોતી ખબર કે આમ થશે – સરસ્વતીચંદ્ર ! બહુ ખોટું કર્યું ! ધૂળ પડી તારી સરસ્વતી પર !'

આમ આવેશમાં આવેલો નવીનચંદ્ર સુવર્ણપુરના અમાત્યના દીવાનખાનામાં, ટાઢે થરથરતો ગોદડું ઓઢી નિદ્રાવશ થઈ ગયો. અમાત્યના ઘરમાં સર્વ સૂઈ ગયાં અને સુવર્ણપુર શાંત થઈ ગયું એમ એ ઘરમાં લાગવા માંડ્યું.

અમાત્યના ઘરમાં કલાકેક સુધી આ શાંતિ ટકી. એના ઘરમાંથી જોડે ગલીમાં બારી પડતી હતી. ત્યાં રાતના આઠનવ વાગ્યાથી બેચાર માણસો ફર્યાં કરતાં હતાં. તેમાં જમાલખાન મુખ્ય હતો.

નાની બાબતમાંથી મોટાં પરિણામ થાય છે, તેની બાળક અલકકિશોરીને ખબર ન હતી. કારભારી શઠરાયની પુત્રી અને પુત્રવધૂ ખલકનંદાને તથા રૂપાળીને જોઈ તેમની બદચાલ પર એણે એક વાર મોં મરડ્યું હતું. હાલ એ વાત એ સમૂળગી



ભૂલી ગઈ હતી, પણ ખલકનંદા વીસરી ન હતી. અમાત્યને કારભાર મળવાનો છે, એવી ફુલાશનાં વચન પણ અલકકિશોરીનાં મોંમાંથી નીકળ્યાં હતાં. કારભારી (શઠરાય) તથા અમાત્ય (બુદ્ધિધન)નું એકબીજા સાથેનું વેર તેમનાં બૈરીછોકરાંમાં પણ આવ્યું હતું.

અલકનું ગુમાન ઉતારવાનું રૂપાળી ને ખલકનંદાએ નક્કી કર્યું. તેમણે પોતાના માણસ જમાલને ઉશ્કેર્યો. 'મને કોણ પૂછનાર છે ?' કરી મિયાંભાઈએ બીડું ઝડપ્યું. સાસરે જતાં અલકને પકડવાના હેતુથી બેચાર મિત્ર સાથે એ હેરાફેરા કરતો હતો. અલક આજ સાસરે તો ગઈ નહીં. બાર, એક વાગ્યો અને મિત્રો પાછા ગયા ત્યાં એને સૂઝ્યું કે બુદ્ધિધનના ઘરમાં ચઢી ઊતરવું. ઊંચું જોયું તો એક ઓરડી પર થઈ છાપરે છાપરે જવાય એવું લાગ્યું. મિયાંએ મૂછ પર હાથ નાખ્યો અને ચઢવા માંડ્યું.

ઘુવડ બોલ્યું અને સામું મળ્યું. અપશુકન થયા માની એક નળિયું તેના પર રીસ ચઢાવી ફેંક્યું. 'ચલ, સાલા, મિયાંભાઈકુ અપશુકન ક્યા ?'

થોડી ઘડી વીતી ન વીતી ત્યાં ફાટ્યા ઘાંટાની બૂમ સંભળાઈ.

'કોણ છે આ ? જાગજો ! જાગજો ! પ્રમાદધનભાઈ ! જાગજો ! જાગજો ! ચોર ! ચોર !' જમાલ તેનું મોં દાબવા લાગ્યો. પણ હાથ ઢીલો પડે એટલે કિશોરી બૂમ પાડે : 'ઓ ભાઈ ! પિતાજી ! દેવી ! ધાજો ! ધાજો !'

અલકકિશોરીની પહેલી જ બૂમે ઘરમાં સૌ જાગી ઊઠ્યાં. બુદ્ધિધનને થયું કે શઠરાયનું કોઈ માણસ મારા ઘરમાં ખૂનબૂન કરવા ભરાયેલું. નવીનચંદ્રે 'ચોર' શબ્દ સાંભળ્યો. કુમુદસુંદરી સફાળી ઊઠી અને પ્રમાદધનને ઉઠાડ્યો. કુમુદસુંદરીએ બૂમ પાડી. 'આ ઉપલી બારી ઉઘાડી છે એમાં થઈ પેઠેલો.' નવીનચંદ્રે તે સાંભળ્યું. તેણે કસરતશાળામાં ચઢી ઊતરવાની પણ કળા અનુભવી હતી. ઊંચું બારી ભણી જોઈ કચ્છો માર્યો. ઉપરના માળમાં દાખલ થયો.

અંદર બાઝાબાઝી ચાલી રહી હતી. નિરાધારનો આખર બેલી ઈશ્વર છે. બરોબર અણીને સમયે દાદર ઉપરથી ધબધબ કરતો નવીનચંદ્ર ઊતર્યો. રોષથી અને જોરથી જમાલના વાંસામાં લાત મૂકી અને બુકાનીનો ઉપલો ભાગ પકડી એવો તો ખેંચ્યો કે ગળે ફાંસો આવવાની બીકથી મુસલમાને અલકકિશોરીને પડતી મૂકી. નવીનચંદ્રે બહારના માણસોને બૂમ પાડી, 'ફિકર ન કરશો. મેં નવીનચંદ્રે બહેનને છોડાવ્યાં છે.' સૌના જીવમાં જીવ આવ્યો. મુસલમાન નિરાશ થયો. જમીન પર પડેલી કટાર દીઠી. લેવા દોડ્યો. એટલામાં અલકકિશોરીએ બારીની સાંકળ ઉઘાડી દીધી અને બહારથી સૌ ધક્કા તો મારતાં જ હતાં, એટલે બારી ઊઘડી ગઈ. તરકડો

દાદર પર ચઢી ગયો, તેનો પગ નવીનચંદ્રે ખેંચ્યો અને જમાલ જમીન પર પડ્યો, પણ પડતાં પડતાં નવીનચંદ્રના ખભામાં કટાર મારી.

બારી ઊઘડતાં સૌ હડુડુડુ કરતાં અંદર ભરાઈ ગયાં. છળેલી દીકરીને માએ છાતીસરસી ચાંપી લીધી. ઉચ્ચનીચની લડાઈમાં નીચને કાંઈ ખોવાનું નથી, હારે તો કાંઈ જતું નથી; અને એ જેટલું જીતે એટલું ઉચ્ચને બેવડું હારવાનું. પાણી ને કચરાનો સંગમ થતાં કચરો ધોવાશે નહીં અને ધોવાશે તોયે પાણી તો મેલું થવાનું જ. એ ઈશ્વરની લીલા છે.

જમાલને નીચે ચોકમાં આણ્યો. પણ હજી પરાયા ઘરમાં બિચારો પરદેશી નવીનચંદ્ર કોઈને સાંભરતો ન હતો. તે બેભાન પડ્યો હતો તથા લોહી નિરંકુશ વહેતું હતું. અલકકિશોરી પાસે બેઠેલી કુમુદસુંદરી ચારે પાસ જો જો કરતી હતી પણ તેને એ જડતો ન હતો. આખરે તેના શબ જેવા શરીર પર નજર પડી. 'એ જ આ' એમ નિશ્ચય થયો. અંતરના સગપણે લોકલજ્જાને નસાડી મૂકી.

'અરે, આ, નવીનચંદ્ર કે કોણ પડ્યું છે અહીં ?' કુમુદસુંદરી બોલી ઊઠી. અલકકિશોરી પણ જાગી ઊઠ્યા જેવી થઈ ઊભી થઈ. પરદેશીએ પોતાના પર કેટલો બધો ઉપકાર કર્યો હતો. તે પળવાર પણ વિસરાયો માટે પસ્તાઈ અને નવીનચંદ્ર ભણી દોડી.

'ઓ દેવી, ઓ દેવી ! આમને કટાર વાગી છે, તે લોહી નીકળે છે. વહેલી આવ, વહેલી આવ.' સૌ ચમક્યાં ને આસપાસ ભરાઈ ગયાં, સૌથી અગાડી એકલી અલકકિશોરી બેઠી. કુમુદસુંદરી દીવો લાવી. બેભાન નવીનચંદ્રની ઘવાયેલી જગા જોઈ લીધી. તેના હોશકોશ ઊડી ગયા. આંખમાં આવેલાં આંસુ પાછું જોઈ લોહ્યાં.

બુદ્ધિધન અગાશીમાંથી આવ્યો. પ્રમાદધનને ઉતાવળે હુકમ કર્યો કે 'ઝટ, જા, એક ચીંથરાનો કકડો અને ઘાતેલ લાવ.' સિપાઈને હુકમ કર્યો કે, 'જા, વૈદ્યને બોલાવ.' પ્રમાદધન આમતેમ ફાંફાં મારવા લાગ્યો. 'ક્યાં છે ઘાતેલ ? કેવું છે એ ?' એકદમ અલકકિશોરી ઊઠી. ઘાતેલ શોધી કાઢ્યું. પણ ચીંથરું ન મળે. મોટાના ઘરમાં ચીર હોય ચીંથરાં ન જડે. બુદ્ધિધન ચિઢાયો.

'લાવોને, એક ચીંથરું ખોળતાં કેટલી વાર ?' તેણે ધોતિયું ફાડવા વિચાર કર્યો, તે પહેલાં તો કુમુસુંદરીએ પોતે પહેરેલા સાળુમાંથી ચીંદરડું કાઢ્યું.

કુમુદસુંદરીએ દ્રૌપદીનું કામ કર્યું. હજી નવીનચંદ્ર તે સરસ્વતીચંદ્ર કે બીજો તેની ખાતરી થઈ ન હતી. પરંતુ બળવાન કલ્પનાને મનોવૃત્તિ અનુસરી. ફાડેલું લૂગડું તેણે જુદું સાચવી મૂક્યું.

'ભાભી, જાઓ, સૂઈ જાઓ, હું ને દેવી આ ખટપટ કરીએ છીએ.'



પરપુરુષ થયેલા પર પક્ષપાત ન જણાવવો એ કર્તવ્ય હતું. પ્રાતઃકાળ થયો ત્યારે કુમુદસુંદરી ગજેન્દ્ર-મોક્ષ ગાતી ગાતી ઊઠી અને નવીનચંદ્રને સાવધાન જોઈ રાજી થઈ. એ નક્કી થયું કે જખમી નવીનચંદ્રે અમાત્યના ઘરમાં કેટલાક દિવસ સુધી પથારીવશ રહેવું.

નવીનચંદ્રની બરદાસ અને ચિંતા સ્વાભાવિક રીતે અલકકિશોરીને માથે પડી. વૈદ્ય ઔષધ કરતો. સૌભાગ્યદેવી નીચે રહી પૂછપરછ કરતી અને દિવસમાં એક વાર ઉપર આવી સમાચાર પૂછી જતી. પ્રમાદધન 'ન્યૂસપેપર' વાંચી જતો, જતાં આવતાં ફેરો ખાતો ને મિત્રમંડળ સાથે પથારીની આસપાસ ગામગપાટા ચલાવતો. બુદ્ધિધન પણ નિત્ય વાતો કરી જતો ને વૈદ્ય પાસેથી રોજ સમાચાર મેળવતો. કોઈ પણ બીજું હાજર હોય તે વખતે કુમુદસુંદરી આવી જતી. કુશળવર્તમાન જોઈ આનંદ પામતી ને જોડેની મેડીમાં બેસી નવીનચંદ્રની વાતો રસથી સાંભળતી. ઘણુંખરું અલકકિશોરી એકલી હોય તોપણ પથારી પાસે બેસી રહેતી, ઉપચાર કરતી, નિર્દોષ વાતો કરતી અને ભાભીને કે જે કોઈ હોય તેને વાતોમાં ભાગ લેવા બોલાવતી. કોઈ વખત નણંદ ભોજાઈ, અતિથિ અને પ્રમાદધન ચોપાટ રમતાં. થોડા વખતમાં અતિથિ, ઘરના માણસ જેવો થઈ ગયો.

અમાત્યના ઘરમાં આ શાંતિ હતી તે જ સમયે દરબારમાં ખટપટ જામી રહી હતી. પોતે તેનો પ્રેક્ષક નહીં હોવાથી નવીનચંદ્ર પોતાને હીનભાગ્ય સમજતો હતો.

❑

Scanned by CamScanner

# ૫

# 'હું તમારો ભાઈ થાઉં હોં !'

નવીનચંદ્ર અલકકિશોરીનું રક્ષણ કરતાં ઘવાયો એટલે ઉપકારની મારી કિશોરી સ્વાભાવિક રીતે એની પથારી આગળ બેસી રહેતી અને એનો ઘા રુઝાવાની વાટ જોતી. બાળાને પતિ વાસ્તે રજ પણ માન ન હતું, અને આખા જગતને તૃણવત્ ગણતી તેમ એને પણ ગણતી. હા, મમતાળુ હતી, પોતાનું કહ્યું તેને પોતાનું ગણતી, દયાળુ હતી. પણ દ્રવ્યનું, રૂપનું, ગુણનું, કુલીનતાનું સર્વ ગુમાન છોડી દઈ નરમ થવું ઘટે એવું જરી પણ નહોતું. આ ગુમાન બે જણાએ ઉતાર્યું. એનો અણઢોળાયો સ્નેહ ભાભી ઉપર ઢોળાયો. કુમુદસુંદરીને જોઈ એને કાંઈક ઉમળકો જ આવતો – કાંઈક ઊર્મિ જ ઊઠી આવતી. એક ગુમાન ભાભી આગળ ઊતર્યું અને બીજું નવીનચંદ્રે ઉતાર્યું. તેના ઉપકારથી તે અત્યંત વશ થઈ. તેના ખાટલા આગળ જ બેસી રહેવું અને ઓસડવેસડ-ખાવાની-કરીની સૌ ચિંતા પોતે જ રાખવી. કોઈ આવ્યું હોય તોયે એ ત્યાંની ત્યાં. મા શિખામણ આપે કે 'બહેન, ગમે એટલું પણ એ પરપુરુષ. આમ આખો દિવસ એની પાસે બેસી રહેવું એ સારું નહીં.' પણ કિશોરી હસી કાઢતી. કુમુદસુંદરી ત્યાં આવતાં શરમાતી ત્યારે બાથમાં લઈ એને ઘસડી આણતી અને કહેતી, 'ભાભી, ઘરના માણસ જેવું જે માણસ થયું તેની પાસે આવતાં શરમ શી ? જુઓ, એ ભણેલા છે અને તમે ભણેલાં છો. કાંઈક સારું સારું વાંચો. હુંયે સાંભળીશ. એયે સાંભળશે.' કુમુદસુંદરી પરાણે બેસે. પણ એક્કે દિવસ એવું ન થવા દીધું કે નવીનચંદ્ર સાથે પોતે જરીકે બોલી છે. નવીનચંદ્ર અને કુમુદસુંદરી બેમાંથી કોઈને કંઈ બોલવું – પૂછવું હોય કે માગવું હોય તો તે અંલકકિશોરીની જ પાસે.

કિશોરીની સ્વતંત્રતા આમ સર્વ સ્થળે જયવંત નીવડી. પરંતુ તેની સહિયરોમાં કેટલીક અશુદ્ધ સ્ત્રીઓ પણ હતી. અધમ સંગતિ વંધ્યા ન રહી.

એક દિવસ નવીનચંદ્રની સુંદરતાની વાત કાઢી, કજોડાંની વાત કાઢી ને કૃષ્ણકલિકા અચિંતી બોલી ઊઠી : 'બહેન, ખરું પૂછો તો તમારે તો નવીનચંદ્ર જેવો વર જોઈએ. હા, વિદ્દુરપ્રસાદ છે, પણ તે ઠીક જ. કાગડો દહીંથરું લઈ ગયો છે.'



અલકિશોરીએ એને ધમકાવી અને તરત તો પોતે પણ આ વાત ભૂલી ગઈ.

કલાક બે કલાક વીત્યા પછી તે નવીનચંદ્રની મેડીમાં આવી. તે ઊંઘી ગયો હતો, એને ઔષધ પાવાનો વખત વીતી ગયો હતો, તેને જગાડવો કે નહીં એ વિચારમાં પડી અને સૂતેલા નવીનચંદ્રના મુખ ઉપર દૃષ્ટિ પડી – દૃષ્ટિ પડી જ. એના વિશાળ કપાળ પર પરસેવો વળ્યો હતો અને પુરુષત્વભરી કાળી ભમ્મરો અને પાંપણો વચ્ચે મીચાયેલાં ગોરાં પોપચાંની ગાદી પર અંગ વિનાનો-અદૃશ્ય-મન્મથ આવી બેઠો. તેના બાણનો શ્રાવ્ય નિર્ઘોષ પાસે ઊભેલી અબળાના અંતઃકરણમાં કોણ જાણે ક્યાં થઈને પેઠો. લાંબો નિઃશ્વાસ મૂકી તેણે સામી ભીંત ઉપર નજર ફેરવી ત્યાં એક આરસો આડો ટાંગ્યો હતો તેમાં નવીનચંદ્રનું ને એનું બેનાં મોં જોડાજોડ દેખાયાં. તે જોઈ કૃષ્ણકલિકાના શબ્દ યાદ આવ્યા. આરસા ઉપરથી એ શબ્દ ખરા લાગવા માંડ્યા. એટલામાં નવીનચંદ્રે પાસું બદલ્યું. પાસું ફરતાં તેનો હાથ પાસે બેઠેલીના ખભા ઉપર ઊંઘમાં અચિંત્યો પડ્યો. તેના ઉપર કિશોરીનાં ઉષ્ણ આંસુ પડવા લાગ્યાં. નિદ્રામાં ને નિદ્રામાં આંસુના સ્પર્શથી એકલો જાગેલો હાથ ઊંચો થયો. આતુર હાથે તે હાથ અનિચ્છાથી પકડી લીધો. હાથ પર બળ આવતાં નવીનચંદ્ર જાગી ઊઠ્યો. જાગ્યો તે છતાં આંખ ઘેરાયેલી જ રહી. આ શું ? નવીનચંદ્ર પણ પોતાનો હાથ ખેંચી લેતો નથી ! કુમુદની પ્રિય સખી બની ગયેલી વનલીલા જમી પરવારી આવી ને આવતાં ડોકિયું કર્યું તો અલકકિશોરીને ખભે નવીનચંદ્રનો હાથ જોઈ ચમકી. ખમચી, વિસ્મય પામી ને કુમુદસુંદરીને ખબર કરવા દોડી.

તેને બિચારીને ખબર ન હતી કે આ સમાચારથી કુમુદસુંદરીના અંતઃકરણમાં કેવી તીવ્ર વેદના થવા લાગી હતી.

'શું આ ખરું કહે છે ? વિદ્વાન સરસ્વતીચંદ્ર ! આ શું ? અથવા નવીનચંદ્ર ! તું સરસ્વતીચંદ્ર નહીં જ હોય. મારો-અરેરે-એક વેળા જે મારો હતો તે શુદ્ધ સરસ્વતીચંદ્ર આવો ન હોય ! વનલીલા ! જા, તારે જોવું હોય તો. હું નહીં આવું.' કુમુદસુંદરીની આંખમાં આંસુ તો માય નહીં. જાણે કે પોતે જ ખંડિત થઈ હોય.

'અરે, પણ આ શું ? એની ફજેતી હું થવા દઉં ? સરસ્વતીચંદ્ર, તને આ રસ્તે નહીં ચઢવા દઉં. મચ્છેન્દ્રનાથ, તને સ્ત્રી-રાજ્યમાં લપટાઈ દીન થયેલો જોઈ ગોરખ શું બેસી રહેશે ? ગોરખનાથ, મને સહાયતા કરો.'

વળી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. લોહતી લોહતી સારંગી લઈ નવીનચંદ્રવાળી મેડીની પાસે, એ મેડીમાં સંભળાય એમ સારંગી સાથે ઝીણે કંઠે ગાવા લાગી :

'શુભ સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર-શિરે,
પડવા માંડેલી પડી પાછી ! ટકી ન હર ! હર – શિરે-શુભ.
પડી ગિરિપર; ઉચ્ચ ગિરિવર મૂકી પડી એ પાછી –
અવની પર આળોટતી ચાલી ધૂળવાળી ઘણી થાતી – શુભ.
મલિન ગંગા ! ક્ષારસમુદ્રે પેઠી અંતે એ તો.
ભ્રષ્ટ થયું જરા તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો ?
ભ્રષ્ટ થઈ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો !'

પોતાની મેડી બહાર સંભળાય એમ કુમુદસુંદરી કદી પણ ગાતી ન હતી. હૃદયના સંબંધે એની મર્યાદા આજ છોડાવી. જેમ જેમ ગાયન આગળ ચાલ્યું તેમ તેમ આંખમાંથી આંસુની ધાર વધી, સારંગી જમીન પર સરી પડી, ડોક ઢીલી થઈ ગઈ, માથું ઢળી પડ્યું, કમળની પાંખડીઓ જેવી લલિત આંખો મીંચાઈ ગઈ.

આણીપાસ નવીનચંદ્ર જાગી ઊઠ્યો હતો, પણ તે ન જાગ્યા જેવો જ હતો. આખરે કુમુદસુંદરીના ગાનનું છેલ્લું પદ આવ્યું; સારંગી પડી, ડૂસકું સંભળાયું અને સઘળું બંધ પડ્યું. તેની જ સાથે સ્વપ્નાવસ્થ નવીનચંદ્રનું હૃદય ચિરાયું. તે ખરેખરો જાગ્યો, જાગતાં કિશોરી સામું જોઈ રહ્યો. અને એકદમ પણ ધીમે રહીને – દીન વદનથી ઠપકાભરી આંખ કરી મધુર નરમ વચન બોલ્યો :

'અલકબહેન, હું તો તમારો ભાઈ થાઉં હોં !'

અલકકિશોરી શરમાઈ જ ગઈ. તપેલા વાસણ પરથી પાણીનો છાંટો ઊડી જાય તેમ તેનો અપવિત્ર વિકાર એકદમ જતો રહ્યો. હવે તો જીભ કરડીને મરું કે શ્વાસ રૂંધીને મરું – એ વિચાર પ્રબળ થતાં જ છુટકારો પાસે આવ્યો હોય તેમ તેને લાગ્યું.

નવીનચંદ્ર તેની અમૂંઝણ સમજ્યો, અને દિલાસો આપી બોલ્યો : 'બહેન, તમારું અંતઃકરણ પવિત્ર છે તે હું જાણું છું. તમારો ધર્મ અંતે સચવાયો તે ઈશ્વરનો ઉપકાર માનો.'

'ઊઠો, બહેન, ઊઠો. મને ઔષધ આપો.'

'ભાઈ, તમે ખરેખર મારા ભાઈ જ છો. પણ ભાઈ, સોનાની થાળીમાં લોઢાની મેખ ન ખમાય. હું હવે કોઈને મોં શું બતાવીશ ? હું જીવનાર નથી –' છલકાતી આંખે અબળા બારણા ભણી ચાલી. સૌભાગ્યદેવી બારણાના ઉંબર આગળ સામી મળી.

હાથ ખેંચી લીધો, અને પોતાની પવિત્રતાની ખાતરી આપનાર શબ્દો નવીનચંદ્ર બોલ્યો તે સાંભળી, વનલીલા સંતોષ પામી. એટલામાં કુમુદસુંદરી ગાતી



ઓચિંતી બંધ પડી. એટલે વનલીલા એણીપાસ દોડી. ગભરાયેલી ગભરાયેલી વનલીલા બૂમ પાડવા લાગી.

'ઓ દેવી – ઓ અલકબહેન – કોઈ આવો, આ જુઓ – ભાભી શીંગડું થઈ ગયાં છે – તે કોઈ જુઓ.'

'હેં !' કરી સૌથી આગળ સૌભાગ્યદેવી દોડી. મરવાનો વિચાર પડતો મૂકી અલકકિશોરી પણ પાછળ ઉતાવળી ચાલી. માંદો માંદો નવીનચંદ્ર પણ મંદવાડ ન ગણી ખાટલામાંથી કૂદકો મારી ઊઠ્યો.

નવીનચંદ્ર આગળ આવ્યો. કુમુદસુંદરીના મોં સામું જોઈ, ગાયન સંભારી, સર્વનું કારણ કલ્પી, હૃદયમાં પડેલો ચીરો ઢાંકી, બોલ્યો : 'દેવી, ચિંતા કરશો નહીં. એમને ઊંચકી પલંગ પર સુવાડો. અલકબહેન, જરા ગુલાબજળ મગાવો.' અલકકિશોરી જાતે જ ગઈ. તે સાથે પિતાને અને વૈદ્યને તેડવા તુરત માણસ મોકલ્યું.

સૌભાગ્યદેવી રોતી રોતી પૂછવા લાગી. 'કુમુદસુંદરી - કુમુદસુંદરી વહુ-બેટા-બાપુ બોલોને, આમ શું કરો છો ?'

આડું જોઈ આંખો પર પહોંચો ફેરવતો નવીનચંદ્ર બોલ્યો : 'દેવી, ચાલો, એમને પલંગ પર સુવાડીએ. હમણાં એ નહીં બોલે.'

'શું નહીં બોલે ? શું કુમુદ નહીં બોલે ? નવીનચંદ્ર ! એમ શું બોલો છો ? એ તો મારા ઘરનો દીવો – હોં !' ઘેલી બનતી સૌભાગ્યદેવી લવી.

નવીનચંદ્રે ગુલાબજળ લઈ ખોબે ખોબે કુમુદસુંદરીના મોં પર જોરથી છાંટવા માંડ્યું. સાત આઠ ખોબા છંટાયા ત્યારે પ્રાતઃકાળ પહેલાં કમળની વિકસનાર પાંખડીઓ હાલવા માંડે તેમ એ કાંઈક હાલી. પણ તે વ્યર્થ. તેની મૂર્છા વળી ન હતી, પણ મૂર્છામાંથી ફાટી આંખ કરી લવતી હતી.

'સરી ગઈ નામથી... સરી... મુજ હાથથી...
ઉરથી સરી નહીં રે... ઉરથી સરી નહીં રે...'

એટલામાં વૈદ્ય આવ્યો. બુદ્ધિધન અને પ્રમાદધન પણ આવ્યા. વાઈનું દરદ ઠરાવવામાં આવ્યું. આખરે મૂર્છા વળી અને સર્વનો શ્રમ સફળ થયો.

આ બનાવ બન્યા પછી જ્યારે જ્યારે તક મળતી ત્યારે કુમુદસુંદરી નવીનચંદ્ર પર કઠોર કટાક્ષ નાખતી. આ થયા પછીથી ઈશ્વર જાણે શાથી નવીનચંદ્રની મનોવૃત્તિ ફરી ગઈ હતી. ઘડીકમાં ઘેર જવાની અને ઘડીકમાં કંઈ કંઈ પ્રદેશમાં જવાની ઇચ્છા થતી હતી. બુદ્ધિધનનું ઘર તો ગમે તેમ કરી છોડવું એ તેના મનમાં નક્કી થયું હતું. માત્ર ચૈત્રી પડવો જોવાના જ કુતૂહલથી આ ઇચ્છા દબાઈ રહી હતી.

❑

## ૬

# અમાત્યનો વિજય

સુવર્ણપુરમાં ઘણા લોક જેની વાટ જોઈ રહ્યા હતા એ ચૈત્ર સુદ પડવો આવ્યો. ચૈત્રી પડવે નવું વર્ષ તેમ રાણાનો જન્મદિવસ હતો. ઊગતા મળસકામાં દરબારીઓના ઘરમાં ચંચળતા વ્યાપી ગઈ.

બુદ્ધિધનને ઘેર પણ દરબારમાં જવાની ધામધૂમ હતી. રાતના ચાર વાગ્યે બે કલાકની નિદ્રા ભોગવી તે ઊઠ્યો અને નાહીધોઈ સંધ્યાપૂજા કરી દીવાનખાનામાં ફરવા લાગ્યો. સૌભાગ્યદેવી પણ નાહી અને કપાળે ભસ્મની ત્રિરેખા તથા મધ્યભાગે કંકુનો ચાંલ્લો કરી સૂર્યોદય પહેલાં શિવપૂજા કરવા મંડી ગઈ. ઘીના દીવા બે પાસ બે દીવીઓમાં બળી રહ્યા છે, અગરબત્તીનો ધૂપ આખો ખંડ સુવાસિત કરે છે. યોગીશ્વરી જેવી પતિવ્રતા સૌભાગ્યદેવીને જોઈ નવીનચંદ્રને 'કાદંબરી'માંની મહાશ્વેતા સ્મરણમાં આવી.

બુદ્ધિધને સમય આવતાં આજે શઠરાય સામે બરોબર મોરચા માંડ્યા હતા. કાં બુદ્ધિધન નહીં કાં શઠરાય નહીં એવી કટોકટી આજે આવી પહોંચી હતી. બુદ્ધિધનને એના બાપના વખતનો ગરાસ વંશપરંપરાગત મળેલો હતો. પણ તેના પિતા ગુજરી જતાં બાળપણમાં જ; શઠરાયની શઠતાને લીધે તે ઝૂંટવાઈ ગયો હતો. બુદ્ધિધને તે પાછો મેળવવા ઘણી મથામણ કરી, એની માએ પણ તિરસ્કાર વેઠી લઈને શઠરાયને ત્યાં આંટાફેરા ખાધા. પણ બદલામાં એની એ હીન દશામાં અપમાન ને મેણાંટોણાં જ મળ્યાં. ત્યારથી બુદ્ધિધને શઠરાયનો કાંટો કાઢવાનું નક્કી કર્યું હતું. ધીરે ધીરે બુદ્ધિધન રાજ્યમાં ઊંચી પદવીએ આવતો ગયો ને ભૂપસિંહનો વિશ્વાસપાત્ર બનતો ગયો. તેથી ચેતી જઈને શઠરાયે બુદ્ધિધન સામે જાળ બિછાવી જ રાખી હતી. ગમે તો આ પાર કે ગમે તો પેલે પાર, પણ આજે બધો ભરમ ભાંગી જવાનો હતો.

બુદ્ધિધનના દીવાનખાનામાં આજે માણસો ભરાતાં જતાં હતાં. કારભારી શઠરાયની ઊંડી ખટપટને કળવા મથતા ને તેમાંથી ઉકેલ કાઢવા મથતા બુદ્ધિધનને



દરબારમાં જતાં પહેલાં ગભરાટથી એક વાત નવી સૂઝી. થોડા સહવાસમાં એણે નવીનચંદ્રને નાણી જોયો હતો. શઠરાયની સાથે સંબંધ નહીં ને દરબારમાં સ્વાર્થ નહીં એવો નવીનચંદ્ર વધારે વિશ્વાસપાત્ર જણાયો. નવીનચંદ્રને ખભે હાથ મૂકી તેની આંખો સામું જોઈ અમાત્ય બોલ્યો :

'નવીનચંદ્ર, આજ મારે તમને એક ઘણા વિશ્વાસનું અને છાનું કામ સોંપવાનું છે. તમે વિદ્વાન છો, કુલીન દેખાઓ છો, પ્રામાણિક છો; હું ધારું છું કે મારી આંખની શરમ ન રહે તેવે સમયે પણ એ ગુણ તમારામાં રહેશે.'

'હા જી, કુપાત્રે દાન નહીં થાય તેવી શ્રદ્ધા રાખજો. મારે મોંએ મારી વાત કરવી યોગ્ય નથી.'

'તમે જાણે છો કે દરબારમાં આજ નવાજૂની થવાની છે. આજ ગમે તો શઠરાય કે ગમે તો હું એ નક્કી થશે. ઈશ્વર કરશે તો સારું જ થશે. પણ કંઈ થાય ને હું સૂચના કરું તો એકદમ તમારે ઘેર આવવું ને આખા કુટુંબને લઈ લીલાપુર જઈ ઘરબાર ભાડે રાખી રહેવું. પ્રમાદધન બાળક છે, એની સંભાળ લેવાની પણ તરત તમારે શિર છે. જવું પડે તો મેં સઘળો બંદોબસ્ત કરાવ્યો છે.'

નવીનચંદ્ર આભો બન્યો. આટલા વિશ્વાસનું પાત્ર પરરાજ્યમાં પોતાને એકદમ થવું પડશે એ તેની કલ્પનામાં પણ ન હતું.

નીકળતા નિઃશ્વાસને ઢાંકી અમાત્ય બોલ્યો : 'નવીનચંદ્ર, હું મારાં વહાલામાં વહાલાં રત્ન તમને સોંપું છું. આજ સુધી આવો વખત મારે નથી આવ્યો.'

'ભાઈસાહેબ, મને આપના ભાઈ જેવો - પુત્ર જેવો ગણજો. હું આપને પગે હાથ મૂકું છું. વધારે શું કહું ? આપનું દ્રવ્ય મારે શિવનિર્માલ છે. દેવી મારાં માતુશ્રી છે ને અલકબહેન મારાં બહેન છે. મારી ગુપ્ત વાત હું પણ આપને કહું છું. મારા પિતા લક્ષાધિપતિ છે.' અમાત્ય ન માનતો હોય એમ દેખાયો. નવીનચંદ્રને ખેદ થયો. 'સાબિતીમાં આ મુદ્રા મેં રાખેલી છે તે જુઓ.' બુદ્ધિધને હીરાની વીંટી હાથમાં લીધી. સાત આઠ હજારનો હીરો લાગ્યો.

'ભાઈસાહેબ, આપની કેટલીક ગુપ્ત વાતો પણ હું જાણું છું. દુષ્ટ શઠરાયે આપની હત્યા કરવી ધારેલી છે.'

'હેં !'

'ભાઈસાહેબ, ચમકશો નહીં; આટલી વાત જાણી, પણ કોઈને મોંએ — પ્રમાદભાઈને મોંએ પણ હોઠ ફફડ્યો હોય તો ઈશ્વરની આણ છે. આપના વિશ્વાસને હું પાત્ર છું તે સારુ આ કહું છું.'

'ચાલો, ચાલો, એટલી સરત રાખજો કે દાંતને જીભ ભળાવવી નથી પડતી.'

'જી, કાંઈ ચિંતા ન કરો.'

જમી લઈ અમાત્ય શયનગૃહમાં ગયો. સૌભાગ્યદેવીને પણ દરબારી ખટપટનો અણસારો કર્યો ને જરૂર પડ્યે નવીનચંદ્ર જોડે લીલાપુર જવાનું કહ્યું. દરબારમાંથી બીજું તેડું આવ્યું. બુદ્ધિધન નીચે ઊતર્યો. એટલામાં અલકકિશોરી કંકાવટી લઈ સામી મળી.

'ફતેહ ! પિતાજી. લ્યો. હું જ સામી મળી. હવે જોઈ લ્યો. હું ચાંલ્લો કરું, આજ તો ડંકા !' નવીનચંદ્ર પણ તૈયાર થયો. 'નવીનચંદ્ર, શકુન તો સારા થયા. દાદર આગળ અલક મળી અને બારણા આગળ કુમુદસુંદરી મળ્યાં.' પ્રસન્ન વદને અમાત્ય બોલ્યો. 'હાજી, મંગળ શકુન સંપૂર્ણ થયા.'

સર્વ મંડળમાં ભળેલો છતાં સર્વથી જુદો, પોતે નવો હોવાથી સર્વની આંખો ખેંચતો હોવા છતાં કોઈથી ન ઓળખાય એવો, નવીનચંદ્ર નવી સૃષ્ટિ નવી વૃત્તિથી નીરખતો ચાલ્યો.

* * *

રાણા ભૂપસિંહનો રાજમહેલ એક મોટા બગીચાની વચ્ચોવચ્ચ હતો, અને બગીચાની આસપાસ એક કોટ જેવી ચાર પાસ ફરતી ભીંત હતી. ચોપાસ જામફળ, દાડમ, સીતાફળ, રામફળ, એવાં ફળફળનાં નાનાંમોટાં ઝાડ હતાં. કોઈ કોઈ ઠેકાણે પોપટ, મોર, કોયલ, ચકલી અને કબૂતર ઊડતાં, ફળ ખાતાં અને વેરતાં અને પાંખના ફફડાટથી કાન ભરી મૂકતાં. ઊંચાં એકાંત ઝાડ, ઊંચો એકલો મહેલ, સર્વને ઢાંકતું તપતું ત્રાંબાપિત્તળ જેવું આકાશ, અને સર્વની વચ્ચે ક્ષુદ્ર જંતુ ડૂબેલો પોતે : એ જોઈ નવીનચંદ્રનું મન દીનવૃત્તિ અનુભવવા લાગ્યું. પોતે એકલો પડ્યો લાગ્યો અને ઘર તથા મુંબઈમાં રહેલાં માતાપિતાનું સહજ સ્મરણ થયું. તે ગાવા લાગ્યો :

**ઘર તજી ભમું હું દૂર સ્વજન-હીન, ઉર ભરાઈ આવે,**
**નહીં ચરણ ઊપડે હુંથી શોકને માર્યે !**
**મારી ઠરે ન કંઈ પણ આંખ માંડતી રોવા.**

રાજદરબારમાં નવીનચંદ્રે જાતજાતના કાવાદાવા, મેલી ખટપટ ને તમાશા જોયા. પોતે જ ખોદેલા ખાડામાં શઠરાયને પડતો જોયો ને બુદ્ધિધનની બુદ્ધિનો સર્વતઃ વિજય થતો જોયો, ત્યારે નવીનચંદ્ર આશ્ચર્યમુગ્ધ થઈ બોલી ઊઠ્યો – 'ખોટામાંથી સારું પરિણામ આણવું, વિપત્તિને સંપત્તિનું સાધન કરી દેવું – વગર ભણેલા બુદ્ધિધન ! તમે ક્યાંથી શીખ્યા ? ગજબ છે !'

મહેલમાંથી નીકળતા શઠરાય પાછળ નવીનચંદ્રની દૃષ્ટિ પડી. ચાલતો ચાલતો નવીનચંદ્ર ગણગણતો હતો – 'સમય એ જ રચે છે બળાબળ ! સમય એ જ રચે



છે બળાબળ !' માનવી ! તારું અભિમાન નકામું છે. શઠરાય, તારી હિકમત હારી નથી, પણ તારો સમય હાર્યો છે.'

ચાલતાં ચાલતાં બાગનો દરવાજો આવ્યો. એટલામાં બુદ્ધિધનનો માણસ સમરસેન દોડતો આવ્યો. 'નવીનચંદ્રભાઈ, આપ ઘેર વહેલા પધારો; અરે રામસેન, જા નવીનચંદ્રભાઈ સાથે.' આ આમ ચાલ્યા અને આમ ચાલ્યા. માથા પર પંખીઓ ભમે તેમ આખા રસ્તામાં નવીનચંદ્રના મગજમાં કંઈ કંઈ વિચાર તરવરવા લાગ્યા.

ચૈત્ર મધ્યાહ્નના પ્રચંડ સૂર્યના તેજ નીચે તપતા લાંબા રસ્તાનો દેખાવ ઓથારની પેઠે ચાંપવા લાગ્યો. અમાત્યને ઘેર અને દરબારમાં ઘણુંક નવું જોયું, નવું શિખાયું. પણ હાલ તો સર્વ પરોક્ષ થયું. રસ્તા ઉપર બીજું કોઈ આવે છે કે નહીં, કેણી પાસ જવાનું છે, એવું એવું એ કાંઈ જોતો ન હતો. 'એની આંખ એના હૃદયમાં હતી – અને એ હૃદય ઘણે છેટે હતું.' તે એના ઘરમાં હતું. એમ છતાં પોતાના ઘરની સર્વ સૃષ્ટિ વચ્ચોવચ્ચ અમાત્યના ઘરની – ન સગી – ન... એવી કુમુદસુંદરી ઊભી. ચાલતાં ચાલતાં તેના મગજમાં અનેક વિચારોની લહેરો આવવા માંડી. નવીનચંદ્રને અમાત્યના ઘરમાં બનેલા કેટલાક બનાવો સાંભરતા હતા. અલકબહેન સાથેનો એકાંતવાળો અતિ નાજુક પ્રસંગ, તે વેળાની પોતાની મૂર્છા, કુમુદના કંપતા ચિરાતા હૃદયનું ગાન – સઘળું યાદ આવ્યું. નવીનચંદ્ર મંથનમાં ડૂબ્યો.

'સરસ્વતીચંદ્ર ! તને કાંઈ ખબર છે કે કુમુદસુંદરી શું બકે છે ? તારી સરસ્વતી-સરી ગઈ નામથી – 'સરી' – કુમુદસુંદરીના 'હાથથી.' 'સરી' એના ઉરથી નહીં રે !'

અરરરરર ! નિર્દયતા અને મૂર્ખતાની હદ વળી ગઈ !

હે ઈશ્વર, આ પાપ કોને ? સરસ્વતીચંદ્ર, સરસ્વતીચંદ્ર, કાંઈ સૂઝે છે ? આ શું કર્યું ? મહા પતિવ્રતા – પતિની સ્વચ્છન્દ મૂર્ખતાની વેદી પર હોમાયેલી પતિવ્રતા ! મનના પતિ પર આટલો આવેશ છતાં પાંપણનો પલકારો પણ નહીં ! પુરુષ ! તું સ્ત્રી છે; અને સ્ત્રી ! તું પુરુષ છે. ગરીબ બિચારી અલકકિશોરી ! તેને શો ઠપકો દઉં ? ઠપકો દેનારનું ક્યાં ઠેકાણું હતું ? કુમુદસુંદરી ! – કેવા રોષવાળી આંખ ! શું અભણ પુરુષનું અને ભણેલાનું ચિત્ત સરખું જ ? અલકકિશોરી ! તું પણ મને શીખવે છે – સોનાની થાળીમાં લોઢાની મેખ ન જોઈએ ! જો તારે ન જોઈએ તો મારે પણ ન જોઈએ.

પ્રીતિ એટલે મનની મિત્રતા – એ વ્યાખ્યા અધૂરી છે. અરેરે, આ જ્ઞાન મને આજ મળ્યું ! અલકકિશોરી, તું મારી ગુરુ થઈ – ચાર માસ પહેલાં આટલી ખબર હત તો – કુમુદસુંદરી – હું તારી આ દશા ન થવા દેત. પણ થયું તે થયું. તો હવે તો બુદ્ધિધનનું ઘર છોડવું – છોડવું એ જ સિદ્ધ. એથી કુમુદસુંદરી પણ સુખી

થશે. મને નહીં દેખે એટલે મને વીસરી જશે.'

વિચારમાં ને વિચારમાં હજી અર્ધો રસ્તો પણ કપાયો ન હતો.

'ભાઈ, આ બીજે રસ્તે ચાલો – આ ગલીમાં થઈને.'

નવીનચંદ્રે પૂછ્યું : 'કેમ રામસેન. આપણે આવ્યા હતા તો આ રસ્તે ?'

'ભાઈ, પણ આ રસ્તો ટૂંકો છે.'

'એમ ! ચાલો ત્યારે.' નવીનચંદ્રે વિચારમાળા પાછી હાથમાં લીધી. નવીનચંદ્ર આગળ ચાલ્યો. એટલામાં ગલીમાં પેસતાં જ એક નાનું પણ સુંદર ઘર આવ્યું.

'ભાઈ, આને જોઈ ?' રામસેને પ્રશ્ન કર્યો.

અચિંત્યો પાછો ફરી નવીનચંદ્ર બોલ્યો : 'શું !'

'કાંઈ નહીં. આ તો પદ્મા અહીંયાં રહે છે. આપ નથી ઓળખતા ? પ્રમાદભાઈ સાથે આપ બેસો છો એટલે મારા મનમાં કે આપ ઓળખતા હશો. ગણિકા છે. કેવી રૂપાળી છે ? ચાલો જોવી હોય તો, પાન – સોપારી ખાઈ ઊઠજો.'

રામસેન પાસેથી નવીનચંદ્રે પ્રમાદધન ને પદ્માના સંબંધની વાત જાણી ને તે કંપી ઊઠ્યો. 'કુમુદ ને પ્રમાદધન, પ્રમાદધન ને પદ્મા – અહંહંહં – કુમુદસુંદરી – વિશુદ્ધ પવિત્ર કુમુદસુંદરી – હવે તો જુલમની હદ વાળી. સરસ્વતીચંદ્ર ! આ સૌ પાપ તારે માથે. અવિચારી સાહસિક ! જુલમ કર્યો છે.'

'મોટાનાં સંતાન કેવાં ભાગ્યહીન ! મોટાં માણસ ઘરની સંભાળ રાખી શકતાં નથી. રાજ્યતંત્ર ચલાવનારનું ઘરતંત્ર અંધારે ચાલે છે ! ત્યારે હવે બુદ્ધિધનનું ઘર છોડવું, પણ –' બુદ્ધિધનનું ઘર આવ્યું. ટપાલ લાવનારે કાગળ આપ્યો તે ફોડતો નવીનચંદ્ર અમાત્યગૃહમાં પેઠો.

* * *

અલકકિશોરી નવીનચંદ્રવાળા પ્રસંગ પછી ડાહી બની હતી. દીન અને શાંત થયેલા સ્વભાવનો વેલો કુમુદસુંદરી જેવી માલણની ગોઠવણથી તેના પતિ વિદુરપ્રસાદની આસપાસ વધારે અનુકૂળ બની ફરી વળતો હતો.

'બહેન ! હું તો તમારો ભાઈ થાઉ હોં !' પોતે સાંભળેલા એ શબ્દોથી વનલીલાએ નવીનચંદ્રની શુદ્ધતાની ખાતરી આપી હતી, એટલે કુમુદસુંદરીના હૃદયમાંથી એક મહાકંટક નીકળી ગયો હતો.

'ભાભી ! આજ દરબારમાં શું થશે ?'

'સૌ સારાં જ વાનાં થશે. હમણાં કોઈક આવશે. નવીનચંદ્ર આવે–' નવીનચંદ્રનું નામ લેતાં કુમુદસુંદરીના ગાલ પર શેરડા પડ્યા.

આખરે વિદુરપ્રસાદ આવ્યો અને દરબારના સવિસ્તર સમાચાર લાવ્યો.



અલકકિશોરીનો આનંદ માયો નહીં. કુમુદસુંદરી અમાત્યબુદ્ધિના વર્ણનથી અદ્‌ભુત રસમાં ડૂબી. સ્વામીના જયવર્તમાન સાંભળી સૌભાગ્યદેવી ગંભીર બની. આખરે ટપાલમાં આવેલો કાગળ વાંચીને ખિસ્સામાં મૂકતો નવીનચંદ્ર બારણામાં દાખલ થયો ને સર્વ મંડળ એના ભણી આકર્ષાયું. કુમુદસુંદરીનું મન ખીસામાં દેખાતા નવીનચંદ્રના કાગળમાં ભમવા લાગ્યું. પત્રવ્યવહાર ઉપરથી નવીનચંદ્રની બાબત વધારે જણાશે એવો કુમુદના મનમાં તર્ક હતો.

જવાના વિચામાં પડેલા નવીનચંદ્રે કુમુદસુંદરીને છેલ્લી પહેલી જોઈ લીધી. એક વાર જોઈ – બીજી વાર જોઈ – ત્રીજી વાર જોઈ – 'કુમુદસુંદરી ! હવે આ છેલ્લો મેળાપ !'

સૌ ઘરમાં આવ્યાં ને મેડી પર ચઢ્યાં. એટલામાં દાદર પર ચઢતાં ચઢતાં નવીનચંદ્રનો કાગળ ખીસામાંથી પડી ગયો હતો તે છેલ્લી ઘરમાં પેસતી કુમુદસુંદરીએ દીઠો ને ઊંચકી લીધો.

કુમુદસુંદરી એકલી પોતાની મેડીમાં ગઈ. નવીનચંદ્રવાળો કાગળ કોનો છે તે જોવા મંડી અને પોતાની પાસે એક બીજો કાગળ હતો તે વચ્ચેવચ્ચે જોવા લાગી. આ બીજો કાગળ એની નાની બહેન કુસુમસુંદરીનો લખેલો હતો. એમાં સરસ્વતીચંદ્રની હકીકત હતી. પ્રમાદધન ઉપર જ મન ચોંટાડનારીનું મન સરસ્વતીચંદ્રનું દુઃખ વાંચી હાથમાં ન રહ્યું.

❑

## ૭

# સરસ્વતીચંદ્ર

સરસ્વતીચંદ્રનો બાપ લક્ષ્મીનંદન મુંબઈનો ધનાઢ્ય વેપારી હતો. એ ઝાઝું ભણ્યો ન હતો, પણ સરસ્વતીચંદ્રની મા ચંદ્રલક્ષ્મી ડાહી અને સુશીલ હોવાથી તેના સંસ્કાર લક્ષ્મીનંદનમાં આવ્યા હતા. ચંદ્રલક્ષ્મીની સાસુ ઈશ્વરકોર સ્વભાવે તીખી હતી, દીકરા ઉપર વહુનું ચલણ સાંખી શકતી ન હતી, પણ સરસ્વતીચંદ્રના જન્મ પછી ડોશીનો પણ સ્વભાવ ફર્યો અને વહુનાં માન વધ્યાં. પણ પુત્ર ચાર-પાંચ વર્ષનો થયો એટલામાં ચંદ્રલક્ષ્મી ગુજરી ગઈ અને તે દિવસે ગુમાન નામની એક કન્યા સાથે લક્ષ્મીનંદનનો વિવાહ થયો. ગુમાન ઘેર આવી. તે હલકા કુટુંબની હતી અને ઓરમાન દીકરા ઉપર તથા તેને જાળવનાર ડોશી ઉપર વૈર રાખતી.

લક્ષ્મીનંદન જેવો દ્રવ્યવાન તેવો જ સત્તાવાળો હતો. વિદ્યાને ઉત્તેજન આપવાનો તેને શોખ હોવાથી તેને ઘેર વિદ્વાનોનું મંડળ ભરાતું. આથી સરસ્વતીચંદ્ર રમાડવા જેવો થતાં જ વિદ્વાનોના ખોળામાં પડવા લાગ્યો. ગુમાનની ખુશામત કરનાર ગુમાસ્તા તથા ચાકરો ચંદ્રલક્ષ્મીના બાળકને ઝાઝું બોલાવતા ન હતા અને તેથી તેમની અધમ સંગતિથી બચી નિર્મળ સંગતિમાં ઊછરવાનો ગર્ભશ્રીમંત બાળકથી દૂર રહેતો લાભ લક્ષ્મીનંદનના પુત્રને ઈશ્વરે આપ્યો.

ચંદ્રકાંત નામના અતિશય રંક પણ બુદ્ધિવાળા અને વિદ્યાપ્રેમી વિદ્યાર્થી સાથે સરસ્વતીચંદ્રને બાળપણમાં મિત્રતા બંધાઈ અને શાળામાં પણ સહાધ્યાયી હોવાથી આ મિત્રતા દિને દિને વજ્રલેપ બનવા લાગી.

'ધી બોમ્બે લાઇટ' પત્રનો તંત્રી પ્રખ્યાત વિદ્વાન બુલ્વરસાહેબ, 'ગુર્જર વાર્તિક'નો તંત્રી ઉદ્ધતલાલ, મુંબઈનો પ્રખ્યાત કવિ તરંગશંકર, ઊછરતો રંક ગ્રંથકાર શાંતિ શર્મા, દક્ષિણી દેશવત્સલ વીરરાવ ધમ્પાટે, અને પારસી ભાષણ-યોદ્ધો સમશેરજી, એવા અનેક ગૃહસ્થો સાથે લક્ષ્મીનંદનને સુંદર પરિચય હતો.

આ સર્વને લીધે શેઠની રજવાડામાં પણ સારી પ્રતિષ્ઠા હતી. રત્નનગરીનો પ્રધાન વિદ્યાચતુર કામ પ્રસંગે મુંબઈ આવતો ત્યારે પોતાની જ્ઞાતિના પ્રતિષ્ઠિત શેઠ



લક્ષ્મીનંદનને ત્યાં જ ઊતરતો. શેઠનો પુત્ર સરસ્વતીચંદ્ર વિદ્યાચતુરના પ્રસંગમાં પુષ્કળ આવ્યો. એ બાળકની બુદ્ધિ, વિદ્યાની હોંશ, નમ્રતા, વિનય, મધુરતા વગેરે ગુણો વિદ્યાચતુરના હૃદયમાં વસી ગયા. તેમાં ચંદ્રલક્ષ્મીની કાંતિવાળું સ્મિતભર્યું ગૌર રમણીય વદન તેને ઘણું પ્રિય લાગ્યું.

'હુવા તો વિવાહ' એ પ્રમાણે આવા ધનાઢ્યનો પુત્ર પારણામાંથી જ પરખાવો જોઈતો હતો. પણ કોઈ વિવાહ કરવા આવતું તો ગુમાન બારોબાર વિદાય કરતી. ડોશી ઘણું મથતી. આખરે ડોશીએ માથાની થઈ લક્ષ્મીનંદનને વાત કરી, તો ઉત્તર મળ્યો કે નાનપણમાંથી છોકરાને લફરું વળગાડવાની જરૂર નથી. આમ સરસ્વતીચંદ્ર પંદર-સોળ વર્ષનો થયો. તેવામાં ગુમાનને પુત્ર પ્રસવ્યો ને તેનો વિવાહ તરત જ થયો. ડોશીનું માથું ફરી ગયું. લક્ષ્મીનંદનને ફટકાર કરી મેણું દીધું. એવામાં વિદ્યાચતુર મુંબઈ આવ્યો ને લક્ષ્મીનંદનને ત્યાં ઊતર્યો. પોતાની પુત્રી કુમુદસુંદરી સારુ વર શોધતો હતો તે સૂઝી આવ્યો. ડોશીની સલાહ માગી. ડોશી તો તૈયાર જ હતી અને લક્ષ્મીનંદને વિવાહ સ્વીકાર્યો. ગુમાન બળી ઊઠી પણ ચુમાઈને બેસી રહી. ડોશી આનંદપ્રફુલ્લ બની. ગુમાન ઊભી હોય ત્યારે બમણો આનંદ બતાવવા અને જોડાનાં વખાણ કરવા લાગી. 'ઝટ લગ્ન થઈ જાય તો આ મજાની જોડ બંધાઈ જોઈ હું સંસારમાંથી પરવારું - એ જ હવે ડોશીની હોંશ હતી. ડોશી નારાજ ન થાય માટે વિદ્યાચતુર દિલાસા ભરેલા વાયદા કહાવતો.

સરસ્વતીચંદ્રનો વિદ્યાભ્યાસ ઘણો વધ્યો. સત્તર-અઢાર વર્ષની કુમળી વયે તે એમ.એ. ની પરીક્ષામાં સફળ થયો. તે પછીના વર્ષમાં કાયદાની પરીક્ષામાં પણ સફળ થયો. ઘણીક પરીક્ષાઓમાં અને ઘણાં નિબંધો લખી પારિતોષિકો, શિષ્યવૃત્તિઓ, ચંદ્રકો વગેરે તેણે મેળવ્યાં હતાં. વિદ્યા-લક્ષ્મીના સંગમથી સોનું અને સુગંધ બેનો રમણીય યોગ તેનામાં થતો લાગતો. શરીર કસરતવાળું અને કાંતિમાન હતું. સરસ્વતીચંદ્ર ભણ્યો ન હત, શ્રીમંત ન હત, તો પણ શરીરના રમણીય દેખાવથી જ સૌનું મન હરત એમ તેના મિત્રો કહેતા.

કુમુદસુંદરી વયમાં આવી અને વધારે ભણી તેમતેમ સરસ્વતીચંદ્રની વાતો માતાપિતાને મોંએ સાંભળવાની રસિયણ બની. એક દિવસ તો પતિએ પિતા ઉપર કાગળ લખેલો તેને વાંચી જોવાનું મન થયું. અને સળગતા આકાશમાંથી પ્રભાતનું કોમળ ઊજળું કિરણ શ્વેત કમળને પકડી ખિલાવે તેમ સ્વચ્છ આસમાની સાડીમાંથી નાજુક ગોરો હાથ કાઢી પત્ર પકડી લીધો. સરસ્વતીચંદ્રના સુંદર અક્ષરથી – મનહર ભાવથી – મોહ પામી – પરવશ બની. 'આવા કાગળ મારા પર ન આવે ?' એ આતુરતાથી મુગ્ધાએ પતિ પર કાગળ લખ્યો. ઘણી ઘડભાંજ પછી 'મારા ચંદ્ર' અને

'આપની કુમુદ' એમ આદિઅંતમાં લખ્યું.

સરસ્વતીચંદ્ર તે નવીન કાગળ જોઈ વિસ્મિત થયો. કોનો કાગળ છે તે ન કહેતાં ચંદ્રકાંતના હાથમાં જ કાગળ મૂક્યો અને હસ્યો.

'ભાઈ, મોટાનું ભાગ્ય મોટું હોય છે તેનું આ દૃષ્ટાંત.' કાગળ પાછો આપતાં ચંદ્રકાંત અભિનંદન કરતો બોલ્યો. 'ભાઈ, આ કન્યાદાન વાસ્તે ઈશ્વરનો જેટલો ઓછો ઉપકાર માનશો તેટલી કૃતઘ્નતા થશે.'

'તું તો હજી આવો ને આવો રહ્યો. અંગ્રેજી વિદ્યાનું પ્રથમ ફળ તને એ મળ્યું કે સ્ત્રીમાં સંસારને સમાપ્ત કરી દીધો. સ્ત્રીમાં પુરુષના પુરુષાર્થની પર્યાપ્તિ થતી નથી.'

'તમારા જેવા રસિકના મુખમાં આ વૈરાગ્ય સમજાતો નથી.'

મિત્રો વચ્ચે ઘણી આવી વિનોદવાર્તા થઈ. અંતે ચંદ્રકાંત ઘેર ગયો.

રસિકના બિડાયેલા મર્મસ્થળને વિકસાવનાર એકાંતે સરસ્વતીચંદ્રના હૃદયકમળની પાંખડીઓ કંપાવી. તેના વિચાર પ્રમાણે તો માણસના જીવનને સ્ત્રી આવશ્યક ન હતી. લગ્ન આખા જન્મારાના પાશરૂપ હતું. નિર્વંશ થવામાં વૈરાગ્યની સંમતિ હતી. મન્મથ મનમાંથી દૂર રાખવો એ શક્ય હતું. અને સંસાર ક્ષુદ્ર, નિઃસત્ત્વ, નિર્માલ્ય અને નિરુપયોગી હતો. આવું છતાં વૃદ્ધ પિતામહીના વત્સલ ઉત્સાહનો ભંગ ન કરવો એટલી ઇચ્છાથી વિવાહ સ્વીકાર્યો હતો. પરંતુ કાચમાં સંતાયેલા પારાને પણ શીતોષ્ણ જણાયા વિના રહેતું નથી. આવા વિરક્ત વિચારોમાં ઢંકાયેલી રસજ્ઞતા શુદ્ધ સુંદરતાથી ચમકવા લાગી. અંદરની રસિકવૃત્તિઓ પાંજરામાંથી છૂટતાં પક્ષીઓની પેઠે બહાર ઊડવા લાગી; અને કુમુદને પ્રત્યુત્તર લખવા બેઠો. 'હવે તો તારો જ સરસ્વતીચંદ્ર.' એમ છેલ્લે લખી પત્ર પૂરો કર્યો.

અનુભવ તે કેવળ જ્ઞાન અને વિચારથી કાંઈક જુદી જ વસ્તુ છે એ હવે સરસ્વતીચંદ્રને જણાયું. તુરત તો તેના માનસિક વૈરાગ્યનો પણ લોપ થયો. કાંઈ નિમિત્ત કાઢી સરસ્વતીચંદ્ર રત્નપુરી ગયો અને વિદ્યાચતુરના સ્નેહનો સત્કાર પામ્યો. કુમુદસુંદરીને તેણે દૃષ્ટિપાતથી ઓળખી લીધી. બપોરે મેડીમાં અનિવાર્ય સ્નેહની પ્રેરી પોતાની મેળે છાનીમાની આવી ઊભી. સરસ્વતીચંદ્ર ચંદ્રકાંતને પત્ર લખતો હતો. ચમકી સરસ્વતીચંદ્રે તેના ભણી જોયું. કન્યાની લલિત લાવણ્યમય પાંદડી જેવી મુખકળા જોઈ સ્તબ્ધ બની ગયો. બોલવાનું પણ સૂઝ્યું નહીં. આવા વરને આવું થાય, તો એ કન્યાને થાય તેમાં શી નવાઈ ? આખરે ભાન આવ્યું હોય તેમ બોલ્યો :

'મેં એક-બે પુસ્તક રચેલાં છે તે આણ્યાં છે.' કહી પુસ્તક આપ્યાં. પુસ્તક આપતાં લેતાં એકબીજાની આંગળીઓનો સ્પર્શ થયો. જળથી ભરેલો મેઘ ઉજાસ



મારવા માંડે તેમ સરસ્વતીચંદ્રનું મુખ ઉજ્જ્વળ બન્યું. મળસકાના સ્વચ્છ આકાશનો પૂર્વ પ્રદેશ સૂર્યકરના નવા સ્પર્શથી સળગી ઊઠે તેમ કુમુદસુંદરીના ગોરા રૂપેરી ગાલ પર લજ્જાભરી રતાશ ચઢી આવી.

સરસ્વતીચંદ્રે પ્રશ્નો પૂછી કુમુદને બોલાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ ઉત્તર કોણ આપે ?

'કુમુદ ! – મારી કુમુદ !' – સરસ્વતીચંદ્ર ઊભો થયો.

પ્રિયને ઊઠતો જોઈ ધીમે સુંદર સાદે મુગ્ધા બોલી :

'આપે અહીં રહેવાનો વખત ઘણો જ થોડો રાખ્યો.'

ચાંદીની ઘૂઘરીઓવાળા નૂપુરમાંથી રણકાર ઝીણો ઝીણો નીકળે, મૂર્છના – સમયે સારંગીના તારસ્વર કરી રહે : તેમ શુદ્ધ મોતી જેવા દાંતની શ્રેણી વચ્ચે થઈને ટપકતા મધુર શબ્દ સરસ્વતીચંદ્રના હૃદયપુટમાં સ્નેહ-સ્વાતિનાં મોતી પેઠે ભરાઈ ગયા.

સરસ્વતીચંદ્ર પાછો મુંબઈ ગયો, મુંબઈ પહોંચ્યાનો સરસ્વતીચંદ્રનો કાગળ આવ્યો, તેના ઉત્તરમાં લાચાર બનેલી બાળકીએ લખ્યું કે 'તમારા ગયા પછી 'એણે રે મોહની લગાડી, એણે તે મને મોહની લગાડી' એ પદ મારી જીભ ઉપરથી ખસતું નથી; તે ગાતી ગાતી તમારી મૂર્તિ ખડી કરું છું. મારા પિતાજી લગ્નનો દિવસ આવતા માઘ માસમાં રાખનાર છે જાણી મારો ઉત્સાહ માતો નથી !'

આવા પત્ર વરકન્યા વચ્ચે આવ્યા-ગયા. સરસ્વતીચંદ્રનું વિરક્તરંગી ચિત્ર નવીન અનુભવને વશ થતું અને ભગવો પણ રાગ-રંગ છે, તો બીજા રાગનો તિરસ્કાર કરવો તે પોતાની અશક્તિ કલ્પતું હતું.

આણીપાસ ઈશ્વરે આ ખેલ રચ્યો. અને બીજી પાસ બીજો રચ્યો. માનવી એક વાત ધારે તો ઈશ્વર બીજી કરે.

ગુમાનનો પુત્ર હવે ઠળકો થવા આવ્યો હતો. પોતે સાસરે આવી ત્યારે સરસ્વતીચંદ્રને સર્વ તરફથી મળતાં લાલન જોયાં હતાં. એટલાં એના પુત્ર ધનનંદનને મળવાની એની ઇચ્છા સફળ ન થઈ. લક્ષ્મીનંદન પણ મોટા પુત્રની સ્તુતિ કરવા લાગ્યો અને તેને વ્યાપારમાં પોતાનો સાથી કર્યો. પરિણામે સરસ્વતીચંદ્રના સામી ફરિયાદો ગુમાનની શય્યા પર ઘીમેલોની પેઠે ઊભરાવા લાગી, અંતે ઊધઈ લાકડાને આરપાર કોતરી ખાય તેમ ગુમાનની નિષ્કંટક જીભે લક્ષ્મીનંદનના મસ્તકને નિઃસત્ત્વ કરી દીધું.

એક દિવસ શેઠ સંધ્યાકાળે થાકીપાકીને ઘેર આવ્યા. ગુમાન ખાવાનું લાવી થાળી ધરી ઊભી. અકળાયેલા મનમાં પણ પુત્ર રહેતો અને શેઠથી પૂછી જવાયું.

'ભાઈ આવ્યો ? ખાધું એણે કાંઈ ?'

અજાણતાં પણ દોષ થતાં કોઈ મેલી માતાને ફૂડું પડે તેમ શેઠના શબ્દોથી થયું.

'આ શા ભાઈ પર ઉમળકા ? ભાઈ તો આવ્યા યે ખરા અને બાપના પહેલાં ક્યારનું ખાઈને બેઠા છે. ભાઈને તો બાપ લેખામાંયે નથી. ભાઈ તો બેઠા બેઠા કાગળો આવ્યા છે વહુના તે વાંચે. એમને પરણ્યા પહેલાંથી વહુ વહુ છે. કોણ જાણે ક્યાંથી લોકો જૂઠું જૂઠું ગાય છે કે 'બીજવરની પરણી મહાસુખ પામશે' ?

ત્યાં તારવાળો તાર લાવ્યો. શેઠ તરત વાંચે છે એટલામાં સરસ્વતીચંદ્રના ટેબલમાંથી ચોરેલો એક કાગળ શેઠને આપી ગુમાને કહ્યું કે 'ભાઈ કેવા વહુઘેલા થઈ ગયા છે તે વાંચો આ કાગળ ને જુઓ.'

શેઠે ગુમાનને ધધડાવી નાખી. શેઠનું ચિત્ત તારમાં હતું. ગુમાન ઊભી ઊભી ડૂસકાં ને નિઃશ્વાસ ખાતી શેઠનું ધ્યાન ખેંચવા લાગી. શેઠે મનાવી એટલે ધાર્યું થયું જાણી ગુમાન બોલી : 'ટપાલવાળો ભૂલમાં ભાઈનો કાગળ મને આપી ગયો ને મેં ભૂલમાં મારો જાણી ફોડ્યો. જુઓ આ વહુ કેવી પક્કી છે ? એનાં મૂળ ઊંડાં છે. બાયડીઓના સ્વભાવ તમે ભોળા ભાયડાઓ ન સમજો. અમે સમજીએ. આજથી આટલું ભાઈને ફોસલાવે છે તે અગાડી જતાં કેવી નીકળશે ? સસરા સાથે પણ ભાઈને કાગળ લખવાનું ચાલે છે તે તમે જ મને કહેતા હતા. વળી અંગ્રેજી ભણેલું માણસ કોઈનું નહીં. એ ભાઈના હાથમાં બધું સોંપો છો તે પછી મારા ધનની શી વલે – ને મારી શી વલે – થવાની, તે કંઈ વિચાર કર્યો ?'

ગુમાનને હસાવી પટાવી રમાડી શેઠ બહાર ગયા.

આણીપાસ સરસ્વતીચંદ્રના મનમાં કુમુદસુંદરી રમી રહી હતી અને લગ્નનો દિવસ પાસે આવતો જાણી તે આનંદમાં રહેતો. પિતાનું દ્રવ્ય સ્વેચ્છાએ ખરચે તો કોઈ ના કહે એવું નથી તે પોતે જાણતો. પરંતુ સરસ્વતીચંદ્રની મા ચંદ્રલક્ષ્મીને લક્ષ્મીનંદન પાસેથી અલંકાર અને ઘણુંક દ્રવ્ય મળેલું હતું. એટલે પિતાના દ્રવ્યને અડકવા કરતાં સરસ્વતીચંદ્ર પોતાના જ આ દ્રવ્યમાંથી વ્યય કરતો. વાલકેશ્વરની ટેકરી ઉપરના બેત્રણ બંગલામાંથી એક બંગલો એને સોંપવામાં આવ્યો હતો. પાંચ છ હજારનું ખરચ કરી મનસ્વી રીતે તેણે એ શણગાર્યો. અને કુમુદસુંદરીની એક મોટી છબી રંગાવી એક રમણીય હાથીદાંતના કોતરકામવાળા આસનમાં જડાવી મૂકી. તેમાં બેચાર હજારનું ખરચ થયું. સરસ્વતીચંદ્ર એ છબી સામું આનંદથી અનિમેષ જોઈ રહેતો. વિચાર વૃત્તિને અનુસરે છે. કાંઈ અધૂરું હોય તે પૂરું કરવાને સરસ્વતીચંદ્રે પાંચ હજાર રૂપિયાની એક હીરાની મુદ્રા કરાવી. આ મુદ્રા કુમુદસુંદરીને મોકલવા ધારી. ચંદ્રકાંત મોંએ તેને ઘેલો થઈ ગયો કહેતો પણ મનમાં તેની



સ્ત્રીભક્તિની પ્રશંસા કરતો ને કહેતો, 'ઈશ્વર એનું ભાગ્ય આખંડ રાખો !' તેને બિચારાને ખબર ન હતી કે ભાગ્યના જ પ્રસાદને દુર્ભાગ્યનું નિમિત્ત થઈ પડતાં પળ પણ વાર નથી લાગતી. આ સંસારરૂપી ચોપાટમાં ભાગ્ય-દુર્ભાગ્ય એક જ પાસાની બે જુદી જુદી બાજુઓ છે.

આ સર્વ સમાચાર ગુમાનને કાને ગયા. તેણે શેઠને ચેતવ્યા ને ભંભેર્યા. પુત્રનો વ્યય વિવેક વિનાનો લાગ્યો. ચંદ્રલક્ષ્મીવાળા દ્રવ્યમાંથી આ ઉપયોગ થયો હશે તે તો શેઠને સાંભર્યું જ નહીં.

તેમનો મિજાજ ગયો પણ દેખીતો વશ રાખ્યો.

વૃદ્ધ પિતામહી ગુમાનનાં કારસ્થાન જાણતી. તેને થયું કે લક્ષ્મીનંદન આખરે મોટા પુત્રને રઝળાવશે. આથી પોતાની પાસે પણ લાખ પોણાલાખનો સંચય હતો તે મોટા પૌત્રને આપી દેવા ઇચ્છા જણાવી. સરસ્વતીચંદ્રે કહ્યું કે, 'એથી તો પિતામાતા વધુ કોપશે. તેના કરતાં નાનાભાઈ ધનનંદનને મૃત્યુપત્ર કરી આપો. તો પિતા – માતા વધુ પ્રસન્ન રહેશે.' આ વાત ડોશીને ન ગમી ને એક વેળા ચંદ્રકાંતને એકાંતમાં બોલાવી તેની સહાયતા માગી.

એક સમય એવો હતો જ્યારે સરસ્વતીચંદ્રના મનમાં એવો સંકલ્પ થવા ઉપર હતો કે ચંદ્રલક્ષ્મીવાળું સર્વ દ્રવ્ય દેશોન્નત્તિને અર્થે રોકી દેવું. પોતે ભગવાં ધારણ કર્યા વિના પણ અજ્ઞાત વેશે દેશાટન કરવું. લોકઅનુભવ અને ઈશ્વર શોધવો. આ સંકલ્પથી પિતાને કેટલો ખેદ થશે એ વિચારી તેણે એ છોડી દીધો હતો.

આ બધું ચંદ્રકાંત જાણતો હતો. સ્વાર્થસંન્યાસી વૃત્તિને લીધે આવું રત્ન વૈરાગ્યમાં ડૂબી અપ્રસિદ્ધતાના અંધકારમાં લીન થઈ જાય એવો તેને ભય રહેતો. તેથી જ ડોશીએ પોતાની મિલકત કોઈ વિશ્વાસપાત્ર માણસને નામે ચઢાવી તેનો વહીવટદાર નીમવો અને તેના મરણ પછી સરસ્વતીચંદ્રનો અને તેની સ્ત્રીનો એ પર હક્ક રહે એમ કરવાની એણે ડોશીને સલાહ આપી. ડોશીએ એ કામ ચંદ્રકાંતને જ સોંપ્યું. સારા પ્રતિષ્ઠિત માણસોને સાક્ષી માટે બોલાવ્યા. અંતે લક્ષ્મીનંદનને અચિંત્યો બોલાવ્યો ને લેખ ઉપર સહી કરવા કહ્યું. શેઠે લેખ વાંચ્યો, જરાક વિચારમાં પડતાં 'ભાઈ, સહી કર.' એમ ડોશીએ ફરી કહ્યું. માતાના શબ્દો પડતાં સહી કરી લેખ માતાના હાથમાં મૂક્યો.

ગુમાને આ વાત જાણી લીધી ને એમાં સરસ્વતીચંદ્રનો જ હાથ છે એમ સિદ્ધ કર્યું. ધનનંદને અન્યાય થયો ને તેનો બદલો વાળવો જોઈએ એમ શેઠને લાગ્યું. 'મને પુત્રે છેતર્યો.' એવું પિતાના મનમાં વસી ગયું. સ્નેહના અમીને ઠેકાણે વિષવૃક્ષનું બીજ પડ્યું. 'ગમે તો કન્યા કે ગમે તો કન્યાના બાપનું કામ.' એમ શેઠે માની લીધું.

સરસ્વતીચંદ્રના કારભાર ઉપર હવે પિતાએ ઈર્ષ્યા અને અવિશ્વાસની ચોકી મૂકવા માંડી. પુત્રના દરેક કામનું પૃથક્કરણ થવા લાગ્યું. કસોટીના કાળા પથ્થર ઉપર ઊજળા સોનાના લિસોટા ઉપર લિસોટા થવા માંડ્યા અને દરેક લિસોટામાં સોનું છતાં પિત્તળ જ અપદૃષ્ટિને લાગવા માંડ્યું. 'પુત્ર પોતાના હાથ ઉપર રાખવા – મને દાબી નાખવા – યત્ન કરે છે.' એ આભાસ ભૂત પેઠે મગજમાં ભરાઈ ગયો !

ગુમાનનો ભાઈ ધૂર્તલાલ બહેનના અંતઃકરણની કૂંચી ફેરવતો. તેને શેઠના ઘરમાં પગપસારો કરવાનો લાગ મળતો ન હતો. પણ હવે સાળાના હાથમાં બનેવી આવ્યો. ધૂર્તલાલ શેઠને સરસ્વતીચંદ્રથી ચેતાવતો ને તે હવે શેઠને સાચું લાગવા માંડ્યું.

શેઠ એક મિલના વ્યવસ્થાપક હતા. પણ એક-બે વર્ષથી પોતાને ઠેકાણે મોટા પુત્રને દાખલ કર્યો હતો. હવે વિચાર કર્યો કે પુત્રના હાથ નીચે ધૂર્તલાલને દાખલ કરવો ને કાળક્રમે બંનેને સંયુક્ત સંચાલક બનાવવા. ધૂર્તલાલ ખટપટી હતો તે સરસ્વતીચંદ્ર જાણતો ને તેથી પિતાની આ યોજના સરસ્વતીચંદ્રને વાજબી લાગી નહીં. પરિણામે પિતાની શંકા ઊલટી વધી. 'બસ, મારા મનમાં એ જ છે કે આમ કરવું.' એમ પિતાએ આખરી નિર્ણય રૂપે જણાવ્યું. સરસ્વતીચંદ્રે પિતાની ઇચ્છા આજ્ઞારૂપ ગણી લીધી. શેઠે જાણ્યું 'ઠીક ઊકલ્યું.'

એટલામાં ડોશી પંચત્વ પામ્યાં. નાનપણથી તેની માયામાં ઊછરેલો સરસ્વતીચંદ્ર ઘણો જ ખિન્ન થયો. ઘડી વાર તેને એવી ભ્રાન્તિ થઈ કે આ ઘરમાં હવે કોઈ મારું સગું નથી. ડોશીના દ્રવ્યનું શું તેનો તેણે વિચાર પણ ન કર્યો.

ગુમાનને નામે શેઠે ઘણા દિવસ થયાં એક સારી રકમ કાઢી મૂકી હતી. એક કોઈ સારા 'શેર'માં રોકી દેવા શેઠને ઇચ્છા હતી. પણ મોટા પુત્ર ઉપર તે સમયે ભાવ હોવાથી તેનો અભિપ્રાય પૂછ્યો. સ્ત્રી-દ્રવ્યને ચાલતા સુધી શેરમાં ન રોકવું એમ માનનાર પુત્રે સલાહ આપી કે આ દ્રવ્ય સરકારી 'લોન'માં નાખો. પિતાએ તેમ કર્યું. એ જ દરમિયાન ચંદ્રલક્ષ્મીના નામની સરકારી લોન હતી તે વટાવી સગીર મટતાં સરસ્વતીચંદ્રે શેર ઇત્યાદિ વ્યાપારમાં દ્રવ્ય નાખ્યું. રશિયા સાથે લડાઈની વાત ચાલતી હતી એટલે લોનના ભાવ બેસી ગયા ને સરસ્વતીચંદ્રવાળા શેરના ભાવ ઘણા જ ચઢી ગયા. શેઠના મનમાં આવ્યું કે ગુમાનને નુકસાન કરવા જ પુત્રે અવળી સલાહ આપી, પોતાની બાબતનાં એક અને પારકી બાબતમાં બીજી સલાહ આપી. તેનો અર્થ શો નીકળે ? પ્રીતિ અને વિશ્વાસ ખોટામાંથી સારો અર્થ શોધાવે, અપ્રીતિ અને અવિશ્વાસ સારા હેતુમાં ખોટાનું ભાન કરાવે.



એક દિવસ ભોજન કરી પિતાપુત્ર બે ઘોડાની 'ફાઈટન'માં બેસી 'ઑફિસ'માં ચાલ્યા. ગુમાને શેઠને તૈયાર કરી મૂક્યા હતા. ડોશીના દ્રવ્યની વ્યવસ્થા, પુત્રની ઉપર વહુ અને સાસરિયાની સત્તા, બજારભાવમાં થયેલી ઊથલપાથલ, આ સર્વેએ શેઠનું ચિત્ત ઉકાળ્યું હતું. એટલે નિત્ય - સ્વભાવ ભૂલી શેઠે ઊભરા કાઢવા માંડ્યા.

'ભાઈ, હું બહુ દિલગીર છું, તારી બાબતમાં. મારે તને કાંઈ કહેવું પડશે.'

પુત્ર વિસ્મય પામ્યો.

'હા જી, આપ મને નહીં કહો તો બીજું કોણ કહેશે ?'

'જો સાંભળ, ઘણા દિવસથી હું કાંઈ બોલતો નથી પણ જોયા કરું છું. તારામાં દિવસે દિવસે ઘણો ફેર થતો જાય છે. તારું ચિત્ત સ્વતંત્ર નથી.

તારો વિવાહ કર્યો તે તારા સુખને અર્થે. પણ એમાંથી જ કુટુંબમાં ક્લેશ ન થાય તે જોવું એ તારી ફરજ છે. કેટલાક જુવાનિયાઓ નાનપણમાંથી વહુઘેલા થઈ જાય છે. વરને ભંભેરી તેને હાથે આખા કુટુંબનું અહિત કરાવવા વહુઓ તત્પર હોય છે. જે વહુરો પરણ્યા પહેલાં આમ કરાવે તે પછીથી શું ન કરાવે તે સમજાતું નથી પણ વરનું કાળજું ઠેકાણે હોય તો કશાની અડચણ નહીં.'

શેઠે મર્યાદા તોડી પોતાથી તૂટે એમ ન હતું. 'અરરર ! આ પિતા ! આ બોલે છે શું ?' મનમાં જ એમ વિચારી તે મૂગો રહ્યો. પણ રાતોપીળો થઈ ગયો. તેની સહનશક્તિ ઘણી હતી, પણ તે પોતાની જ બાબતમાં હતી. 'નિર્દોષ પવિત્ર કુમુદ ! તારી બાબતમાં આ કેમ સહું ? હું ઈશ્વરનો અપરાધી ન થાઉં ?' છતાં પુત્રે પિતાના શબ્દોનો રજ પણ પ્રતિરોધ ન કર્યો.

શેઠે જેટલું કહેવાય એટલું કહ્યું. વિદ્યાચતુરની પરીક્ષામાં પોતે છેતરાયો, ગુમાન ભણી દયા દર્શાવી, સરસ્વતીચંદ્રના ધર્મ કહી બતાવ્યા. કુમુદસુંદરી આગળ ઘેલા બની જવાનો આરોપ મૂક્યો, સ્ત્રી અને શ્વસુરને વસ માણસ બાયલા કહેવાય એ ભાન આપ્યું, વાલકેશ્વરનો બંગલો વગેરેમાં પૈસા વેડફી માર્યાનો ખેદ બતાવ્યો, ઉડાઉપણા સારુ ને ગુમાનની રકમ અંગે ઊંધી સલાહ આપી તે સારુ તિરસ્કાર દેખાડ્યો. 'ડોશીના લેખમાં મેં તો સહી કરી, પણ તારે આમ કરાવવું જોઈતું નહોતું; તું ભણ્યો પણ ગણ્યો નહીં, એમ ન જાણવું કે કાયદો જાણ્યો એટલે બાપ પણ 'જી ! લબ્બે ! કરશે.' ઇત્યાદિ કંઈ કંઈ અસહ્ય વચન કહ્યાં. પિતૃભક્તિમાં અને એવી કઈ કઈ બાબતોમાં પુત્ર પછાત છે તેને વિશે લાંબું ભાષણ કર્યું.

સરસ્વતીચંદ્ર ઘણીક બાબતોનો મર્મ ન સમજ્યો. ઘણી બાબતો નવાઈ ભરેલી લાગી. ગુમાનનો પ્રતાપ પૂર્ણ કળી ગયો, પોતાની સ્થિતિ જોઈ લીધી, પિતાની અપ્રીતિ અનુભવી, અન્યાયની હદ જોઈ, ઉત્તર વાળવો પુત્રધર્મ વિરુદ્ધ જણાયો; સર્વને અંતે

આંખમાંથી એક ટીપું પડ્યું અને તે કોઈએ દીઠું નહીં. ઑફિસ આવતાં શેઠ ન્યાયાધીશની ઢબથી ઊતર્યા, પુત્ર ધીમે રહી ઊતરી પાછળ ગયો. આજ એ કોઈનો ન હતો. તેનું માથું ફરી ગયું.

ઑફિસમાં જઈ ધૂર્તલાલને બોલાવ્યો. તેને બધા વહીવટથી ને ઑફિસની બધી હકીકતથી માહિત કર્યો. સાંજે પિતાની સાથે ઘેર ગયો ને 'હું વાલકેશ્વરને બંગલે ખાવાનો તેમ જ સૂવાનો છું.' કહી દીવા થતાં ફાઈટનમાં નીકળ્યો. રસ્તે જતાં ચંદ્રકાંતને સાથે લીધો. ગાડી બંગલા આગળ આવી ઊભી. તરત જ નવા કરાવેલા ખંડમાં ગયો. ચંદ્રકાંતને ખભે હાથ મૂકી સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીની છબી જોઈ રહ્યો. છબી પાસે ગયો. પાછો આવી મિત્રને ગળે બાઝી નાના બાળક પેઠે રોયો !

ચંદ્રકાંત ચમક્યો. 'ભાઈ ! આ શું ? ધૈર્ય રાખો. શું છે આ ?'

'હું છેક આમ નહોતો જાણતો, હશે ઈશ્વરને ગમ્યું તે ખરું. ચંદ્રકાંત, પિતાનું દ્રવ્ય આજથી મારે શિવનિર્માલ્ય છે.'

'શાંત થાઓ. એમ શું બોલો છો ? આ ઉતાવળ કરી તે ઠીક ન કર્યું. કાંઈ તમારે સારુ માર્ગ નથી એમ તો નથી ?'

'ના ના, તે માર્ગ નથી જોઈતો મારે. પિતાના મનમાં એમ જ આવ્યું કે હું દ્રવ્યને લીધે જ એમનો સંબંધી છું. હવે એમને મારી ચિંતા નથી, મારો વિશ્વાસ નથી. ભલે, મારે મન નિર્ધનતા કઠણ નથી. તને ખબર છે કે માત્ર પિતાના સ્નેહને વાસ્તે જ હું સંસારી હતો, અને એ સ્નેહ હવે નથી ! દ્રવ્ય મારે જોઈતું નથી. તે નિરુપયોગી છે.'

'કોણે કહ્યું કે દ્રવ્ય નિરુપયોગી છે ?'

'હવે જાણ્યું, જાણ્યું. દેશહિત, લોકહિત અને આત્મહિત ત્રણે દ્રવ્ય વિના સિદ્ધ થઈ શકે છે.' ચંદ્રકાંતે ડોશીના દ્રવ્યની વાત કરી. સરસ્વતીચંદ્ર ચમક્યો અને કહ્યું : 'એનું ગમે તે થાય. મારે તો દ્રવ્ય નથી જ જોઈતું.'

ચંદ્રકાંતે સરસ્વતીચંદ્રને ઘણો સમજાવ્યો વકીલાત કરવા કહ્યું, સંન્યાસ કરતાં પુરુષાર્થનું ભાન પ્રકટાવ્યું; પણ ફોગટ.

'ચંદ્રકાંત ! રંક અવસ્થાનાં સુખદુઃખ, ગ્રહોના જેવી નિરાધાર સ્થિતિ, સંસારના ધક્કા, નિર્ધનતાના અંધકારમાં ઢંકાયેલાં રત્ન, અવિદ્યાના પ્રદેશ, એવું એવું ઘણું જોવાનો મારો અભિલાષ છે. આ અનુકૂળતા થઈ ગઈ છે.'

'પણ લોક શું કહેશે ?'

'મૂઢ ! અપકીર્તિ મને ભયંકર નથી. કીર્તિ, અપકીર્તિ એ જૂઠાં ત્રાજવાં છે, ઊંઘતાનાં સ્વપ્ન છે.'



'વારુ, કુમુદસુંદરીનો વિચાર કર્યો ?'

'એનો વિચાર ઈશ્વરને સોંપું છું. ટૂંકા પ્રસંગથી ઉત્પન્ન થયેલો સ્નેહ ટૂંકા સમયમાં શાંત થશે, કોઈ સારો વર મળશે એટલે મને ભૂલી જશે.'

'ભૂલ કરો છો. મુગ્ધાને હાનિ પહોંચાડી પસ્તાશો. ઈશ્વરના અપરાધી થશો. તમારા ચિત્તમાંથી પણ એ ખસનાર નથી.'

'ચંદ્રકાંત ! કુમુદ મારા ચિત્તમાંથી ખસવાની નથી. એના હૃદયનું લાવણ્ય મને ઘેલો બનાવી મૂકે છે તેમ જ સદૈવ બનાવશે. કુમુદને પણ વેદના થશે. પણ બીજાને પરણી કુમુદ મને ભૂલશે. મને પરણી આ કુટુંબમાં આવી તે સુખી નહીં થાય... માટે...'

આટલું બોલતાં તે ગળગળો થઈ ગયો. 'તું કહીશ કે તમે જુદા રહો ને કુમુદ સુખી થશે. પણ એટલું શાને ? પિતાથી જુદા વસવું એ તો કલ્પના પણ દુઃખકર છે. એથી પિતા દુઃખી થાય અને તેમની જ અપકીર્તિ થાય. એમનું સુખ એ મારું લક્ષ્ય છે.

ચંદ્રકાંત ! કુમુદ વિસરાવાની નથી, તો તું પણ ક્યાં વિસારે પડે એમ છે ? પિતાને કદીક સાંભરી આવું તો તેમને આશ્વાસન આપજે હોં ! તને પણ સાંભરીશ, પણ વિદ્યાનો ઉપયોગ મને વિસારવામાં કરજે ! ચંદ્રકાંત, પિતાની સંભાળ રાખજે... મને તું પણ સંભારજે.'

'શું મિત્ર, આમ શું કરો છો ? હું ધારું છું કે તમે બોલો છો એટલા નિર્દોષ નહીં થાઓ.' ચંદ્રકાંત વ્યવહારુ હતો. બીજી વાતો કાઢી સરસ્વતીચંદ્રને તેણે શાંત કર્યો. રાત્રે અગિયાર વાગ્યે બે મિત્રો જુદા પડ્યા. જુદા પડતાં સરસ્વતીચંદ્રે ચંદ્રકાંતને એક પેટી આપી. 'તે અંગે સૂચના તને સવારમાં કરીશ.' એમ કહ્યું. ચંદ્રકાંતે ઘેર જવાને બદલે સરસ્વતીચંદ્રને ભેગા જ રાત ગાળવા વિચાર જણાવ્યો. પણ સરસ્વતીચંદ્રે સાફ ના પાડી. ચંદ્રકાંત ગયો. પ્રાતઃકાળ થયો. સાત વાગ્યા, આઠ વાગ્યા, પણ પોતાને તેડવા સરસ્વતીચંદ્રની ગાડી નક્કી કર્યા મુજબ આવી નહીં. તેના પેટમાં ફાળ પડી. બંગલે ગયો. માળી કહે, 'ભાઈ, ગાડીમાં બેસી મળસકાના ચોપાટી પર ફરવા ગયા છે.' ચંદ્રકાંતે ચોપાટી પર ગાડી દોડાવી. દરિયા-કિનારે સરસ્વતીચંદ્રની ગાડી મળી. ગાડીવાન કહે, 'ભાઈ આગળ ફરવા ગયા છે. આ ચિઠ્ઠી આપી છે, ઘેર જઈ આપને આપવાની છે.'

ચંદ્રાકાંતનો જીવ ઊડી ગયો. ચિઠ્ઠી વાંચી. તે સાથે સરસ્વતીચંદ્રે બીજો પત્ર પિતા પર પણ લખ્યો હતો. તેમાંનો કેટલોક ભાગ આ પ્રમાણે હતો.

'બ્રહ્માને ઘેર કોઈની ખોટ નથી, મારી ખોટ આપને પડવાની નથી. ધનભાઈથી

આપને સર્વ પ્રકારે સંતોષ મળો, આપનું સઘળું દ્રવ્ય તેના કલ્યાણ અર્થે રાખો. હું કોઈ પ્રસંગે સાંભરી આવીશ તો એ જ મારે મન દ્રવ્ય છે.

મારે માનસિક વૈરાગ્ય લેવામાં આપ પ્રતિકૂળ નહીં થાઓ એમ માનું છું ને સંસારસાગરને અદશ્ય તળિયે જઈ બેસું છું. ગુમાનબાને આજ સુધીમાં હું નિર્દોષ છતાં મારો દોષ વસ્યો હોય તો ક્ષમા અપાવશો.

મારા જવાથી આપના રોષનું સર્વ કારણ જતું રહેશે. વિદ્યાચતુરના કુટુંબની પરીક્ષામાં આપ છેતરાયા એ શબ્દ આપના ચિત્તમાંથી હવે નીકળી જશે.

પિતાજી, હવે મારી ચિંતા કરશો નહીં. ચંદ્રબા ગઈ તેમ હું જાઉં છું. પિતાજી, હવે તો,

સુખી હું તેથી કોને શું ?
દુઃખી હું તેથી કોને શું ? ૧
જગતમાં કંઈ પડ્યા જીવ,
દુઃખી કંઈ ને સુખી કંઈક !* ૨

બે કાગળો વાંચી ચંદ્રકાંતે ચર્ની રોડ સ્ટેશન પર ચારે બાજુ તપાસ કરી મૂકી. પત્તો જ ન લાગ્યો. નિરાશ ચંદ્રકાંત ઘેર ગયો. એકલો શયનગૃહમાં બેઠો. અશ્રુપાત ખાળી ન શકાયો. 'સરસ્વતીચંદ્ર, આ શું સૂઝ્યું ? ગરીબ બિચારી કુમુદસુંદરીની શી વલે થશે ? હું ક્યાં શોધું ? અપ્તરંગી માણસનો ભરોસો જ નહીં, હેં ?'

ચંદ્રકાંત શેઠને ઘેર ગયો. કાગળ શેઠને તુરત તો ન આપવો એમ વિચાર્યું. ગાડીવાને શેઠને સમાચાર કહ્યા. ગુમાનને જોર આવ્યું ને બોલી ઊઠી. 'ઘરમાં બધે તપાસ કરાવો.' શેઠ બોલ્યા : 'ઘરમાં શાની તપાસ કરાવે ? પરગામ જાય તેની ઘરમાં શી તપાસ કરાવે ?'

'જુઓ, ભાઈ કાંઈ કીકલા નથી. આ તો બધાંને ડરાવવાને વેઠ કાઢ્યો. ભલું હશે તો સસરાને કે વહુને મળવા ગયા હશે. પણ ઘરમાં ગોટો ન ઘાલ્યો હોય તેની તપાસ પહેલી કરો.'

રાતીચોળ આંખ કરી શેઠ બોલ્યા : 'જો આજ હું તારો નથી હોં ! તારા પેટમાં ન બળે પણ મને તો બળે.' શેઠ ઊઠ્યા ને એકાંતમાં ચંદ્રકાંતને લઈ ગયા. તેમનું હૈયું ભરાઈ આવ્યું. પુત્રના ગુણ સાંભરી આવ્યા. પોતે કઠણ વચન કહ્યાં એમ સાલવા માંડ્યું.

'ચંદ્રકાંત, તું બધું જાણતો હોઈશ. તારા મોં ઉપરથી લાગે છે. મને કહે – આ એને શું સૂઝ્યું ? એના વિના હું ઝેર ખાઈશ, હોં !' શેઠે ટેબલ ઉપર માથું કૂટ્યું.

* કાવ્ય ટૂંકાવ્યું છે. (સં.)



ચંદ્રકાંતે શેઠને ટાઢા પાડ્યા. સરસ્વતીચંદ્રનો કાગળ હાથમાં મૂક્યો. ભોજે લોહીના અક્ષર મોકલ્યા તે વાંચી મુંજને થયો હતો તેવો જ વિચાર કાગળ વાંચતાં શેઠને થયો. આંખમાંથી ખરખર આંસુ ચાલવા માંડ્યાં. 'ચંદ્રાકાંત, ભાઈને બતાવ. તું જાણે છે; ગમે તે કર, ભાઈને આણ, નહીં ચાલે.'

ચંદ્રકાંત ઊકળતા હૃદયમાંથી ઊભરા પર ઊભરા કાઢી શેઠના પસ્તાતા અંતઃકરણના ચીરા કરવા લાગ્યો. 'શેઠ આપ તો મોટા માણસ છો. નિર્મળ કુમુદસુંદરી પર આરોપ મૂકી પુત્રના હૃદયમાં કટાર ખોસ્યા જેવું કર્યું. વરકન્યાની પ્રીતિ વધે ને માબાપથી ન ખમાય એ તો વિપરીત જ. પણ આપ શું કરો ? અપર માના હાથમાં ગયેલા પિતાનો પુત્ર સ્વસ્થ રહ્યો સાંભળ્યો નથી. ખરી વાત છે, છોકરાં કરતાં સ્ત્રી વધારે હોય જ. સભાઓ ગજાવનાર, વિદ્વાનોનો માનીતો, મારા જેવા નિરાધારનો આધાર, તે આજે ક્યાં હશે ? શેઠ, ધ્રુવજી ના જેવું થયું. શેઠ, આપના ઘરમાંથી દીવો હોલાઈ ગયો. પણ આપને શું ?'

ચંદ્રકાંતે પાઘડી પહેરી. ઊઠ્યો અને ચાલવા માંડ્યું. શેઠે હાથ પકડી તેને બેસાડ્યો.

'ચંદ્રકાંત, ચંદ્રકાંત, આમ શું કરે છે ? મને એનો પત્તો આપ. તેં મારું ખસી ગયેલું કાળજું ઠેકાણે આણ્યું છે. હવે પુત્રવિયોગથી ફરી ખસશે તો પછી ઠેકાણે નહીં આવે, હોં ! ચંદ્રકાંત ! મારો ભાઈ મને આણી આપ.' જુએ તો ચંદ્રકાંત ન મળે. 'ભાઈ, ભાઈ !' ગુમાન, પાસે આવી ઊભી. 'ભાઈ તો ગયા.' ગુમાનને દેખતાં જ શેઠે એક બે લાતો એવી મૂકી કે ગડબડતી આઘે.

હાથથી વાત ગઈ જાણી ભાઈબહેન - ધૂર્તલાલ, ગુમાન વગેરે સૌ અનુકૂળ થઈ ગયાં. અને સરસ્વતીચંદ્રની શોધ બાબત શેઠની આજ્ઞાઓ દેખીતી પળાવા લાગી. દ્રવ્ય નિરંકુશ ખરચાતું અને શેઠને કાને એમ જ જતું કે અદ્‌ભુત શોધ નિષ્ફળ જાય છે. ચંદ્રકાંતે પણ શોધ કરવામાં બાકી રાખી નહીં.

એક દિવસ 'ધી બોમ્બે લાઇટ' વાળા બુલ્વર સાહેબની ચિઠ્ઠી ચંદ્રકાંત ઉપર આવી. તંત્રી ઉપર પત્રો આવતા, તેમાં એક પત્ર સરસ્વતીચંદ્રના અક્ષરનો હતો. ચંદ્રકાંતે અક્ષર ઓળખ્યા. તેના હર્ષનો પાર રહ્યો નહીં. ટપાલની છાપમાં 'સુવર્ણપુર' હતું. ચંદ્રકાંતે સુવર્ણપુર જવાનો વિચાર કર્યો. સુવર્ણપુરના અમાત્યને અને વિદ્યાચતુરને સંબંધ હતો. એટલે અમાત્ય ઉપર ભલામણ લેવા પ્રથમ રત્નપુરી જવાનું ઠરાવ્યું.

વિદ્યાચતુર અને ગુણસુંદરી બંનેએ ચંદ્રકાંતનો ઘણો સત્કાર કર્યો. સરસ્વતીચંદ્ર બાબત ઘણી જિજ્ઞાસા અને ઘણો ખેદ બતાવ્યો. છતાં વિદ્યાચતુરે કહ્યું :

'ચંદ્રકાંત ! મારે કહેવું જોઈએ કે આપણી અંગ્રેજી વિદ્યામાં એક જાતનો દોષ છે – આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે એમ કહીએ તોપણ ચાલે. અસંતુષ્ટવૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે. આ વૃત્તિવાળાં મન સટોરિયા જેવી પ્રકૃતિવાળાં થઈ જાય છે. સરસ્વતીચંદ્ર આનું એક દૃષ્ટાંત છે. જુઓ એમનો જગત છોડી જગત જોવાનો રસ્તો ! ઘણાક પિતાઓ લક્ષ્મીનંદન પેઠે બોલતા હશે, પણ તેટલા ઉપરથી આ પ્રમાણે કરનાર તો તમારા મિત્રને જ દીઠા !'

સ્વતંત્ર પ્રકૃતિનો ચંદ્રકાંત આ અભિમાન જોઈ રહે એવો નહોતો. પરંતુ વિદ્યાચતુરની સહાયતાએ સહનશક્તિ ઉત્પન્ન કરી.

વળી વિદ્યાચતુરે કહ્યું : 'ચંદ્રકાંત, થનાર તે થયું. હવે દાઝ્યા ઉપર ડામ દેવો યોગ્ય નથી. મારી કુસુમનો વિવાહ હજી કંઈ કર્યો નથી અને એમને દેવા હું બહુ ખુશ છું. પણ આમ આથડ્યાં કરે તો તો મારાથી કાંઈ ન થાય.'

ચંદ્રકાંત ક્રોધને વ્યર્થ દાબી રાખી બોલ્યો : 'આપનો બહુ ઉપકાર માનું છું. પણ – કુસુમસુંદરીનો હાથ મેળવવા સારુ એ કાંઈ પણ શરત પાળે તે માનવું નહીં. દુ:ખ એને નરમ કરશે એ હું ધારતો નથી. મારે તો એમને શોધવામાં આપની સહાયતા જોઈએ છીએ. આજે સાંજે મારે નીકળવું જોઈએ.'

'ચંદ્રકાંત ! તમે ખોટું ન લગાડશો, તમારા મિત્ર તે મારા પણ એક વાર સંબંધી હતા. અને હજી પણ મારું ચિત્ત તેમને વાસ્તે બળે છે. સાંજસોરી સૌ વ્યવસ્થા થશે.' ચંદ્રકાંત ધીરો પડ્યો.

સંધ્યાકાળે તે એક શિગરામમાં બેસી નીકળ્યો અને મિત્રના વિચાર કરતો કરતો સુવર્ણપુર ભણીને પંથે વળ્યો.

નવીનચંદ્રનું નામ બુલ્વર સાહેબ પર આવેલા પત્ર પર હતું. પણ નવીનચંદ્ર તે જ સરસ્વતીચંદ્ર હશે તેની ખાતરી ન હતી. નવીનચંદ્રનું પૂરું સરનામું ન હતું. તે છતાં એક કાગળ લખ્યો. તે જ નવીનચંદ્રને પહોંચ્યો અને તે જ કુમુદસુંદરીના હાથમાં આવ્યો હતો.

ચંદ્રકાંતની વાતો નાની કુસુમસુંદરીએ માબાપની પાછળ બેસી છાનીમાની સાંભળી લીધી હતી અને કુમુદને તે પહોંચાડવા ચંદ્રકાંતના શબ્દેશબ્દ પત્ર ઉપર ટપકાવી દીધા હતા.

❑

૮

# ખંડિત કુમુદસુંદરી

બહેનનો કાગળ વાંચતાંવાંચતાં મુગ્ધા ગળગળી થઈ ગઈ. 'શું પ્રિય ચંદ્ર, આ બધું મારે સારુ સોસવું પડ્યું ? શું તમને હવે 'પ્રિય' કહી શકું નહીં ? તમે મારા વીતી ગયેલા ભવમાં પ્રિય હતા. ઈશ્વરને પ્રિય કહું છું, પિતાને કહું છું, તો તમને કહેતાં શો બાધ ?' ચિત્તવૃત્તિ સરસ્વતીચંદ્ર પાછળ કરોળિયા પેઠે દોડંદોડા કરવા લાગી, આંસુ ખાળ્યાં રહ્યાં નહીં; ટપક ટપક થવા લાગ્યાં, અને પત્ર અર્ધો ભીનો થયો.

કાગળ પરથી જાણ્યું કે 'ચંદ્રકાંત સરસ્વતીચંદ્રની શોધ કરવા બુદ્ધિધન ઉપર વિદ્યાચતુરનો કાગળ લઈ આવે છે. ગુણસુંદરી લીલાપુર પાસે આવેલા ભદ્રેશ્વર મહાદેવની યાત્રા કરવા જનાર છે અને તે પ્રસંગે કુમુદને તેડવા મોકલશે, માટે સૌની રજા લઈ તૈયાર રહેવું.'

ચંદ્રકાંતે નવીનચંદ્ર ઉપર કાગળ લખ્યો હતો તે વિચિત્ર હતો.

'દુ:ખી સંસાર : તિથિ, દિવસ ને રાત્રિ સરખાં જ. દયા અને નિર્દયતા, પંડિતતા અને મૂર્ખતા, મૃદુતા અને કઠિનતા, રસિકતા અને વૈરાગ્ય એવા કંઈ કંઈ વિરોધી ગુણો કોઈનામાં ભેગા રહેતા હોય તો તે તારામાં છે.' વગેરે વગેરે.

આ કાગળ વાંચી કુમુદસુંદરીનું હૃદય પાછું ભરાઈ આવ્યું પણ એટલામાં નીચેથી જમવા તેડું આવ્યું. આંખો લોહી, સાવધાન થઈ દાદર પર ઊતરતાં ચિત્તે ગાયું :

**'જોયું જોયું જગત બધું આજ, કે સર્વ નકામું રે.'**

મેઘધનુષ્યના રંગો પેઠે ચિત્તવૃત્તિઓનું આયુષ્ય ટૂંકું હોય છે. પુરુષવર્ગ જમી રહ્યો હતો. સ્ત્રીવર્ગ અલકકિશોરીના આગ્રહથી અહીં જ જમવાનો હતો. આ સર્વ ઉત્સવકાર્યમાં ભળી જતાં કુમુદસુંદરીનું ચિત્ત ક્ષણવાર પાછું ઠેકાણે આવ્યું ને ઉત્સવ-સંસારી થયું.

* * *

આ સમયે પ્રમાદધન ક્યાં હતો ? તે શું કરતો હતો ? કુમુદસુંદરી વિનાની મેડીમાં પ્રમાદધનનું રાજ્ય નિષ્કંટક થયું હતું. ભણેલી પત્ની ઉપર તેને આદર ઘણો હતો, પણ પતિનો વિદ્યાભ્યાસ વધારવા પત્ની મથતી તે પ્રમાદભાઈને નહોતું ગમતું. કોઈ વડીલ પાસે હોય ત્યારે અસ્વતંત્રતા લાગે તેમ કુમુદસુંદરી પાસે થતું. આથી ઇષ્ટ આનંદના પ્રસંગ મિત્રમંડળમાં તેમ જ પદ્માને ઘેર શોધતો. આમ દિવસે દિવસે તેનો ભાવ ઓછો થયો. અધૂરામાં પૂરું આજથી, પિતાની જીતને લીધે, દરબારમાં તેની સ્થિતિ વધી. ચારે પાસથી માન મળવા છતાં પત્ની પાસે નાના દેખાવું તેને ન ગમ્યું. કુમુદસુંદરી વિનાની મેડી જોઈ તે ઘડીક સ્વતંત્ર બન્યો. પલંગ પર ચત્તોપાટ સૂઈ, ઊઠી, રસ્તામાં પડતી બારી આગળ ફક્કડ સોનેરી બટન પર હાથ મૂકી ઊભો રહ્યો અને વળી અંદર આવી તકતો લઈ મોં જોતો મૂછો પર હાથ ફેરવવા લાગ્યો.

બસો રૂપિયાના અમલદારે ગણતરી કરવા માંડી. નવીનચંદ્ર આટલું ભણેલો છતાં સો જ રૂપરડી ને મને બસો રૂપિયા ! તેમાંથી પચાસ પદ્માને જાય, પચીસેક અત્તરબત્તરમાં જાય, પચાસેક લૂગડાં લત્તામાં થાય; બાકી ખાતે જે રહ્યા તે એ (કુમુદસુંદરી) બોલતી ચાલતી નથી પણ એનેય આપ્યા વિના છૂટકો છે ? એને લીધે તો હિસાબ નથી આપવો પડતો !'

તકતો આઘો મૂકી તે ખુરશી પર બેઠો. ટેબલ પર એક પાસ અંગ્રેજી કવિઓ, વચ્ચે સંસ્કૃત કવિઓ, ગુજરાતી મનસ્મૃતિ અને મોં આગળ અધ્યાત્મ રામાયણનાં પાનાં પડ્યાં હતાં. પ્રમાદધને રામાયણ હાથમાં લીધું, ચિત્ર જોયું. એક પાનું વાંચવા માંડ્યું ને છોડી દીધું. ઊંડા કૂવામાં નજર નાખવી પડતી હોય એવા ભાવે કટાણું મોં કરી એકદમ ઊઠી ગયો.

કુમુદસુંદરીની સારંગી હાથમાં લીધી. કુમુદ સારંગી વગાડતી તે ગમતું, પણ એ પદ્માની પેઠે ઇશ્કનાં પદ ગાતી ન હતી એટલે સૌ લૂખું લાગતું. સારંગી પાછી મૂકી. ભીંત પર પોતાની છબી હતી તે ઊભો ઊભો જોઈ રહ્યો.

વળી કાંઈ વાંચવાનું મન થયું. પોતાની જ આણેલી એક અંગ્રેજી નવલકથા – મદનકથા – લઈ પલંગ પર પડ્યો. એટલામાં નવીનચંદ્રવાળી મેડીમાં કાંઈ ખખડ્યું. ઊઠી બારણું ઉઘાડ્યું. જુએ તો કૃષ્ણકલિકા.

કૃષ્ણકલિકા અહીં ક્યાંથી ?

શિથિલ ચારિત્ર્યવાળી આ યુવતીના ચિત્તમાં નવીનચંદ્ર વસી ગયો હતો. કુમુદસુંદરીએ ભોળી નણંદને કૃષ્ણકલિકાની સંગતિનો ત્યાગ કરવા કહ્યું હતું તે જાણી કૃષ્ણકલિકા બમણી રોષે ભરાઈ હતી.

સૌ વાતોમાં ભળ્યાં જોઈ છાનીમાની ચોરની પેઠે એ ઊઠી. અને નવીનચંદ્ર



એકલો હશે એમ કલ્પી પોતે જ તેની મેડીમાં ગઈ. નવીનચંદ્ર તો હતો નહીં એટલે એનો વિચાર પલટાયો : 'મોઈ અલક, પ્રમાદને જ હાથમાં લઉં નહીં, એટલે મારા ધણીનુંયે કામ થાય ? સારી નોકરી આપી શકશે પ્રમાદધન – અને પેલી કુમુદડીનું વેર લેવાશે.' આમ વિચારે છે એટલામાં પ્રમાદધને બારણું ઉઘાડ્યું.

કૃષ્ણકલિકા છાનીમાની ઊઠી ગઈ તે કુમુદસુંદરીએ છાનુંમાનું જોયું. તેને દાદર પર ચઢતી જોઈ. નિમિત્ત કાઢી કુમુદસુંદરી ઊઠી. વળી થયું : 'ભોગ એના, હું ક્યાં ચોકી કરતી ફરું ?' તે પાછી બેઠી. પણ ચિત્ત ઉપર હતું. કૃષ્ણકલિકા પાછી ફરતી ન દેખાઈ; અધઘડી થઈ – ઘડી થઈ. આખરે ધીરજ ન રહી અને ઉપર ચઢી. પોતાની મેડીનું દ્વાર બંધ હતું તે ધકેલ્યું. અંદર સાંકળ હતી. 'કોણ ?' પ્રમાદધને બૂમ પાડી, થોડી વારે બારણું ઊઘડ્યું – એ એકલો જ હતો. ઉતાવળી કૃષ્ણકલિકા દાદર ભણી દોડી. કૃષ્ણકલિકાને ત્યાં જ કુમુદે પકડી પાડી. પણ હલકાં સાથે રકઝક શી કરવી ? - એમ વિચારી છોડી દીધી.

કુમુદસુંદરી મેડીમાં આવી. પ્રમાદધન ટેબલ ઉપર ઊંધું માથું મૂકી બેસી રહ્યો હતો. કુમુદનું હૈયું ભરાઈ આવ્યું. 'હે ઈશ્વર ! આમને સુધારવા એ વાત મારા હાથમાંથી તેં સમૂળગી લઈ લીધી જ ? શું મર્યાદા તૂટી જ ? ભણેલાએ પરણ્યા પહેલાં છોડી, વગર ભણ્યાએ પરણીને છોડી !'

આ વિચારમાં ને વિચારમાં દુઃખી અબળાનું હૃદય ભરાઈ આવ્યું, અચિંતી બારી આગળ ગઈ અને ઉતાવળે નાસતાં રહી ગયેલાં કૃષ્ણકલિકાના માથાનો કેવડો તથા કોટની સાંકળી બંને રોષથી–જોરથી–કૃષ્ણકલિકા ઉપર રસ્તામાં ફેંક્યાં અને પાછી અંદર આવી મેડી વચ્ચોવચ્ચ ભોંય ઉપર બેસી, ઢીંચણ પર હાથની કોણીઓ મૂકી, આંખે બે હાથ દઈ, નિર્ભર રોવા લાગી. પ્રમાદધન તે જોઈ રહ્યો – તેને મનાવી નહીં. ખંડિત પત્ની વધારે ખંડિત થઈ ને ઓછું આવ્યું. મનમાં રોતી હતી તે ખાળી ન રખાયાથી મન મોકળું મૂકી રોવા લાગી. સારે ભાગ્યે ઘરમાં કોઈએ સાંભળ્યું નહીં. પ્રમાદધનનું અંતઃકરણ થોડી વારે પીગળ્યું, પાસે આવ્યો. કુમુદસુંદરીનું માથું ખોળામાં લીધું. પતિ સુધરે એમ છે – એ વિચારથી પતિવ્રતાના હૃદયમાં ધૈર્ય આવ્યું.

એટલામાં તો પ્રમાદધન કંઈ કંઈ વાતો કરી ગયો. દરબારના સમાચાર, પોતાને પગાર થયાની વાત, આજ પોતાને લીલાપુર જવાનું હતું તે ખબર, વગેરે કાંઈ કાંઈ વિષયોનું પુરાણ પ્રમાદધન કહી ગયો. તેની અસર એટલી થઈ કે કુમુદસુંદરી શાંત પડી અને અંતે પોતાને પ્રસન્ન કરવા ઇચ્છતા પતિ ઉપર પ્રસન્ન થઈ, ઊઠી.

પતિના હાથથી વીંટાયેલું છૂટા થયેલા કેશપાશવાળું કમળપુટ જેવું મસ્તક ઊંચું કરી, ગુણસુંદરીને મળવા ભદ્રેશ્વર જવાની તેણે અનુમતિ માગી. કોમળ ગાલ ઉપર

કોમળ પ્રહારની જોડે જ એ અનુમતિ મળી.

ગમે તેવા ભૂતકાળને ભૂલવો, ગમે તેવા વર્તમાનથી સંતુષ્ટ રહેવું, ગમે તેવા ભવિષ્યને બળાત્કારે સારું કરવું, એ શક્તિ, એ વૃત્તિ, આર્યચિત્તની જ છે. ઈશ્વર તેને અમર રાખો.

* * *

શઠરાયની ખટપટ ઉઘાડી પડી જતાં બદલાયેલી રાજવ્યવસ્થા અંગે રાણા સાથે બધી મંત્રણા કરવાને બુદ્ધિધન સાંજ પછી રાજમહેલ ગયેલો; ત્યાંથી રાત્રે પાછો વળ્યો ત્યારે તેની સાથે ઘોડાગાડીમાં નરભેરામ, નવીનચંદ્ર વગેરે પણ હતા. આખે રસ્તે બુદ્ધિધન ને નરભેરામ રાજ્યકાર્યની વાતોમાં મશગૂલ હતા. પણ નરભેરામ પોતાના ઘર આગળ ઊતરી પડ્યો એટલે બુદ્ધિધને નવીનચંદ્ર સાથે વાત શરૂ કરી.

'નવીનચંદ્ર, તમારે વાસ્તે મેં એક વ્યવસ્થા ધારી છે.' કહી તેને વાસ્તે પોતે કરેલો વિચાર કહી બતાવ્યો. નવીનચંદ્ર સર્વ વાત સાંભળી રહ્યો. એક અજાણ્યા પરદેશી ઉપર બુદ્ધિધનની આટલી મમતા જોઈ ઉપકારવૃત્તિની સેર છૂટી. અંતે વિચાર કરી, કાંઈક સ્મિત કરી, તે બોલ્યો, 'ભાઈસાહેબ, આપની મમતા નાનીસૂની નથી, પરંતુ હું પરદેશી પ્રવાસી છું. થોડા સમયમાં મારો એક મિત્ર અત્રે આવવાનો છે, તેને મળી આપને દરબારમાંથી પોશાક મળે એ આપનો સંપૂર્ણ ભાગ્યોદયં જોઈ, આપની રજા માગી, હું મારો પ્રવાસ શરૂ કરવા ઇચ્છું છું.'

પોતાનો પ્રસાદ ન સ્વીકારે એવું આજ સુધી બુદ્ધિધનને કોઈ મળ્યું નહોતું. પરદેશી પર વધારે વિશ્વાસ થઈ ગયો – વધારે મમતા દેખાડાઈ ગઈ, એમ લાગ્યું. નોકરીની વાત પડતી મૂકી અને વાત આગળ ચલાવી :

'નવીનચંદ્ર, કોણ આવવાનું છે ? અને તમારે ક્યાં જવાનું છે ?'

આ પ્રમાણે આડીઅવળી વાત થતાં ઘર આવ્યું ને બન્ને દ્વારમાં પેઠા. દાદર પર ચઢતાં મન પાછું શુદ્ધ બનતું હોય તેમ બુદ્ધિધન બોલ્યો :

'નવીનચંદ્ર, તમે જવાનો વિચાર રાખ્યો તે ઘરમાં કોઈને નહીં ગમે.'

'હાજી, હું પણ કોઈની પ્રીતિ વીસરનાર નથી. પણ શું કરીએ ? આવ્યું તે જવાને.'

બુદ્ધિધને દાદરો ચઢી સમરસેનને કહ્યું : 'આજ વિદ્યાચતુરનો પત્ર આવ્યો છે. ચંદ્રકાંત નામના એક ગૃહસ્થ અત્રે આવનાર છે. કાલે સવારે આવશે. હું દરબારમાં હોઈશ; માટે આવનારની બરાબર સંભાળ રાખજો.'

નવીનચંદ્ર સાંભળી રહ્યો, વિચારમાં પડ્યો ને બોલ્યો : 'ભાઈસાહેબ, હું એમને ઓળખું છું. રત્નનગરીથી આવવાનો માર્ગ તો રાજેશ્વરભણીથી જ છે ને ?'



'હા, પણ કયે વખતે આવશે તે નક્કી નથી, નહીંતર કોઈને ત્યાં રાખત.'

'હું જ જઈશ. જમવા વખતે ઘેર આવી જઈશ.'

'પણ ક્યાં સુધી બેસી રહેશો ?'

એમ વાતચીત કરતાં બે જણ જુદા પડ્યા. નવીનચંદ્ર પોતાના ખંડમાં ગયો; દ્વાર વાસ્યાં. રાત્રિના બાર વાગવા આવ્યા હતા છતાં નિદ્રા ન આવવાથી એકાંત આકાશ અને અંધકાર જોતો પાઘડી-લૂગડાં કાઢી, એક ખુરશી પર બેઠો.

નવીનચંદ્ર અંધકારને તળિયે ડૂબેલા માણસના જેવી સ્થિતિ અનુભવવા લાગ્યો.

❑

## ૯
# જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન*

પતિનો દોષ પતિવ્રતાના મનમાં ન વસ્યો. પ્રમાદધન લીલાપુર જવા નીકળ્યો ત્યાં સુધી તે તેની જ સેવામાં રહી. પ્રમાદધન ગયો એટલે તે નીચે ઊતરી અને નણંદની આસપાસ ભરાયેલી કચેરીમાં ભળી. વરઘેલી બની આટલી વાર બેસી રહી તે વિશે સર્વેએ મશ્કરીઓ કરી અને સર્વના આનંદમાં વધારો થયો.

પાછલે પહોરે સૌભાગ્યદેવી કથા કહેવડાવતી હતી. આજે સાવિત્રી આખ્યાન ચાલતું હતું. કથા ઊઠી એટલે કુમુદસુંદરી છાનીમાની પોતાની મેડી ભણી જવા લાગી. સાવિત્રીની પવિત્ર કથાથી તે શાંત થઈ, પરંતુ કૃષ્ણકલિકાની ઘટના તેના મનમાંથી ખસતી ન હતી. આંસુ ખળાતાં ન હતાં, તે કથારસના આંસુમાં ખપ્યાં. સૌભાગ્યદેવી વહુની મુખમુદ્રા જોઈ વહેમાઈ અને વહુને પાસે બોલાવી. સાસુ પાસે આંસુ પડશે એ બીકે વહુ ઉપર ચાલી ગઈ. પેસી, સાંકળ વાસી, ટેબલ પાસે બેઠી પુસ્તક લીધાં પણ મન પરોવાયું નહીં. પલંગ ભણી, નવીનચંદ્રની મેડીવાળા દ્વારની સાંકળ ભણી, પોતે મેડી વચ્ચોવચ બેસી રોઈ હતી તે સ્થળ ભણી, આંખે વળવા માંડ્યું. નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નીકળવા લાગ્યા. અંતે કપાળે હાથ કૂટી, ખુરશી પર બેઠી અને પીઠ પર માથું નાખી દીધું. કલાક બે કલાક વીતી ગયા એટલે બારણું ખખડ્યું ને અલકકિશોરી અને વનલીલા અંદર આવ્યાં. વનલીલાને કુમુદસુંદરીમાં આજે ફેર લાગ્યો.

વનલીલા બોલી : 'ભાભી, આજ આખો દિવસ તમે ઉપર રહ્યાં છો. તમારે અમારા વિના ચાલ્યું પણ અમારે તમારા વિના ન ચાલ્યું.'

કીકી લગી આંસુવાળી કુમુદસુંદરી કંઈ જવાબ દઈ શકી નહીં. અંતે શેતરંજની રમત કાઢી પણ તેમાં જીવ ન પેઠો. રોજ જીતતી ભાભી દાવ પર દાવ ભૂલવા લાગી ને હારી. એટલામાં વનલીલા નવું આવેલું 'બુદ્ધિપ્રકાશ' લઈ આવી ને તેમાંથી 'ચંદા'

* જવનિકા = પડદો. શોધન = સોનાને અગ્નિમાં નાખી પરખવું.



નામની વાંચવા જેવી કવિતા વાંચવા ને સમજાવવા કહ્યું. કુમુદસુંદરી સમજાવવા લાગી.

આ કાવ્યમાં આવતા 'કાળી રાક્ષસી' શબ્દો પરથી કૃષ્ણકલિકા સાંભરી આવી ને કુમુદસુંદરી હબકી ઊઠી. પણ એ ભાવ દાબી રાખ્યો. રાત્રિ પડી ને અલકકિશોરી તથા વનલીલા ગયાં. કુમુદસુંદરી એકલી પડી. ઉપરની કવિતા વારંવાર ગાઈ રહી ને 'કૃષ્ણકલિકા ! કૃષ્ણકલિકા ! મેં તારું શું બગાડ્યું હતું ?' એમ કરતી નિદ્રાવશ થઈ. દુઃખી અબળા નિદ્રામાં ને નિદ્રામાં ડૂસકાં ભરતી હતી.

કલાકેક આમ સૂતી હશે ત્યાં પથારી કરવા દાસી આવી ને તેના ઘસારાથી કુમુદ જાગી. 'ચંદા' ફરીથી વાંચવા લાગી. ગાતાં ગાતાં આવ્યું :

**'ને એહ અસ્થિર મેહુલાશું કદી ભરાઉં નવ રીસે !'**

એ પદ વારંવાર ગાવા લાગી. પોતે અસ્થિર પ્રમાદધન પર રિસાતી નથી એ સ્મરવા લાગી. તે હવે પ્રિય લાગવા માંડ્યો, તેની જ છબી સામેના તકતામાં જોઈ રહી, પ્રેમથી ગાવા લાગી :

**'પ્રમાદધન મુજ સ્વામી સાચા !**
**એ વણ જૂઠું સર્વ બીજું !'**

વિદ્યાવિનીત કુમુદસુંદરી પતિના દોષને ભૂલી તેના ગુણને જ મનમાં સંભારવા લાગી.

ગમે તેવી વસ્તુ મને પોતાની કહી તો પોતાની – ઈશ્વરે જેની કરી તેની જ; ઋણાનુબંધનો યોગ જ્યાં ઘડાયો ત્યાં જ ઘડાય છે, એ આર્યચિત્ત જ સમજે છે.

નિદ્રાવશ થતી કુમુદસુંદરી સૂવાનો વિચાર કરી કમખો કાઢવા લાગી. ત્યાં પેલી સોનેરી અક્ષરવાળી પત્રિકા સરી પડી. ચિત્ત એકદમ ચમક્યું ને સજ્જ થયું. આંખે વાંચ્યું :

**'શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી !**
**થઈ રહે જતી અંધ, વિયોગથી;**
**દિનરૂપે સુભગા બની રહે, ગ્રહી**
**કર પ્રભાકરના મનમાનીતા !'**

આંખ ચમકી, નિદ્રા છટકી, બુદ્ધિ જાગી. હૃદયનો નિઃશ્વાસ હોઠ ઉપર આવ્યો. 'સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર !' કરતી ઘેલી કબાટ ભણી દોડી. તેનું મનોબળ થઈ ચૂક્યું ભાસ્યું. પ્રમાદધનમય બનેલું જીવન સરસ્વતીચંદ્રહીન થઈ શક્યું નહીં. એક ભવની પતિવ્રતા બીજા ભવના પતિને ભૂલી શકી નહીં.

સરસ્વતીચંદ્રની પત્રિકાથી ઘેલી બનેલી સુંદરીએ કબાટમાંથી પોતાની સોનેરી

ભાતવાળા અમ્બરના પડમાંથી પત્રોની રેશમી રૂમાલે બાંધેલી પોટલી કાઢી. તે છોડી, પળવાર પૂર્વાવસ્થામાં લીન થઈ, વર્તમાન સંસાર ભૂલી, સર્વ પત્ર વાંચી રહી છતાં ફરી વાંચવા લાગી. અંતે સરસ્વતીચંદ્રની છબી હાથમાં આવી. તે હાથમાં આવતાં મુગ્ધાનાં નેત્ર ચમક્યાં, નવું તેજ આવ્યું હોય તેમ સુંદરતાના ઘૂંટડા ભરવા લાગી. તેની સાથે વાતો કરતી હોય, તેને ઠપકો દેતી હોય, તેના ઉપર ક્રોધ દર્શાવતી હોય એમ છબી જોઈ રહી. ત્યાગ કર્યા પછી ઘણે વર્ષે રામને જોતી સીતાનું હૃદય થયું હતું તેવું જ આનું હૃદય ઉપરાઉપરી નંખાતા નિઃશ્વાસમાં મૂર્તિમાન થતું હતું.

આ અવસ્થામાં કલાકેક વીતી ગયો. બુદ્ધિધન હજી ઘેર આવ્યો ન હતો; ઓટલા પર સિપાઈઓ વાતો કરતા હતા. અંતે થાકી એક જણ ગાવા લાગ્યો : 'મોરા બીલમાં કબુ ઘર આવે ?'

'બીલમા - ઓ બીલમા' કરતી અર્ધી જાગતી અર્ધી ઊંઘતી મુગ્ધા વીલે મોંએ છાનું રોવા લાગી. હૃદયને કાગળ પર ટપકાવવા લાગી. ધરતીમાં તેમ કાગળમાં ઘણા હૃદયમેઘ સમાઈ શાંત થાય છે.

આંખમાં ઝળઝળિયાં આણી બોલી : 'અરેરે સરસ્વતીચંદ્ર ! મેં તમારો શો અપરાધ કર્યો હતો ? દમયંતીની પણ નળે મારા કરતાં સારી અવસ્થા રાખી હતી.'

એટલામાં ઘરમાં પેસતા નવીનચંદ્ર અને બુદ્ધિધનના સ્વર સંભળાયા. નવીનચંદ્રના સ્વરે મુગ્ધા પર કાંઈ નવીન અસર કરી. નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર હો કે ન હો, પણ કુમુદના મનમાં ખાતરી થઈ હતી કે એ તો એ જ – બીજું કોઈ નહીં.

'સરસ્વતીચંદ્ર-નવીનચંદ્ર ! આપણો આવો સંબંધ તે ઈશ્વરે શું કરવા ઘડ્યો હશે ? અરેરે ! દુષ્ટ હૃદય ! બાહ્ય સંસારને અનુકૂળ થઈ જતાં તે તને શા ઘા વાગે છે ?'

અવશ હાથ લખવા લાગ્યો : 'પરિચિત પ્રિય રહી ઊભો પાસે, નહીં બોલે-નહીં બોલું !' એ પદ વારંવાર ગાતી જાય અને રોતી જાય.

હસતો હસતો, શરમાતી મુગ્ધાનો હાથ હાથમાં લેતો સરસ્વતીચંદ્ર, સ્વપ્ન પેઠે કુમુદસુંદરીએ મીંચેલી આંખથી જોયો; અંતરમાં પ્રસન્ન થવા છતાં ગભરાઈ અને ગાવા લાગી :

**'ને કરંતો મન્દ મન્દ ઘુઘાટ ભર આનંદશું,**
**ફેંકી તરંગો મુજ ભણી ધીમેધીમે નાચંત શું !'**

સરસ્વતીચંદ્રને 'ચંદા'માં આવતા સિન્ધુનું રૂપ આપતાં 'ચંદા' જેવી કુમુદસુંદરીનું મુખ શાંત રમણીય સ્મિતથી છલકાવા લાગ્યું. એ-ની એ પંક્તિઓ વળી ગાવા લાગી. બોલતાં બોલતાં મુખ દીન થઈ ગયું. 'ખરી વાત. મેં તે એવાં



શાં પુણ્ય કર્યાં હોય કે એવા મહાત્મા સાથે એથી વધારે સંબંધ રહે ? એટલું લીંબુ - ઉછાળ રાજ્ય રહ્યું તેટલું ભાગ્ય મારા જેવીને ઓછું ન હતું.'

એવામાં નવીનચંદ્રે મેડીનું બારણું સપટાવ્યું અને સાંકળ દીધી, તેના ખડખડાટથી એ ચમકી. ચમકેલા ચિત્તે-કાને-નેત્ર પર બળાત્કાર કર્યો અને તે બે મેડી વચ્ચેના દ્વાર ભણી વળ્યું, તો સાંકળ ન મળે ! કુમુદસુંદરી ! નવીનચંદ્ર ! સરસ્વતીચંદ્ર છે એ વિચારે તારું મસ્તક ભમાવ્યું ? પ્રમાદધન અને કૃષ્ણકલિકાવાળા આજના જ બનાવે તારું પતિવ્રત શિથિલ કર્યું ? એકાંત, અનુકૂળતા અને વૃત્તિ ત્રણેનો સંગમ થયો ?

ગરીબ બિચારી કુમુદ ! તે ઊઠી અને ઉઘાડી સાંકળ ભણી ગઈ. બે વાર ગઈ અને બે વાર પાછી આવી. સદ્ગુણના વિચાર કરવા મંડી. ભ્રષ્ટતાની ભયંકરતા કલ્પવા લાગી. 'એ તો જ્ઞાન મને ગમતું નથી.' એવું એવું ગાતી વળી ઊઠી. સાંકળે હાથે અડકાડ્યો અને વળી પાછી આવી.

બુદ્ધિધનના ઘરથી થોડે જ છેટે વનલીલાનું સાસરું હતું. આ પ્રસંગે તે અગાશીમાં સૂતેલા પતિનું માથું ખોળામાં લઈ ગાતી હતી, તે સ્વર કુમુદસુંદરીને કંપાવતા હતા.

**'ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ,**
**તમ માટે ગાળી છે મેં જાતડી, બિહારીલાલ,**
**બાંધી પ્રીતડી તે તો સદૈવ પાળિયે, બિહારીલાલ**
**સલિલ-મીનતણી રીત રાખી રાચિયે, બિહારીલાલ !'**

થયું. કુમુદસુંદરી ઉપર મદનનું સામ્રાજ્ય થઈ ગયું. નિઃશંક બની તેણે ઉઘાડી સાંકળ ભણી દૃષ્ટિ કરી પગ ઉપાડ્યો.

અધૂરામાં પૂરો વનલીલાનો સ્વર સંભળાયો :

**'શરદની ચાતલડી અજવાળી રે,**
**કહાના તારી કીકી કામણગારી રે.'**

છેલ્લું પદ ત્રણ વખત સંભળાયું. વાયુના ઝપાટાની ઝાપટથી રમણીય મંદ લીલા કરતી કુસુમલતા હલમલી જઈ અચિન્તી કંપવા માંડે તેમ કુમુદસુંદરીનું આખું શરીર ઊછળવા લાગ્યું. તેના સુંદર પ્રફુલ્લ ગાલસંપટ ચુસાવા લાગ્યા – પકવ બિમ્બોષ્ઠ માઘમાસની ઠંડીને વશ હોય તેમ સંકોચાઈ ગયા. જાણે કે આત્મભાન વિનાનું શબ ન હોય ! આત્મભાનની ન્યૂનતા એ જ ઉત્કર્ષની બાધક છે.

કુમુદસુંદરી દ્વાર ઉઘાડવા ગઈ. આણીપાસની સાંકળ ઉઘાડવી એના હાથમાં હતી; પેલી પાસની સાંકળ કૃષ્ણકલિકાએ ઉઘાડી હતી. પણ કુમુદસુંદરી ! તું સાંકળ

કેમ ઉઘાડતી નથી ? બારણું કેમ ધકેલતી નથી ? રસ્તા પરની બારીમાંથી આવતા પવનને લીધે ટેબલ પર કંપતા દીવાએ કુમુદસુંદરીની છાયા ઉઘાડવાની બારી ઉપર જ પાડી હતી. એ છાયાનું કદ કુમુદસુંદરી કરતાં મોટું હતું. દીવાની જ્યોતને અનુસરી છાયા હાલતી હતી. હથેલીની છાયા પણ કશાની 'ના, ના' કરતી હોય તેમ હાલતી હતી.

સામેનું દ્વાર ઉઘાડવા વિષમય નાગ જેવો હાથ ધસ્યો. હાથમાં જીવ આવ્યો તેની સાથે આંખમાં પણ જીવ આવ્યો. દેશનું અંતર પળવારમાં કાપી પોતાની પ્રિય પુત્રીને ઉગારવા ગુણસુંદરીનો વત્સલ આત્મા છાયારૂપે દોડી આવ્યો હોય, તેમ દ્વાર પરની છાયા પોતાની માતા જેવી લાગી અને ધસેલા હાથને ઝાલવા જાણે છાયાહસ્ત સામો ધાયો. હાથ દ્વારને અડકતાં જ કુમુસુંદરી ભડકી, નવો જીવ આવ્યો, અને દુર્યોધનની ભરસભામાં અશરણ દ્રૌપદીનું રક્ષણ કરવા દ્વારકાથી કૃષ્ણ આવ્યા ને પાંચાલીને જે હર્ષ થયો હતો, તેનાથી અનેકધા વિશેષ હર્ષ પામતી, પવિત્ર જનનીમૂર્તિ દેખતી બાળા પોતાની લજ્જા ઢાંકવા આવેલી જનની આગળ આંસુની ધારા સરવા લાગી. પોતે શું કહે છે – કોને કહે છે, તેનું ભાન ન રહ્યું :

'બહેની વિશુદ્ધિ ! બચી - તું મરતી - જીવી ! ઓ મારી માવડી ! અહીંયાં પણ મારી વિશુદ્ધિ તેં સાચવી ? સાચવી ? હેં !' પવનમાં અને છાયામાં કોઈ પવિત્ર સત્ત્વ ઊભું લાગ્યું. મુખમાં પવિત્ર કોમળ સરસ્વતી ગાનરૂપે આવી ઊભી, દીન વદને ગાયું :

**'અનાથનકે નાથ ! ઓ ધાયે ! પ્રભુ અનાથનકે નાથ !'**

એ પદની છેલ્લી લીટીઓ, ઊંચું જોઈ હાથ જોડી બોલતાં, મોં મલકાઈ ગયું, હૃદય નવા ઉમળકાથી ફૂલ્યું, માતાને બાઝી પડતી હોય તેમ છાયા ભણી હાથ પ્રસાર્યા. ઈશ્વર કયે માર્ગે રક્ષણ – કરશે તેની કલ્પના ક્ષુદ્ર માનવી ક્યાંથી કરવા પામશે ?

નવીનચંદની પવિત્રતા રક્ષવા ગાયેલી કડીઓ, પગ પાસેની સારંગી દેખાતાં, સારંગીના તાર ઉપરથી ઊડી પવનમાં તરવા લાગી—કાન પર વીંઝાવા લાગી :

**'શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હરિશિરે,**
**પડવા માંડેલી પડી પાછી;**
**ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો !**
**વિનિપાત જ નિર્મેલો !'**

'મેં શું કર્યું ? હું શું કરવા જતી હતી ? પવિત્ર સરસ્વતીચંદ્ર, આવી અપવિત્ર સ્ત્રીથી તારી જોડ ન બંધાત, મારા જેવીનો તેં ત્યાગ કર્યો તે કેવળ ઉચિત જ થયું છે !' જે પત્રોએ આટલો મોહ પ્રસાર્યો હતો તે પૂર્વની નિર્મળ અવસ્થાના સ્મારક



ગણી, સાચવી કબાટમાં પાછા મૂક્યા. પોતે કેવા ઈશ્વરપ્રસાદથી જ ઊગરી તે યાદ કરી 'અલકબહેન કરતાં હું ગઈ.' વિચારી અભિમાન છોડ્યું. રમતિયાળ, રસીલી, પતિવ્રતા સખી મળી તે મહાભાગ્ય માન્યું. 'ઓ મારી વનલીલુડી, આ સુખ તને સનાતન છાજજો !' એવો આશીર્વાદ આપ્યો. સાદાં મંગળ ભૂષણવાળી, પતિ વિના જગતમાંની બીજી કાંઈ પણ વાત ન સમજનારી સૌભાગ્યદેવી 'બાપુ, મારા જેવી જ થજે.' એવો આશીર્વાદ આપતી લાગી. ગુણસુંદરીનો પણ સ્વર સંભળાયો : 'બહેન, હું તો આજ સુધી તારી પાસે હાજર હતી. પણ હવે તો તારી મેળે જ સંભાળવાનું છે. આટલું નાનું સરખું પણ આખા શરીરનું ભૂષણ નાક તે જાય નહીં. કર – ન – કર – તે તો તું જાણે; પણ હું તો કહું છું.' માનો હાથ ઝાલવા પાછું જોયું તો 'કુમુદ ! જો બેટા, કોઈ નહીં હોય ત્યાં પણ ઈશ્વર સાક્ષી છે હોં ! હું તો ખોટો બાપ છું, પણ મારો ને તારો બેનો ખરો બાપ તો એ છે હોં !' આમ બોલતું વત્સલ પિતાનું મુખ હવામાં દીઠું. તે ચમકી અને ઊભી થઈ તો નવીનચંદ્રવાળી મેડીની બારી આગળ સરસ્વતીચંદ્ર પોતાની પવિત્રતાની પરીક્ષા કરતો જોયો.

કુમુદસુંદરી થાકી ગઈ અને ખુરસી પર બેસી રોઈ પડી. અશ્રુસ્નાનથી સંસ્કારી થઈ. હવે હૃદય હલકુંહલકું થતું અનુભવ્યું.

કેટલાંક માનવી આવા યુદ્ધ-પ્રસંગ વિના પવિત્ર રહેલાં હોય છે. પ્રસંગ ન આવે તે પણ એક મહાભાગ્ય જ છે. પ્રસંગ આવ્યે શુદ્ધ જળ પામે તે તો વિરલ જ. પોતાની છાયાથી ચમકનાર અને ઉપદેશ લેનારની વિશુદ્ધિનું મહિમ્ન ગવાય તેટલું ઓછું છે.

કુમુદસુંદરી ઊઠી અને હવે શું કરવું તે વિચારવા લાગી. 'સરસ્વતીચંદ્ર સાથે મારે હવે સંબંધ નથી એ આજથી સિદ્ધ મારો પતિ મને છાજે તો ઘણું છે. પણ સરસ્વતીચંદ્રની એક સેવા કરવાનું મારા હાથમાં છે. મુંબઈ જઈ દેશસેવા કરે એટલું એને હું સમજાવી ન શકું ? એની પાસે જવામાં વિશુદ્ધિને ભય ખરો ? હા. મારોયે વિશ્વાસ નહીં ને એનોયે વિશ્વાસ નહીં. પણ ચંદ્રકાંત આવે છે તે પહેલાં નાસી જશે તો ? કાંઈ પણ ઉપાય હોય તો તે આજની રાતમાં જ છે. મારા વિના બીજા કોઈના હાથમાં એ ઉપાય નથી. હવે વિશુદ્ધિ નિર્ભર છે. મારી માતા ! તારી પવિત્રતા એ મારું અભેદ્ય કવચ છે. પવિત્ર સાસુજી ! તમારો આશીર્વાદ ફરે એવો નથી, ત્યારે મલિન વિચાર જખ મારે છે.'

આટલું બોલી ખુરસી પર બેઠી અને કાગળ પર પ્રથમ લખવા માંડ્યું હતું તે જ કાગળની પીઠ પર ભૂલથી લખવા માંડ્યું :

'પર થયેલા સ્વજન !

તારી સાથે બોલવાનો હવે મને અધિકાર નથી, તો ચિત્ત પોતાનો રસ્તો લેખ દ્વારા કરે છે, એ ચિત્ત પર તને કાંઈ પણ અનુકંપા હોય, એ તારે સારુ બળે છે તેમ એને સારુ તારું ચિત્ત રજ પણ બળતું હોય તો મારી છેલ્લી – પહેલી પ્રાર્થના સુણી લે. અને કાંઈ પણ બોલવાને ઠેકાણે સિદ્ધ કર. ઘુવડની દૃષ્ટિ ગઈ તો તેનાં કર્મ ! પણ દિવસ જોનાર ! નયન તારે છે તે તો ઉઘાડ !

**અવનિ પરથી નભ ચડ્યું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં :**
**ટૂંકું કર્મ ટૂંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.** ૧
**નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરુડરાજની પાંખ થકી,**
**સુભગ ઘડીક એ બન્યું : નવાઈ ન, એ દશા જો ના જ ટકી.** ૨
**પણ ઊંચા નભના સંચારી પક્ષિરાજ, તું આવ્યો આ**
**ધરતી પર, ત્યાંથી ઊડ પાછો; પક્ષહીનનો દેશ જ આ.** ૩
**નહીં ઉડાયે પોતાથી – પણ પ્રિયની વિમાનગતિ જોઈ,**
**રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકર રહીશું રોઈ.*** ૪

કહેનારે કહેવાનું કહી દીધું; સહેનાર સહેશે – હજી કેટલું સહન કરાવવું – તે તારા હાથમાં છે.' કાગળ લખી રહી અને હાથમાં લીધો.

'આ પત્ર હું એમના ખીસામાં મૂકીશ – અને જાગતા હશે તો એમના ઉપર નાખી પાછી આવતી રહીશ. એમની સાથે બોલીશ નહીં, એમના સામું જોઈશ નહીં. અંબા ! મારી સાથે ચાલ.' આટલું બોલી એકદમ ઊઠી અને બારણું ઉઘાડી અંદર આવી ઊભી.

આણીપાસ નવીનચંદ્ર બુદ્ધિધનની સાથે મોડી રાત્રે ઘેર આવી મેડીમાં આવ્યો. કાલ શું થવાનું છે તેની કલ્પના, બુદ્ધિધનનું કારભારતંત્ર, પોતાનું ઘર, કુમુદસુંદરી, પોતાનો નીકળવાનો વિચાર, આ સઘળું નવીનચંદ્રના મસ્તકમાં ઊભરાવા લાગ્યું. ખાટલા ઉપર તેને ચટપટી થઈ. તેમાં કુમુદસુંદરીના અવ્યક્ત સ્વર ને સૂક્ષ્મ રુદનથી તે વધારે ચોંક્યો. ખાટલા પરથી ઊતરી પ્રથમની લખેલી કવિતામાં કેટલીક ઉમેરવા બેઠો. સૂતો સૂતો પોતે લખેલું વાંચવા લાગ્યો ને એટલામાં આંખો મીંચાઈ.

એવામાં કુમુદસુંદરી અંદર આવી ને નવીનચંદ્રના ખીસામાં પત્ર મૂક્યો. નવીનચંદ્રે તે જોયું. પત્ર મૂકી કુમુદસુંદરીએ પાછું જવાનું કર્યું. પણ નવીનચંદ્રની છાતી પર પત્ર દીઠો. ધીમે રહીને પત્ર ખેંચવા લાગી. કોણ જાણે નવીનચંદ્રની ઇચ્છાથી કે કોણ જાણે કુમુદસુંદરીની ચતુરતાથી આખો પત્ર સરતો હાથમાં આવ્યો.

કુમુદસુંદરીએ અક્ષર ઓળખ્યા. સરસ્વતીચંદ્ર ખરો ! એના શરીર પર મુગ્ધ

* કાવ્ય ટૂંકાવ્યું છે. (સં.)



નયન ચોંટ્યાં. જે શરીર પર પોતે અત્યંત ઉલ્લાસથી પિતાને ઘેર છાની છાની જોઈ રહેતી તે શરીર ખરું – માત્ર કૃશ અને વિવર્ણ થયું હતું. છાતી ઉપર પાંસળીઓ સ્પષ્ટ દેખાતી હતી. મુખ પર લાલાશ ન હતી. અને લક્ષાધિપતિનો બાળક ઘરબાર તજી, આમ અનાથ જેવો પોતાને વાસ્તે જ ભમે છે, એ વિચારે સૂતેલું શરીર રોતી રોતી જોવા લાગી.

મનમથ તો કેવળ ભસ્મસાત્ જેવો થયો; પણ પ્રિયદુઃખ દુઃસહ થઈ પડ્યું. અંતે રોતી રોતી વાંકી વળી પત્ર વાંચવા લાગી; ગઝલ ગાવા લાગી :

**દીધાં છોડી પિતામાતા, તજી વ્હાલી ગુણી દારા,**
**ગણ્યા ના મર્મ ભેદાતા : લીધો સંન્યાસ એ, ભ્રાત !** ૧
**પિતાકાજે તજી વ્હાલી, ન માની વાત મેં તારી !**
**ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ : લીધો સંન્યાસ એ, ભ્રાત !** ૨
**થયો દારુણ મનમાન્યો, વિફળ થઈ સ્નેહની સાનો,**
**હવે સુકુમાર ઉર ફાટી જતું જોવું રહ્યું બાકી.** ૩
**અહો ઉદાર વ્હાલી રે ! સતી તું શુદ્ધ શાણી રે !**
**છૂટે ના તે નભાવી લે ! પડ્યું પાનું સુધારી લે !** ૪
**અહો ઉદાર વ્હાલી રે ! ન નિવારાયું ભાવિ રે,**
**ન ભુલાતું તું ભૂલી જા ! વિધિનું પાયું તે પી જા.** ૫
**હતી લક્ષ્મી ! હતા તાત ! હતી વ્હાલી ! હતો ભ્રાત !**
**નહીં ! – ત્યારે – નહીં કાંઈ ન લેવું સાથ કંઈ સાહી.** ૬
**અહો ઓ જીવ મારા રે ! દઈ આ દંશ દારાને,**
**ઘટે ના ભોગ-સંસાર, ઘટે ના શાંત સંન્યાસ.** ૭
**હવે સ્વચ્છન્દચારી હું ! યદચ્છાવેશધારી* હું !**
**પતંગો ઊડતી જેવી – હવે મારી ગતિ તેવી.** ૮
**નહીં ઊંચે – નહીં નીચે મળે આધાર, ધન હીંચે,**
**નિરાધારા-નિરાકાર હવે મારીય એ ચાલ.** ૯
**સ્ફુરે પોતે ન દેખાય કુમુદની ગન્ધ ગ્રહી વાય,**
**અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે સારું.** ૧૦
**જહાંગીરી-ફકીરી એ ! લલાટે છે લખાવી મેં !**
**પ્રજાએ હું 'નૃપાળ'એ હું ! ઉરે, ઓ એકલી તું-તું !**+ ૧૧

કવિતા પર ઠેકાણે ઠકાણે લખનારનાં આંસુ પડવાથી ઘણાક અક્ષરો ચેરાયા

* મરજી પડે તે વેશ ધારણ કરનાર (સં.)
+ કાવ્ય ટૂંકાવ્યું છે. (સં.)

હતા. ઘણેક ઠેકાણે આંસુના ડાઘ ભીના અને તાજા હતા. જેમજેમ વધારે વાંચતી થઈ તેમતેમ કુમુદસુંદરીના મર્મ ચિરાવા લાગ્યા, દુઃખનો પાર રહ્યો નહીં. આંસુનો અવધિ દેખાયો નહીં.

અંતે શોકનું શિખર આવ્યું. કવિતા પૂરેપૂરી વંચાઈ રહ્યા પછી કુમુદસુંદરી ત્રિદોષ થયો હોય તેમ એમાંની કેટલીક લીટીએ ફરી બોલવા લાગી.

વીજળી શિઃ પર પડતાં નાજુક વેલી બળી જાય તેમ મૂર્છા પામી કુમુદ ઢળી પડી; તેનું લોહી ફ્ટકી ગયું. સરસ્વતીચંદ્ર સફાળો ઊઠ્યો : ઊભો થયો.

મુંબઈ જવાનો ઉપદેશ કરવા આવેલીને ઉત્તર મળી ચૂક્યો. પોતાના ઉપર સરસ્વતીચંદ્રની નિર્મળ પ્રીતિ, છતાં કરેલો ત્યાગ, ત્યાગ છતાં ન ખસતો હૃદયસંબંધ, સંબંધ છતાં પવિત્ર અને સ્નેહભર ઉપદેશ, કુમુદસુંદરીને આવો ઉપદેશ કરવા છતાં પોતાનો ભીષ્મ સંન્યાસ, એ સંન્યાસ, એ સંન્યાસ મારા પરની પ્રીતિને લીધે જ છે એ બુદ્ધિ; હવે શું થશે તેની અમંગળ શંકાઓ - એવા અનેક તર્ક-વિતર્કથી હૃદય શોકમૂર્છિત થયું.

પરગૃહમાં આ દશા ઉઘાડી પડે – કોઈ દ્વાર ઉઘાડે – તો શી અવસ્થા થાય તેનો વિચાર કરવા અવસર ન હતો. ખાટલાના પાયા આગળ નિર્માલ્ય કુસુમમાળા પેઠે – પડી રહેલી કુમુદસુંદરીના મુખ આગળ સરસ્વતીચંદ્ર બેઠો. લોકવ્યવહાર ભૂલી જઈ તેનું માથું ખોળામાં લઈ આસનાવાસના કેવી રીતે કરવી તે વિચારવા લાગ્યો. પોતાની મેડીમાં કોઈને બોલાવવું પણ શી રીતે ? સર્વ ઉપાય પરવશ રહ્યા.

'કુમુદસુંદરી ! કુમુદસુંદરી ! ઊઠો ઊઠો ! આપણી ફજેતી થશે. અસત્ય આરોપ આવશે. સાચું કોઈ માનશે નહીં !' એમ વારંવાર કહેવા લાગ્યો, પણ કુમુદસુંદરી જાગી નહીં.

ચંદ્રને ઢાંકી ઊભેલી અને તેના તેજથી ચળકતી નાની રૂપેરી વાદળીની પેઠે ખાટલાની ઈસ નીચે કુમુદસુંદરી પડી હતી. કરુણ રસ ચક્રવર્તી થયો. આખરે મહાપ્રયાસે કુમુદસુંદરી જાગી અને સરસ્વતીચંદ્રના ખોળામાં પોતાનું માથું જોઈ એકદમ આઘી બેઠી. જયવંત વિશુદ્ધિ ઉભય ચિત્તમાં શાંતિનો વર્ષાદ વર્ષાવવા લાગી. ઘરથી આઘે રાત્રે કામ કરવા રોકાયેલી મજૂર સ્ત્રીઓ છોબન્ધ ટીપતી ટીપતી રાગ લંબાવતી ગાતી હતી અને નિયમસર ટીપતા ધબકારા વડે તાલ દેતી હતી.

'આખંડ રૂહો મારી અખંડ રૂહો આ અખંડ માઝમ રાત. પિયુ વિના મારો કેમે કર્યો પેલો દિવસડો નવ જાય !'

આ સ્વર સાંભળી કુમુદસુંદરીનાં રોમેરોમ ઊભાં થયાં. પણ રેતીમાં પડેલી રેખા વાયુથી ઘસાઈ જાય તેમ મૂર્છાનો આવેશ અદશ્ય બની ગયો.



સરસ્વતીચંદ્ર આ પ્રસંગે ખાટલામાં નીચું જોઈ બેઠો બેઠો પળવાર ઊંડા વિચારમાં ડૂબી ગયો.

એટલામાં કુમુદસુંદરીના મુખમાંથી શબ્દ નીકળવા લાગ્યા. કોઈ મંદિરમાં સ્થાપેલી મૂર્તિ બોલી ઊઠતી હોય, રૂપાની ઘંટડીઓ અચિંતી વાગવા માંડતી હોય, કોમળતા, સુંદરતા, મધુરતા, પવિત્રતા અને ગંભીરતા એ સર્વ એકરૂપ બની ઉપદેશ કરવા આવી હોય, તેમ કુમુદસુંદરી અપૂર્વ તેજ ધારી બોલવા લાગી.

'તમારી સાથે બોલવાનો મારો અધિકાર તમે જ નષ્ટ કર્યો છે, છતાં કોણ જાણે શાથી હું આજ બોલું છું – પણ તે છેલવહેલું જ બોલું છું. મારી ભૂત, વર્તમાન, ભવિષ્ય અવસ્થા જાણવાનો અધિકાર તમે જ તજી દીધો છે – તમને એમ જ ગમ્યું – તમારી ઇચ્છા. એટલું જ કહું છું કે ભૂલેચૂકે બીજી કોઈ ભાગ્યહીનની એ અવસ્થા ન કરશો. મારે કહેવાનું તે તમારા ખીસામાંના પત્રમાં છે – એટલું પણ તમે મારું હિત કરશો – એટલું પણ સંભાળશો – એવો મને વિશ્વાસ નથી. વિશ્વાસ કેવી રીતે રાખું ?

સરસ્વતીચંદ્ર ! કૃપા કરી, દયા આપી, મુંબઈ જાઓ. શું ભણેલાઓ સર્વ તમારા જેવા હશે ? મુંબઈ જાઓ કે મારા પિતાને મળો. પણ આમ ક્રૂર ન થશો.

પતંગ પેઠે રહો - કે સમુદ્રના મોજા પેઠે રહો – કે વાયુ પેઠે રહો ! એ સર્વ નિર્દયતા રચતાં તમને કોઈ રોકે એમ નથી ! જીવતી છતાં ચિતા વચ્ચે બેઠેલી, તેને કંઈ નાસવાનું છે ? તમે છૂટ્યા, પણ મારાથી કંઈ છુટાયું ? બળીશું, ઝળીશું, કે મરીશું - વજ્ર જેવું આ કાળજું ફાટશે તે સહીશું - થશે તે થવા દઈશું - તેમાં તમારે શું ? તમારે તમારી સ્વતંત્રતા અખંડ રહો – એટલે થયું.

ઉત્તર મારે નથી જોઈતા – ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપો.'

આટલું બોલતાં બોલતાં ગળગળી થઈ ગયેલી, ઠપકો દેતી હોય તેમ ઉતાવળો ક્રોધકટાક્ષ નાખતી, દુઃખમય બાળા પોતાની મેડી ભણી દોડી. પાછું પણ જોયા વિના દ્વાર વાસી દીધાં, પલંગ પર પડી રોઈ ઊભરો કાઢ્યો અને શાંત કર્યો. શાંત થતાં સરસ્વતીચંદ્રના સઘળા પત્રો - ગઝલવાળો પત્ર - સર્વનો નાશ કરવાનો નિશ્ચય કર્યો અને અગ્નિદાહ દીધો ! બળી રહેલા સર્વ પત્રોની ભસ્મ એકઠી કરી કાચની શીશીમાં રજેરજ ભરી, શીશી પર 'મર્મદારક ભસ્મ' એવું નામ લખ્યું. શીશી પણ નિત્ય દૃષ્ટિએ પડે એવે સ્થાને મૂકી. સરસ્વતીચંદ્રનો હવે સનાતન ત્યાગ કર્યો ગણી, ઈશ્વરકૃપાએ મહાજય પામેલી કુમુદસુંદરી તપને અંતે અસ્વપ્ન નિદ્રાને વશ થઈ.

❑

## ૧૦

# ચાલ્યો

કોઈ પ્રતાપી સત્ત્વ પોતાની પાસેથી જતું રહેતાં મન છૂટું થાય તેમ કુમુદસુંદરી ગઈ કે સરસ્વતીચંદ્ર શાંત થયો. આ શું સ્વપ્ન થઈ ગયું ? કુમુદસુંદરી આવી શી ? મૂર્છા શી પામી ? બોલી શું ? ગઈ શું ? તેની અવસ્થા કેટલી દયાપાત્ર હોવી જોઈએ ? ઇત્યાદિ વિચારોના ગૂંચવાડાથી ગૂંચવાતું, સ્નેહ અને દયાથી દીન થતું મસ્તક નિદ્રાવશ થયું તે છેક પ્રાતઃકાળે સાત વાગ્યે જાગ્યું.

સાત વાગ્યા પહેલાં પ્રમાદધન લીલાપુરથી કાર્ય સિદ્ધ કરી પાછો આવ્યો હતો રાણાને તેની ખબર મળતાં બુદ્ધિધનને પોશાક આપવાનું તે ને તે દિવસે ઠરાવ્યું હતું અને તે બાબતની તૈયારીઓ થવા માંડી હતી.

સરસ્વતીચંદ્ર જાગ્યો ત્યારે બુદ્ધિધનના ઘરમાં આ તૈયારીઓની ગરબડ મચી હતી. પ્રમાદધનની આસપાસ કચેરી ભરાઈ હતી અને ગપાટા હંકાતા હતા. દિવસ ચઢતો ગયો તેમ બારણે ઠઠ વધતી ગઈ. આખો રસ્તો વસ્તીથી ચિકાર હતો. ઘરમાં પણ એવી જ રીતે લોક આવતા હતા. નીચે ચોકમાં અને તેની આસપાસના ખંડોમાં સ્ત્રીવર્ગ ઊભરાતો હતો. તારામંડળમાં ચંદ્રલેખા શોભે તેમ સૌભાગ્યદેવી શોભતી હતી અને તારા અને ચંદ્ર સર્વને ઢાંકી નાંખનાર વીજળીની પેઠે જાજ્વલ્યમાન અલકકિશોરી ધમકભરી ગર્જતી હતી. શાંત મધુર નાની શુક્રતારા પેઠે એક પાસ કુમુદસુંદરી પ્રકાશ ધરતી હતી. લાલચોળ કુમકુમ, સુવાસિત સુશોભિત પુષ્પો, અગરબત્તીઓ, રૂપાના અને ત્રાંબાપિત્તળના થાળ, લોટા, છાબડીઓ અને બીજાં પૂજાપાત્ર - આ સર્વથી આજ બુદ્ધિધનનું ઘર નવી જાતની ધામધૂમભર્યું ભાસવા લાગ્યું.

આ સર્વ ધામધૂમ વચ્ચે મેડીમાંથી છાજામાં અને છજામાંથી મેડીમાં તથા ચોક પરની અગાશીમાં સરસ્વતીચંદ્ર શૂન્ય હૃદયથી આવજા કરતો હતો. કુમુદસુંદરીનો પત્ર ખીસામાં હતો તે વાંચવા પર ચિત્ત હતું, પણ એકાંત મળે તેમ ન હતું. રાત્રે ઊંઘમાં વંચાયો ન હતો. ચંદ્રકાંત આવવાનો વિચાર પણ મનમાં ઘોળાયાં



કરતો હતો.

બારણે ઘોડાગાડીઓની ઠઠ વધતી હતી અને ઉત્સાહનો ગરબડાટ મચી રહ્યો હતો. તેની વચ્ચે સરસ્વતીચંદ્ર આમ દેખીતો જુદો પડતો હતો. કુમુદસુંદરી જે દેશમાં હોય ત્યાં ન વસવું એ આવશ્યક લાગ્યું, પણ એને છોડવી એ જ કઠણ કામ હતું. 'અરેરે, એક માણસની પાછળ બીજાં કેટલાં દુઃખી થાય છે ? – કુમુદસુંદરી ! મારો અપરાધ ક્ષમા કરજે ! હું જઈશ જ – ફરી તને મૂર્છા નહીં પમાડું.'

આ ઉત્સાહ સમયે સરસ્વતીચંદ્ર એકલો જ શોકમાં ન હતો. કૃષ્ણકલિકા અને પ્રમાદધનની વાર્તા વનલીલા દ્વારા અલકકિશોરી પાસે, ત્યાંથી દેવી પાસે અને બુદ્ધિધન પાસે પહોંચી ગઈ હતી. 'મારા પુત્રની વહુ પણ મારા ઘરમાં પરાભવ પામે છે, તો બીજા ફરિયાદીઓનું શું ઉકાળવાનો હતો ? લોકમાં જણાવાય નહીં અને શિક્ષા થાય નહીં ! બસ, હું ગમે તેમ કરી પ્રમાદને શિક્ષા કરીશ જ; મારી ન્યાયવૃત્તિ જગત જોશે !' આમ બુદ્ધિધન ઊંડી ચિંતામાં પડ્યો હતો.

એટલામાં સરસ્વતીચંદ્ર બુદ્ધિધનની મેડીમાં આવ્યો.

'કેમ, નવીનચંદ્ર ?' બુદ્ધિધને પૂછ્યું.

'ભાઈસાહેબ, કુમુદસુંદરીને લેવાને રત્નનગરથી માણસો આવી પહોંચ્યાં છે. તેમના કહેવા પરથી જણાય છે કે ચંદ્રકાંત એકબે દિવસ ભદ્રેશ્વરમાં રહેશે. મારે તેમને તરત મળવાનું કારણ છે, એટલે જવા રજા માગું છું.'

'પણ કાલે જજો. આજ તો દરબારમાં આવજો. બપોરે જમી-કરી રાત્રે વાહન લઈ જજો. અને એમ કરતાં એ પણ અત્રે જ આવવાના છે કની ?'

'હા જી, પણ અત્યારે જ નીકળવું આવશ્યક છે. આપે મારા ઉપર કૃપા રાખવામાં ન્યૂનતા નથી રાખી. પરંતુ અત્યારે મારી વિનંતી સ્વીકારશો તો કૃપા થશે.'

'તમારી ઇચ્છા, નવીનચંદ્ર !'

'ભાઈસાહેબ, બોલ્યુંચાલ્યું માફ કરજો; મારા પર આપની કૃપા ઘણી થઈ છે.' કારભારે ચઢતું મસ્તક પરદેશીને વાહનનો જોગ કરી આપવાનો વિવેક ભૂલી ગયું.

મૂર્ખદત્ત નિત્ય પ્રાતઃકાળે આવતો હતો તેની જોડે પોતાની ગાંસડી રાજેશ્વરમાં મોકલી દઈ સરસ્વતીચંદ્ર નીચે આવ્યો અને સૌભાગ્યદેવી તથા અલકકિશોરીની રજા માગવા લાગ્યો. બુદ્ધિધનની રજાનું નામ આવ્યું એટલે સૌભાગ્યદેવી વધુ આગ્રહ ન કરી શકી; આખરે અલકકિશોરી પણ શાંત થઈ.

સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીને જોતો જોતો ચાલ્યો. તેનું મોં લેવાઈ ગયું, આંખમાં આંસુ આવ્યાં, પગ ન ઊપડ્યો તે બળાત્કારે ઉપાડ્યો, અને બારણા બહાર નીકળ્યો.

પોતાના કહ્યાની કાંઈ પણ અસર નથી થઈ જાણી ખિન્ન બની તેને જતો જોઈ રોવા જેવી થઈ, હવે તેને મળાવાનું નથી. કલ્પી નિરાશ થઈ, હવે તેનું શું થશે એ વિશે અમંગળ તર્ક કરતી કુમુદસુંદરી નિઃશ્વાસ મૂકી પાછળ ઊભેલી એક સ્ત્રી પર ઢળી પડી. 'કંઈ નહીં – એ તો મને પેટમાં આંકડી આવી.' કહી સજ્જ થઈ અને શૂન્ય તો શું પણ પ્રવાસી બનેલા હૃદયથી છૂટી પડી, ઉત્સવકાર્યમાં દેહને મેળવવા લાગી.

કારભારીના દ્વાર બહારની ધામધૂમ વચ્ચે છાનોમાનો સરસ્વતીચંદ્ર હૃદયને કારભારીને ઘેર મૂકી ચાલતો થયો.

કુમુદસુંદરીએ ખીસામાં કાગળ મૂક્યો હતો તે વાંચવા સારુ સરસ્વતીચંદ્રે આટલી ઉતાવળ કરી. બુદ્ધિધનના ઘરમાં એ અક્ષર કોઈ જુએ તે પણ ભયંકર હતું – કુમુદસુંદરીને અનિષ્ટકર હતું.

રાજેશ્વરમાં મૂર્ખદત્ત મળ્યો. સરસ્વતીચંદ્ર તેની સાથે જમ્યો. સરસ્વતીચંદ્રને ભદ્રેશ્વર જવાનું હતું જાણી મૂર્ખદત્ત બોલ્યો : 'ભાઈ ! શઠરાય તરફના બહારવટિયા આજ ચારે પાસ ભમે છે અને ભાઈસાહેબનું (બુદ્ધિધનનું) માણસ હોય તો તેને બહુ કનડે છે. કુમુદસુંદરી પણ ભદ્રેશ્વર જવાનાં છે તે જાણી હું કહી આવ્યો કે હમણાં જવાનું બંધ રાખો ને ગમે તો સાથે બહુ સારો બંદોબસ્ત રાખજો.'

'હશે, મારે શું બીવાનું હતું ? હું વાડામાં બેસું છું. તમે કોઈ ગાડું આમ જતું હોય તો ઊભું રાખી મને બોલાવજો.'

સરસ્વતીચંદ્ર વાડામાં ગયો, અને પત્ર વાંચવા લાગ્યો. જેણે આજ સુધી હૃદય ટેકવ્યું હતું તેની આંખમાંથી એકાંત અશ્રુધારા વહેવા લાગી.

'કુમુદસુંદરી ! હું તારે વાસ્તે શું કરું ! ખેર ! તું સતી છે. મેં તારો ત્યાગ ન કર્યો હોત તો તારાથી હું કેટલો ભાગ્યશાળી થાત ! હવે તારો ત્યાગ કરવામાં જ મારું ભાગ્ય રહ્યું છે. તારો ઉપદેશ મારે માનવો ?

ક્ષમા કરજે – નહીં મનાય. મેં તારી આ દશા કરી તેનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જોઈએ. હું અથડાઈશ, ભમીશ અને તને સ્મરીશ. મારે મોટા નથી થવું. સંસાર, વૈભવ, મોટાઈ એ સૌ કોને માટે ? પિતાને વાસ્તે હું સંસારમાં રહ્યો હતો – તારી 'માયા' મને ઉપભોગનાં ઇન્દ્રજાલ દેખાડત. હવે એ સ્વપ્ન જોવાં તે શા માટે ?

પ્રિય ચંદ્રકાંત ! તું વળી ભદ્રેશ્વર ક્યાં ગયો ? શું ત્યાં પણ મારે કુમુદસુંદરીને પાછું મળવાનું રહ્યું ? સુવર્ણપુરને કાલ રાત્રિના સંસારે આમ એકદમ છોડાવ્યું એટલે અહીંયાં તો તને મળાય એમ નથી.

ન અહીંયાં મળવું, ન ભદ્રેશ્વરમાં મળવું, ત્યારે ક્યાં મળું ? શું તને મળ્યા



વિના નહીં ચાલે ? એટલો સંસાર પણ મારે શું બાકી રહ્યો ?

ત્યારે હું કોઈ ત્રીજે જ રસ્તે જઉં. ચંદ્રકાંત ઉપર કાગળ લખી દઈશ. એ રસ્તો શું ક્રૂર નથી ? દુષ્ટ જીવ ! આટલી ક્રૂરતા કરી હજી સંતોષ ન વળ્યો ? પિતાની આજ કેવી સ્થિતિ હશે ? તેમને મારી પાછળ દુઃખ થયું હશે ? મને થયું તો એમને કેમ ન થાય ? અરેરે, મેં કેટલાં માણસોને દુઃખી કર્યાં ?'

આમ વિચારે છે એટલામાં પ્રમાદધનનો ખાનગી સિપાઈ રામસેન વાડામાં આવ્યો. 'નવીનચંદ્રભાઈ, આપને પાછા સુવર્ણપુર આવવું પડશે.'

'કેમ ?' ચમકીને સરસ્વતીચંદ્ર બોલ્યો.

રામસેને વિગતવાર સમાચાર કહ્યા. પદ્માની અને કૃષ્ણકલિકાની પ્રમાદધનની બેય વાતો બુદ્ધિધન પાસે ગઈ હતી. કૃષ્ણકલિકાનો વર પ્રમાદ ઉપર ચિડાયો હતો તેને સારી પેઠે દિલાસો આપી બુદ્ધિધને પ્રમાદને શિક્ષા કરવાનું કહ્યું હતું. પ્રમાદ આથી ઘણો ખિન્ન બની ગયો. પિતાજીની ક્ષમા મંગાવવા વિચાર કર્યો અને નવીનચંદ્ર સાંભર્યો.

'ભાઈ રામસેન, આ વખત આવ્યો છે, તેનું કારણ તું પોતે છે. માટે જા. પ્રમાદભાઈને કહેજે કે સુધરે અને પિતાના જેવા થાય.' રામસેન ચાલ્યો ગયો.

મૂર્ખદત્તે છાનામાના આ સાંભળેલું તેથી આગળ આવી બોલ્યો : 'આમાંથી કાંઈ નવું જૂનું નક્કી થશે. આવી વાતની ભાઈસાહેબને ચીઢ છે અને ઉતાવળું કામ કરશે તો પ્રમાદભાઈ ઝેર ખાય એટલા શરમાળ છે. વારુ, નવીનચંદરભાઈ ! ગાડું ઊભું રાખ્યું છે, પણ ભદ્રેશ્વર જ જશે એ નક્કી નથી.

સરસ્વતીચંદ્રનો પિત્તો ઊકળ્યો હતો. રોષભર્યે સ્વરે તે બોલ્યો : 'ભદ્રેશ્વર ઊંઘી ગયા. મારે તો ગમે ત્યાં જવું એટલી જ વાત છે - ગમે ત્યાં જઈશ મારી મેળે; જ્યાં ગાડું ત્યાં હું.'

મોટા બે બળદ જોડેલું, લાંબા પાટિયાના તળિયાવાળું અને પાંજરાથી બાંધી દીધેલું ગાડું હતું. ગાડામાં એક ડોશી, એક ચાળીશેક વર્ષનો દુઃખી દેખાતો પુરુષ અને એક વીશેક વર્ષની સ્ત્રી એટલાં હતાં. તે વણિક વર્ગનાં છે એમ લાગ્યું. ડોશી બ્રાહ્મણી હતી. ગાડું રત્નનગરી ભણી જવાનું છે એમ તપાસ કરતાં મૂર્ખદત્તને માલમ પડ્યું, એટલે બોલ્યો :

'ચંદરભાઈ, તમારે તો ભદ્રેશ્વર જવું છે અને આ ગાડું તો રતનનગરી ભણી જાય છે. અહીંથી દશેક ગાઉ ઉપર મનોહરિયા નામનું ગામડું છે ત્યાંથી એક રસ્તો ભદ્રેશ્વર જાય અને બીજો રતનનગરી જાય છે.

'ઠીક.' કહી સરસ્વતીચંદ્ર એ જ ગાડામાં બેઠો.

સરસ્વતીચંદ્ર આજ સુધી આવા ગાડામાં કદી બેઠો ન હતો. મૂર્ખદત્તને પાંચ રૂપિયા આપ્યા. ગાડામાં નીચે પરાળ પાથરી હતી, ઉપર એક ઓછાડ પાથર્યો હતો, તે ઉપર છેક નીચે સરસ્વતીચંદ્ર બેઠો. દસ વાગ્યા હતા અને માથે ચૈત્રનો તાપ પડતો હતો. ધ્રુવની પેઠે ભરવૈભવમાં ઊછરેલો પુત્ર આમ બહાર નીકળ્યો જોઈ સૂર્યનારાયણ કુમળા ન થયા. દુ:ખી માણસે તેના તપને ગણ્યો પણ નહીં. ઊઠતી રેતીના દળ વચ્ચે ચીલો કાપતું રગશિયું ગાડું પુરુષરત્નને પીઠ પર લઈ ચાલ્યું. ધુમ્મસ પેઠે ચારે પાસ ઊડતું ધૂળનું વાદળું ગાડાને ઘેરી લેવા લાગ્યું.

ગાડાનાં પૈડાંનો કઠોર સ્વર, માથે તપતો તાપ, ચારપાસની ધૂળ, નીચે ખૂંચતી પરાળ, એ સર્વની વચ્ચે કોમળ શરીરનો સરસ્વતીચંદ્ર શોકવિચારમાં પડી પગથી માથા સુધી ધોતિયું ઓઢી સૂઈ ગયો. બળદ હાંકતા ગાડીવાનના ડચકારા, સળગતા ભડકા જેવા આકાશમાં ઊડતા સમળાઓ અને સમળીઓની લાંબી કઠોર ચીસો, સૂડીથી કપાતાં લક્કડિયાં સોપારી જેવા ઓચિંતા કાન પર ભચકાતાં કાગડાના 'કા કા' શબ્દ, હોલા અને કાબરોના વનમાં પડઘા પામતા સ્વર, ચકલીઓના ઝીણા ચીચીકાર, ક્યાંક સંતાઈ રહેલા ઘુવડના ગેબી અને ભયંકર પોકાર, ઝાડ પર ખસતી કૂદતી ખિસકોલીઓના ચિત્કાર, અને ગાડામાં ઘડીએ ઘડીએ ભરાતાં ઝાંખરાના ઉઝરડા : આવા અવાજો કર્ણસ્વપ્નો રચવા લાગ્યા.

આ સર્વ અવસ્થાની વચ્ચોવચ મસ્તક નવરું પડ્યું. બોલ્યા વિના કુમુદસુંદરીવાળા કાગળની કવિતા ગાઈ. 'કુમુદસુંદરીને પાછું ભદ્રેશ્વરમાં મળવાનું થશે ? હું ભદ્રેશ્વર ન જ જાઉં તો ? મનોહરિયામાં રહીશ અને ચંદ્રકાંત સુવર્ણપુર જશે ત્યારે ત્યાં અટકાવી મળીશ. પિતાની ખબર એ આપશે.

કારભાર કેમ મળે છે તે જોયું. પણ રાજ્યતંત્ર કેમ ચાલતાં હશે – લોકની અવસ્થા કેવી હશે ? આ સર્વ જોવાનું રહ્યું. સુવર્ણપુર તો તજ્યું જ. રત્નનગરી જઈને જોઉં ? આ ગાડું ત્યાં જ જાય છે તો ? પ્રમાદધનને શી શિક્ષા થશે ? પણ હવે મારે એ જાણીને શું કરવું છે ?

અરે રે ! કુમુદસુંદરી !... આ બહારવટિયાની બીક પણ ખરી.' ગાડું એક બે ગાઉ નીકળી ગયું.

ગાડાવાળાએ લલકારવા માંડ્યું.

**'મારાં ઠકરાળાં હો ! તમારા દાડમની કાળીશા દાંત !'**

લલકાર આખે માર્ગે વ્યાપ્યો. લલકારમાં સરસ્વતીચંદ્ર લીન થયો અને કુમુદસુંદરી હૃદયના દ્વારમાં આવતી લાગી. ગાડામાં સ્ત્રી છે એવી બુદ્ધિ થતાં ગાડાવાળાએ ગાવું બંધ કર્યું. ગાડામાંની ડોશીએ ગાવા માંડ્યું :



'જીવની આશા તે ડુંગર જેવડી, મરવું પગલાંની હેઠ,
મરણ સમે તારું કો નહીં, સગું ના'વે કો ઠેઠ.'—જીવ.

સૂતેલા સરસ્વતીચંદ્રની આંખમાં આંસુ આવ્યાં. 'મરવું-મરવું-કમુદ-કુમુદ' કરતું તેનું રોતું હૃદય તાપમાં નિદ્રાવશ થયું.

ગાડાની પાછળ કેટલેક છેટે, પણ ગાડા ભણી અને તેમાં બેસનારા ઉપર અચૂક દૃષ્ટિ રાખતા, વાતો કરતા, ત્રણ ઘોડેસ્વારો આવતા હતા. ગાડાની સામી પાસ ઘણે જ છેટે ક્ષિતિજમાં સામી ધૂળ ઊડતી હતી ને ઢોલ અને રણશિંગા જેવા સ્વર તથા હોંકારા આવતા હતા. ધીરપુરવાળા બહારવટિયા તો ન હોય, જાણી ગાડાવાળો કંપતો હતો.

ગાડામાં ડોશી લૌકિક કવિતાઓનાં વૈરાગ્યનાં પદ ગાતી હતી, તેમાંથી છૂટક ત્રુટક કટકા સરસ્વતીચંદ્રના હૃદયમાં પેસતા હતા. સરસ્વતીચંદ્ર સ્વપ્નાવસ્થ હતો. તેને ગાડા પાછળ દોડતી આવું આવું ગાતી કુમુદસુંદરી દેખાઈ.

બરોબર મધ્યાહ્ન થયો. ચોપાસ મચી રહેતા ગરબડાટ વચ્ચે થઈને સૂર્યનો પ્રકાશ તજી પોતે કોઈ ઊંડી ખોમાં ઊતરી પડ્યો હોય, એવું સ્વપ્ન અનુભવતો, સર્વ અંધકાર વચ્ચે માત્ર 'કુમુદદીપ' જોવા પામતો સરસ્વતીચંદ્ર જાણે પાતાળમાં પડવા લાગ્યો. ઊંડી નિરાશનિદ્રાના કૂવામાં પોતાનો પ્રતિધ્વનિ સાંભળતો ધીમેધીમે ઊતરી પડ્યો :

**મચી રહ્યો કોલાહલ આજે દશે દિશ ગાજે,**
**તે મધ્યે થઈ ઊતરી પડની, નીચે નીચે, જાજે !**
**એમ જ ચીરી આ દમ્ભ નીચે,**
**ઊતરી પડની, શૂર નીચે નીચે.***

આ માનવીના દુ:ખ નીચે ભારે મરતા હોય તેમ ધીમા ચાલતા બળદની પાછળ ગાડું ખેંચાતું હતું અને આગળ ઊડતા-તડકાથી ચળકતા ભડકા જેવા ધૂળકોટમાં આહુતિ પેઠે અદૃશ્ય બનતું, સરસ્વતીચંદ્રના પ્રારબ્ધ પેઠે-અદૃશ્ય પેઠે - ચાલ્યું. +

❑

* કાવ્ય ટૂંકાવ્યું છે. (સં.) + (સરસ્વતીચંદ્ર ભાગ ૧)

## ૧૧

# મનોહરપુરીની સીમ આગળ

મનોહરપુરી સુવર્ણપુરથી દશેક ગાઉને છેટે છે. પુરાતન કાળમાં એ એક મહાન નગરી હતી. સ્વતંત્ર અને પ્રતાપી રાજાઓનું તે રાજનગર હતું. કાળબળે રાજાઓને મ્લેચ્છ લોકે જીતી લીધા અને મનોહરપુરી એક ગામડું બની મનોહરિયું, મનોરિયું વગેરે ક્ષુદ્ર નામથી ઓળખાવા લાગ્યું. આજ એ રત્નનગરીના રાજાના પ્રદેશમાં હતું. વિદ્યાચતુરનો જન્મ એ જ ગામમાં હતો. એનું મોસાળ અને ગુણસુંદરીનું પિયર આ જ ગામમાં હોવાથી તેમ જ બાલ્યાવસ્થા તથા યુવાવસ્થાનો કાળ આ જ ગામમાં ગાળેલો હોવાથી મનોહરપુરી ઉભયને મનોહર લાગતી.

સુવર્ણપુર, રત્નનગરી અને અંગ્રેજી રાજ્ય એ ત્રણેનું તે મધ્યસ્થાન હતું અને ત્રણે રાજ્યોની સીમ મનોહરપુરીની સીમ સાથે ભેટતી હતી. પશ્ચિમમાં અર્ધ ગાઉને છેટે સમુદ્ર હતો તેથી મનોહરપુરી ઉનાળામાં પણ શીતળ તથા રમણીય લાગતી. ઉત્તરમાં સુન્દરગિરિ નામના નાના પણ સુંદર પર્વતનો આરંભ થતો. બીજી પાસ બે મોટાં વન હતાં. ઊંચાં અને લીલાંસૂકાં તાડનાં વન દક્ષિણ દિશામાં સુંદરતાની ધજાઓ પેઠે ફરકતાં હતાં. ભદ્રા નદીની સુભદ્રા નામની શાખા પૂર્વમાંથી દક્ષિણમાં વાંકીચૂંકી ગતિથી ચાલતી, મંદ પણ સ્થિર ઝીણો સુસ્વર કરતી તાડના મૂળ આગળ સમુદ્રમાં ભળતી હતી. ગ્રીષ્મનો સંધિ થતો તે પ્રસંગે સુરંગિત મહોર તથા સુવાસિત કેરીઓથી ઊભરાતું આંબાનું વન અને ભરતી પામતો સમુદ્ર મનોહરપુરીની પૂર્વપશ્ચિમમાં સુંદરતાના ત્રાજવામાં તોળાતાં હતાં.

ત્યાં સંધ્યાકાળે રગશિયું ગાડું ઘસડાતું હતું અને વિશ્રામસ્થાન આવ્યું જાણી થાકેલા બળદને જોર આવતું હતું. જે ગાડામાં બેસી સરસ્વતીચંદ્ર નીકળ્યો હતો તે જ આ ગાડું ને તે જ એ ગાડાવાળો હતો; પણ અંદર સરસ્વતીચંદ્ર અથવા એના સાથમાંનું કોઈ માણસ ન હતું. ગાડાની સાથે ચાલનારો દંડી સંન્યાસી માત્ર અંદર ચઢી બેઠો હતો.

ગાડાવાળો અને સંન્યાસી ગમ્મત કરતા ગપાટા મારતા હતા. સંન્યાસીનો



દંડ ગાડાના પાંજરા પર આડો પડ્યો હતો અને તેની આકાશ ભણીની અણી લોહીવાળી થઈ હતી. સંન્યાસીના મનમાં કાંઈક શંકા હોય તેમ તેની આંખ ચારેપાસ ક્રાકી ફેરવતી હતી.

ગાડાની પાછળ જે ત્રણ સવાર સુવર્ણપુરથી ચાલતા હતા તે ત્યારે દેખાતા ન હતા. સરસ્વતીચંદ્ર ચાલ્યો જતો જોઈ અબ્દુલ્લા, ફતેસંગ અને હરભમજી નામના ત્રણ સવારો કુમુસુંદરીએ સરસ્વતીચંદ્રની પાછળ મોકલ્યા હતા. ગાડું ત્રિભેટા આગળ આવી અટક્યું.

સરસ્વતીચંદ્રને લઈને સુવર્ણપુરથી નીકળેલું ગાડું આંબા અને તાડના વન આગળ આવી પહોંચ્યું, ત્યારે પાછલા પહોરના ત્રણ વાગવા આવ્યા હતા. આંબાઓની ઘટામાં બહારવટિયાઓમાંનો એક ચંદનદાસ બહારવટિયાઓનું ટોળું લઈ સંન્યાસીને વેશે સુવર્ણપુરની સ્થિતિ તપાસી આવતા સુરસંગની વાટ જોતો હતો. સુરસંગ ભાયાત હતો. શઠરાયે એના કબજામાંથી ધીરપુર લઈ લીધું અને સુરસંગને ન્યાયનું દ્વાર ન જડવાથી એણે બહારવટું લીધું હતું. ભૂપસિંહના મનમાં એવું હતું કે શઠરાયનો કારભાર બદલાયા પછી સુરસંગને તેનો ગરાસ સોંપવો. આ સુરસંગ જાણતો ન હતો, અને શઠરાયનો જ સંદેશો આવતાં તે લૂંટફાટ કરવા મંડ્યો હતો. તેને એમ હતું કે ભૂપસિંહને ડરાવી બધો નિકાલ આણવો, કુમુદસુંદરીને પોતાના માણસો પાસે કેદ કરાવવી, પોતે ઉપકાર કરતો હોય તેમ બુદ્ધિધનને પાછી સોંપવી અને પોતાનું કામ કાઢી લેવું.

સરસ્વતીચંદ્ર બુદ્ધિધનના ઘરનો માણસ છે એ તપાસ સુરસંગે કરી હતી. અને તેને પકડ્યાથી લાભ સમજી ગાડા જોડે ચાલતો હતો. આંબા અને તાડના વન આગળ ગાડું આવ્યું અને ઉઘાડું મેદાન બંધ પડ્યું એટલે સુરસંગ ગાડાથી આગળ નીકળ્યો. ચંદનદાસ ઝાડીમાંથી બહાર આવ્યો અને સુરસંગની સાનથી આઠેક હથિયારબંધ માણસો સાથે ગાડાં ઉપર તૂટી પડ્યો.

ગાડામાંથી વાણિયાને એક જણે હેઠે નાખ્યો. તે નીચે પડી પોકપોક મૂકી રોવા લાગ્યો. જુવાન વાણિયણ ગભરાઈ ગઈ. તેનું ભાન ગયું અને બોલવા મથતી જીભ દાંત વચ્ચે અટકી. બિચારીની બોચી ઝાલી એક જણે તેને પકડી રાખી.

સૌમાં અનુભવી ડોશી નીકળી. પોટલીમાં થોડાક રૂપિયા રાખ્યા હતા તે સંતાડી. બહાર નીકળી છેટે ઊભી બોલી : 'ભાઈ, બ્રાહ્મણી છું – તમારી પાસેથી માગવા લાયક છું. પછી તમને ખપે તે લ્યો.' 'હવે, બેસ બેસ, બુઢ્ઢી !' કહી એક જણ ધોલ મારવા આવ્યો. ડોશી આઘી ખસી ગઈ અને દયામણું મોં કરી બોલી : 'ભા, માર મારવી હોય તો. વર્ષે બે વર્ષે મોત છેસ્તો, તે એમ જાણીશ કે આજે

જ આવ્યું. તનેય ઘડપણ આવજો - સો વરસનો થજે - ભા ! મારા જેવો !'

સરસ્વતીચંદ્ર પગથી માથા સુધી ઓઢી સૂઈ ગયો હતો તે આ ગડબડાટ સાંભળી સફાળો ઊઠ્યો. અને વાણિયણની અવસ્થા જોઈ તે પાસ કૂદી પડ્યો. તેને સામો થતો જોઈ ચંદનદાસ અને તેના માણસ આસપાસ વીંટળાઈ વળ્યા. હથિયાર વિનાનો સુકુમાર પુરુષ શું કરી શકે ?

કોપાયમાન મુખવાળો સરસ્વતીચંદ્ર બોલ્યો પણ નહીં – ખસ્યો પણ નહીં – સુરસંગ સામે દાંત પીસી ઊભો રહ્યો.

'ચંદરભાઈ, તમને લૂંટવા નથી - હું તમને ઓળખું છું. મારે તમારું કામ છે – આમની સાથે જાવ –'

સરસ્વતીચંદ્ર ન જ ખસ્યો. સુરસંગે પાછળ આવતા ત્રણ સવાર દીઠા અને હોંકારો કર્યો, તેની સાથે જ ચંદનદાસ અને તેના માણસોએ હાથ ઉગામ્યા અને સરસ્વતીચંદ્રને ખેંચી ગયા. તેવામાં પાછળના સવારો આવ્યા. તેમને આડીવાટે દોરવા સુરસંગ તેમની સાથે લડવા લાગ્યો અને સરસ્વતીચંદ્ર પાછો નાસવા જતો હતો તેને ડાંગવતે ગોદો એવો માર્યો કે તે લોહીવાળો થઈ પડી ગયો. પગના નળામાં વાગવાથી ચાલવાને અશક્ત સુરસંગ ગાડામાં બેસી વડતળે આવ્યો.

પણ સરસ્વતીચંદ્રનું શું થયું ? વડતળે ચંદનદાસ આવ્યો. ત્યારે તેના સાથમાં એ ન હતો. કુમુદસુંદરીએ મોકલેલા સવારો પૂરવેગમાં બહારવટિયાઓની પાછળ દોડતા હતા. દશ દશ વર્ષના નિષ્ફળ બહારવટાથી ચંદનદાસ સાથેના સુરસંગના માણસો કંટાળેલા હતા. તેમાં પાછળ સવારો. ચંદનદાસે પણ વણિક-બુદ્ધિ જ ગ્રહી. સુરસંગનો ખરો હેતુ સમજ્યો નહીં, અને આ મુસાફરોને લૂંટવા સિવાય બીજો અર્થ સુરસંગના મનમાં ન હોય એમ માન્યું. 'આ માણસો તો ભિખારી છે, મૂકોને પડતા.' કરી વાણિયાને અને સરસ્વતીચંદ્રને એક ઊંચા ઘાસવાળી જમીનમાં ઘાસ વચ્ચે છોડી ચંદનદાસ નાસી ગયો. સવારોને ખબર ન પડી અને થોડેક સુધી દોડી નિરાશ થઈ મનોહરપુરી ભણી વળ્યા.

આ બાજુ વડતળે સુરસંગે ચંદનદાસ અને એના બીજા સાગરીતો ભેગા કરી સભા ભરી. ચંદનદાસે સરસ્વતીચંદ્રને જવા દીધો તેથી એનું મોં લેવાઈ ગયું. પણ ધીરપુર પાછું મેળવવું જ એ દૃઢ નિશ્ચય કર્યો. એને બે દીકરા પ્રતાપસિંહ અને વાઘજી હતા.

પ્રતાપ કપટી અને વિષયી હતો; જ્યારે તેનો નાનો ભાઈ વાઘજી બુદ્ધિવાળો તથા સ્ત્રી અને બાળક બેને હેરાન ન કરવાં એવો બહારવટિયાનો નિયમ પાળવાવાળો હતો.



પ્રતાપે જણાવ્યું કે બુદ્ધિધનના દીકરાની વહુ ભદ્રેશ્વર જવા નીકળી છે, તો એને જ પકડવી. પછી ધીરપુર પચાવી પડાયું છે તે જીવતી માખ ગળ્યા જેવું થશે. વાઘજીનો મત જુદો હતો. પણ તેનું ચાલ્યું નહીં. અધૂરામાં પૂરું આ યોજનામાં ભીમજી પણ સંમત થયો – એમ વિચારીને કે એથી બુદ્ધિધનની ચોટલી હાથમાં આવશે અને વિદ્યાચતુરથી પણ આપણું માગ્યું અપાવવા પછી કેમ પાછા પડાશે ?

આમ કુમુદસુંદરીને પકડવા માટેની યોજના પણ ઘડાઈ ગઈ. થોડી વારમાં વડતળે એ ધબકારનો તંબુ હતો તેવો પાછો પથરાઈ ગયો. આ સાગરીતોમાં બુદ્ધિધનનો માણસ બ્રાહ્મણ શંકર પણ છૂપી રીતે ભળ્યો હતો. તેણે બધી મંત્રણા જાણી લીધી ને હરણની પેઠે ફલંગો ભરતો કુમુદસુંદરીના સાથને મળવા ચાલ્યો.

ચંદનદાસનાં માણસ, સરસ્વતીચંદ્ર અને વાણિયાને ઘાસમાં પડતાં નાખી ચાલ્યાં ગયાં હતાં. તે સમયે સરસ્વતીચંદ્રના હાથમાંથી લોહી વહેતું હતું અને એ મૂર્છાવશ હતો. પણ પક્કા વાણિયાનો વાળ વાંકો થવા પામ્યો ન હતો.

વાણિયા અર્થદાસની પત્ની ધનકોરની વહાર કરતાં સરસ્વતીચંદ્રની આ દશા થઈ હતી તે સાંભરી આવતાં વાણિયો બ્રાહ્મણ પાસે ગયો. તેના અંતઃકરણમાં શુદ્ધ દયા વસી. થોડેક છેટે તળાવ હતું ત્યાંથી અર્થદાસ પાણી લઈ આવ્યો અને મોં પર છાંટી તેને જગાડ્યો. સરસ્વતીચંદ્ર જાગ્યો. ચારે પાસ નવીન સ્થળ જોવા લાગ્યો. ચકિત થયો; તાવ, ઘાની નબળાઈ, થાક, ભૂખ, આ સ્થળ અને આ સમયની વૃત્તિઓથી દીન દેખાવા લાગ્યો. કુમુદસુંદરીના રણકારથી કંપી રહેતો પ્રેમસત્તાર તોડી નાખતાં પોતાનું આખું હૃદયતંત્ર ચૂરા થયું અને તે છતાં વૈરાગ્યના શિખર ભણી દોડતા વિચારે તે જોયું પણ નહીં હતું. વૈરાગ્ય છતાં રસમાં પલોટાવું, રસમાં પલોટાઈ ત્યાગી થવું, ત્યાગી થઈ કુમુદને સુખી જોવા સુવર્ણપુર આવવું ને કુમુદસુંદરીની દૃષ્ટિએ પડી તેના દુઃખનું સાધન થવું, આમ આજ લગીમાં અનેક અવસ્થાનો સરસ્વતીચંદ્રે અનુભવ કર્યો. પણ ઉપર આકાશ અને નીચે ધરતી બેની વચ્ચે જડ ઝાડો વિના કોઈનો સાથ ન દેખતાં, કુમુદસુંદરી સાંભરી આવતાં, વિપત્તિનું પ્રથમ દર્શન થયું.

વાણિયાએ સરસ્વતીચંદ્રને ઉઠાડી બેઠો કર્યો. 'પેલો સંન્યાસી જેવો તમને નામ દઈ બોલાવતો હતો. તમને આ બહારવટિયા ઓળખે છ કે શું ?' એમ પૂછવા લાગ્યો. આસપાસ ઊગેલા ઘાસમાંના ઘાબાજરિયાથી સરસ્વતીચંદ્રનો ઘા રુઝાઈ ગયો હતો.

બે જણ ઊઠ્યા અને મનોહરપુરી ભણી ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં અર્થદાસે ખેલ માંડ્યો અને અચિંત્યો રસ્તા વચ્ચે બેઠો ને રોવા લાગ્યો :

'ઓ મારી મા રે ! તારું શું થશે ? ઓ—'

સરસ્વતીચંદ્ર ચમક્યો. 'શું છે ! તમારી માને શું થયું ?'

'અરે, મારી બાયડીને પેલા લઈ ગયા. બિચારી રવડી મરશે - ઓ મારી મા રે - બાયડી રે ! મારા તો પેટમાં ગૂંચળાં વળે છે - ઊઠાતુંયે નથી ને બોલાતુંયે નથી. ઓ ચાંદાભાઈ ! અબબબબબ !' જીભ અટકી હોય એમ અર્થદાસ લાંબો થઈ સૂઈ ગયો, આંખો ચગાવવા લાગ્યો ને મોંમાંથી ફીણના પરપોટા કાઢવા લાગ્યો.

સરસ્વતીચંદ્રને અત્યંત દયા આવી ને ગળગળો થઈ ગયો. 'આને સ્ત્રીનું દુ:ખ નથી, પણ પૈસાનું દુ:ખ છે. દ્રવ્યનો આવે પ્રસંગે ઉપયોગ થતો હશે તેનું મને ભાન ન રહ્યું. આનું ઔષધ દ્રવ્ય તે હું ક્યાંથી આપું ?' જનોઈએ બાંધેલી મણિમુદ્રા સાંભરી આવી. 'મણિમુદ્રા ! કુમુદસુંદરીની લલિત આંગળીએ વસવા મેં કેટલા મોહથી ઘડાવી હતી ! તે સર્વ હવે વ્યર્થ થયું. આ દીન વણિકને આનંદનું સાધન તું હવે થા ! મણિમુદ્રા લક્ષ્મીના છેલ્લા અવશેષ ! મારા સ્નેહની સ્મશાનવિભૂતિ ! મારા આંસુથી કલંકિત કર્યા સિવાય તને તજું છું. જા. ગરીબનું ઘર દીપાવ.' સરસ્વતીચંદ્રે અર્થદાસની આંગળીએ મુદ્રા પહેરાવી; અને ભૂખથી, દુ:ખથી, દયાથી, વિરહથી નબળો બનેલો તરુણ ઢળી પડ્યો. સરસ્વતીચંદ્ર ઢળી પડ્યો કે એકદમ વીજળીની ત્વરાથી ચોર ચિત્તવાળો અર્થદાસ સરસ્વતીચંદ્રને બહારવટિયો કલ્પતો પાછું જોયા વગર, વિચાર કરવા ઊભા રહ્યા વગર, મણિમુદ્રા લઈ, મૂઠી વાળી નાઠો.



૧૨

# ગુણસુંદરી

જે દિવસે બહારવટિયાઓએ મનોહરપુરીની પાડોશમાંના ત્રિભેટામાં આટલી ધામધૂમ મચાવી મૂકી તે દિવસે એ ગામડામાં પણ કેટલીક ધામધૂમ મચી રહી.

જે સાયંકાળે લૂંટાયેલા સરસ્વતીચંદ્રે મણિમુદ્રા અર્થદાસને પહેરાવી ને અર્થદાસ નાસી ગયો, તે જ સાયંકાળે બહારવટિયાઓએ ચંદ્રકાંતને લૂંટ્યો હતો. રત્નનગરીથી સુવર્ણપુર આવવા ચંદ્રકાંત નીકળ્યો ત્યારે અચિંત્યો વિદ્યાચતુર ભણીથી સંદેશો મળ્યો કે સુવર્ણપુરના કેટલાક બહારવટિયા સર્વ રસ્તા રોકી તોફાન કરે છે; માટે હું તમારી જોડે બીજા સવાર મોકલું ત્યાં સુધી આગળ ન જશો. ગુણસુંદરીને સહકુટુંબ ભદ્રેશ્વર જવું હતું અને તે રસ્તે બીક ન હતી. કુમુદસુંદરીની વાટ જોવાના વિચારથી મનોહરપુરીમાં પોતાના બાકીના કુટુંબ સાથે રોકાવાની ધારણાથી આજ જ બપોરે તે આવી પહોંચી હતી.

રત્નનગરીના સવાર આવી પહોંચતાં ચંદ્રકાંતને બીજા સમાચાર મળ્યા કે બહારવટિયા લોક ભમે છે. છતાં તે સરસ્વતીચંદ્રને મળવા માટે નીકળ્યો, લૂંટાયો ને સવારોની મદદથી સદ્‌ભાગ્યે બચી ગયો. સવારોની શિખામણથી એને પણ મનોહરપુરી જવું પડ્યું. આમ સાયંકાળે પાછો એ ગુણસુંદરીનો અતિથિ થયો.

વિદ્યાચતુર અને તેમનું કુટુંબ આ ગામની વસ્તી પર બહુ મમતા રાખતું અને વસ્તી પણ તેમના પર એવી જ મમતા રાખતી હતી. ગામની ગરીબ વસ્તી પોતાના પ્રિય પ્રધાનની ગુણિયલ પત્નીનું સ્વાગત કરવા ઉપરનીચે થઈ રહી હતી. અને ગુણસુંદરી આવ્યાની ખબર પડતાં જ તેના ઉતારા ભણી ચોમાસાની નદીના પૂર પેઠે વળવા લાગી.

મનોહરપુરીમાં પૂર્વે વિતાવેલા મુગ્ધ પ્રસન્ન દાંપત્યજીવનનું અહીં આવતાં જ ગુણસુંદરીને સ્મરણ થયું અને પવનથી મોરનો કલાપ ફરફર થઈ ચમકે તેમ આ સ્મરણથી તેનું હૃદય થવા લાગ્યું.

ગુણસુંદરીનું વય આજે પાંત્રીસેક વર્ષનું હતું. પરંતુ તેને સંતતિમાં માત્ર બે

જ પુત્રીઓ હોવાથી તેનું સુંદર શરીર નબળું પડ્યું ન હતું અને માત્ર છવ્વીસ સત્તાવીસ વર્ષની તે દેખાતી હતી. એ શરીરે મધ્યમ કાઠાની હતી, એનો વર્ણ છેક સોનેરી નહીં તેમ જ છેક રૂપેરી પણ કહેવાય નહીં એવો હતો. મોં ભરેલું હતું. વાળ કાળા, સુંવાળા, ચળકતા, ઝીણા અને છુટ્ટે અંબોડે ઢીંચણ સુધી આવે એટલા લાંબા હતા. કપાળ મોટું હતું, આંખો ચળકતી ને ચકોર હતી. તેનો સ્વર છેક કુમુદસુંદરી જેવો ન હતો, તો પણ તેમાં કોમળતા હતી અને ગાન સમયે કુમુદના જેવો જ સ્વર કાઢી શકતી. ઊંચાઈમાં પણ તે એના જેટલી જ હતી. તેનું મોં હમેંશ હસતું રહેતું અને ઘણાંક માણસ પ્રાતઃકાળે એનું મોં પ્રથમ જોઈ દિવસ આનંદમાં જશે એવી શ્રદ્ધા રાખતાં. 'કામ સાથે કામ' એવું જ તે સમજતી. કુમુદસુંદરીમાં જે સહનશીલતા અને સુશીલતા હતી તે પણ ગુણસુંદરીની જ હતી. પિયર તથા સાસરાની ડોશીઓના પ્રસંગથી તેનું હૃદય કુટુંબવત્સલ અને ક્ષમાશીલ થયું હતું. તો પણ કોઈ તેની આર્દ્રતાનો દુરુપયોગ કરી શકતું નહીં, કારણ એને ખેદ થતો તે સામું માણસ ખમી શકતું નહીં.

પોતાના મામા જરાશંકરને સંતતિ ન હોવાથી વિદ્યાચતુર મોસાળમાં ઊછર્યો હતો. એ જન્મ્યો ત્યારે તેના બાપ માનચતુરનું વય પાંત્રીસેક વર્ષનું હતું અને તેને અંગ્રેજી રાજ્યમાં નાના ગામમાં મામલતદારના કારકુનની નોકરી હતી. તે સાધારણ ભણેલો હતો, પરંતુ બુદ્ધિશાળી ગણાતો. વૃદ્ધાવસ્થા પર્યંત ન છૂટેલી લંપટતાથી વ્યાધિગ્રસ્ત થઈ નોકરી છોડી તેને ઘેર આવવું પડ્યું. વિદ્યાચતુર સિવાય માનચતુરને બીજો પણ કુટુંબવિસ્તાર પુષ્કળ હતો. વિદ્યાચતુરની પહેલાં માનચતુરને બીજા બે પુત્ર અને બે પુત્રીઓ થયાં હતાં. સૌથી મોટો પુત્ર સુંદરગૌરી નામની રૂપવતી બાળવિધવા મૂકી ગુજરી ગયો હતો. સુંદરગૌરી પોતાને પિયર રહેતી હતી, પરંતુ તેનાં માબાપ ગુજરી ગયાં ને ભાઈ-ભાભીના ઘરમાં એ વધારે પડી. એક દિવસ તેને મારી કાઢી મૂકી, ગુણસુંદરીને આ વાતની ખબર થતાં ત્યાં ગઈ અને નિરાધાર જેઠાણીને પોતાને ત્યાં લઈ આવી. બીજા જેઠનું નામ ગાનચતુર હતું. તે વિદ્યાચતુરથી દસબાર વર્ષ મોટો હતો. એને ભણાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો, કારણ નાનપણમાંથી મોજશોખમાં પડેલા બાપે લડાવ્યો અને બાપના જેવી સોબત વળગી. પરિણામે નોકરીમાંથી બરતરફ થઈ ચંડિકા નામની પોતાની સ્ત્રી તથા ચાર છોકરાંના વિસ્તાર સાથે તે રત્નનગરી આવ્યો અને ગુણસુંદરીભાભીનો અતિથિ થયો. વિદ્યાચતુરની મોટીબહેન દુઃખબાના પતિ સાહસરાયને વ્યાપાર કરતાં દેવું થયું ને ગામ-પરગામ નાસવા લાગ્યો. દુઃખબાને એના ભાઈને ત્યાં મોકલી દીધી. દુઃખબાને સંતતિમાં માત્ર એક કુમારી નામની વયે પહોંચવા આવેલી કુમારી કન્યા હતી. તેને



ક્યાં પરણાવવી એ દુઃખ પણ એને થોડું ન લાગતું. વિદ્યાચતુરની બીજી બહેન ચંચળબા આ અરસામાં વિધવા થઈ. તે કામકાજમાં ચંચળ હતી પણ અભિમાની હતી અને જૂઠું સાચું કરવાની ટેવ હતી. આથી તે સાસરિયામાં સમાય એમ ન હતું. આખરે દેરાણીનાં મેણાં ન ખમાતાં ભાભીને બોલાવી ભાઈને ત્યાં રહેવા આવી. એને પંદરેક વર્ષનો યશપ્રસાદ નામે દીકરો હતો ને તેની વહુ સાલસબા હતી.

જે વર્ષમાં વિદ્યાચતુર રત્નનગરીના યુવરાજ મણિરાજનો શિક્ષક થયો; તે જ વર્ષમાં થોડા થોડા દિવસના અંતરે માનચતુર, સુંદરગૌરી, ગાનચતુર, ચંડિકા, દુઃખબા અને ચંચળબા સહપરિવાર વિદ્યાચતુરને ઘેર ઊભરાયાં. એ સૌ ભાર એકદમ અને અચિંત્યો ગુણસુંદરીને માથે પડ્યો. સૌનાં જુદીજુદી જાતનાં દુઃખનું સમાધાન કરવું. સૌના જુદાજુદા સ્વભાવની સાથે પાલવતું કરવું, અને સૌની કટેવો વેઠવી – આ સૌ કારભાર ને ચિંતાને કારણે યુવાવસ્થામાં જ ગુણસુંદરીને ભોગવૈભવનો ત્યાગ કરવો પડ્યો અને વૃદ્ધાવસ્થાનું ધૈર્ય ને શાણપણ શોધવું પડ્યું. એનું ઘર નાનું હતું, પતિની આવક પણ ખર્ચના પ્રમાણમાં જૂજ હતી. તે છતાં એની પદવીના પ્રમાણમાં આશા મોટી રાખવામાં આવતી. એટલે કશું પણ રહી જતું તો અસંતોષ થતો તેનો દોષ વિદ્યાચતુર ને ગુણસુંદરીને માથે મુકાતો.

વિદ્યાચતુર એને ગુણિયલ કહી રોજ બોલાવતો. કુટુંબ સંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે. દીર્ઘદૃષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, શાંતિ, સ્નેહ, વ્યવહારકુશળતા, ઉદારતા – આદિ મહાગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલો જ છે. ગૃહિણીનું કામ ભાડૂતી ચાકરોથી થવાનું જ નથી અને ગૃહકાર્યને હલકું ગણી સ્ત્રીને બાહ્યપ્રવૃત્તિમાં ધકેલવી એ પાશ્ચાત્યબુદ્ધિ વિદ્યાચતુરને રુચતી ન હતી.

ગુણસુંદરી તો કહેતી 'તમે દાંત – અમે જીભ; તમે તમારું કામ કરો, અમે અમારું કરીશું. જીભ કોમળ કામ કરશે ને દાંત કઠોર ચાવણું ચાવશે.'

ગુણની કિંમત ગુણ ન હોય ત્યારે થાય છે. સુખની કિંમત દુઃખમાં થાય છે. તેમ ગુણસુંદરીને સુવાવડ આવી ત્યારે સૌને તેની ખોટ જણાઈ. ઈશ્વરદત્ત બુદ્ધિ અને પતિદત્ત વિદ્યા, સ્વાભાવિક અને ઉદાર સદ્‌ગુણો, સતત ઉદ્યોગ, યૌવનયોગ્ય ઉત્સાહ, વૃદ્ધજનના જેવી નિર્મળ વત્સલતા : આ ગુણથી ભરેલી ગુણસુંદરીનાં વખાણ વિદ્યાચતુર મોંએ ન કરતો, પણ સંતોષ પામી, ઈશ્વરનો ઉપકાર માની રાજસેવાના પ્રસંગોમાં એ જ ગુણોનું ઉપયોગીપણું પરખતો હતો.

ગુણસુંદરીના સીમન્તવિધિનો પ્રસંગ આવ્યો તે સમયે ઘરની મોટી વસ્તી ઘણા કામમાં આવી, ગાનચતુરે તથા વિદ્યાચતુરના મામા જરાશંકરે કામનો ઘણો ભાગ

ઉપાડી લીધો. પરંતુ સૌનાં મન જાળવવાં ને કારભારમાં અંધેર અટકાવવું તે ગુણસુંદરીને જ કરવું રહ્યું. કેમકે 'આ ઘર ને આ કામ મારું પોતાનું જ છે ને મારે જ પાર ઉતારવાનું છે.' એ ફિકર કોઈને ન હતી. આ મહાસમારંભમાં વખતોવખત બિગાડ થતો તે કોઈ પ્રસંગે અટકાવાય ને કોઈ પ્રસંગે મોટું પેટ રાખીને થવા દેવો પડતો. માંહ્યોમાંહ્ય ક્લેશ ને તકરારના પ્રસંગ આવતા તે ગુણસુંદરી સમયસૂચકતાથી જાળવી લેતી.

સાસુ ધર્મલક્ષ્મી જ્ઞાતિવ્યવહારમાં પ્રવીણ હતાં, પણ અવસ્થાથી તેમનું શરીર જર્જરિત થયું હતું, એટલે ઘરબહાર નીકળતાં ન હતાં, એમને મોટું પદ આપી, અભિમાન વિનાની ગુણસુંદરી બધી બાબતમાં તેમને પૂછીને કામ કરતી હતી. તો પણ શામાં શામાં પોતાને પૂછ્યા વગર વહુ આગવું ડહાપણ ચલાવે છે વગેરે તપાસ ડોશી ચંચળ મારફત કરતાં. ચંચળ છાશમાં પાણી ઉમેરતી; અને ડોશી સમજુ હોવાથી વહુની કિંમત સમજતી, પણ કોઈ કોઈ આ વખત મનમાં એની ભૂલ કાઢતી. કોઈ વખત ગુણસુંદરીને ધીમે રહીને શિખામણ દેતી અને કોઈ વખત ટાઢા ડામ દીધા જેવું પણ કરતી. 'હશે, મોટાં છે.' કરી ઉદાર વહુ સહુ ભૂલી જતી.

પોતાના સીમન્તની ચિંતા સ્વાભાવિક રીતે વડીલોને માથે હોવી જોઈએ છતાં સીમન્તિનીને જ માથે આવી અને જે સમયે તેના તન-મનને આરામ અને આનંદ જોઈએ તે સમયે તેને પ્રભાતથી મધ્યરાત્રિ સુધી કળ વાળી બેસવાનો વારો આવતો ન હતો; ને છતાં 'જસમાં જુતિયાં' જ મળતાં. સાહસરાયની આપત્તિ જાણે ગુણસુંદરીએ જ આણી મૂકી હોય ને તે પરદેશ હતો તે સમયે સીમન્તનું મંગળકાર્ય કરવા વારો આવ્યો તે દોષ ગુણસુંદરીનો હોય, તેમ તેની સમક્ષ દુઃખબા નિઃશ્વાસ મૂકતી અને તેની પાછળ રોતી.

ગુણસુંદરીના સીમન્તમાં આમ કંઈ કંઈ નાટક થયાં. દરબારમાં અત્યારે સાહેબ આવેલા હોવાથી વિદ્યાચતુરને ઘેર રહેવા નવરાશ ન હતી; તેથી આવે પ્રસંગે એ ચિંતા રાખી શકત તે ચિંતા પણ ગુણસુંદરીને રાખવી પડી. છતાં સીમન્ત-પ્રસંગનો જસ પુરુષવર્ગમાં ગાનચતુરને અને સ્ત્રીવર્ગમાં ધર્મલક્ષ્મીને મળ્યો. તોયે ગુણસુંદરી પોતાને જ યશ મળ્યો સમજીને રાચી.

બે માસ વધારે થયા. સુવાવડના દિવસ સુધી ગુણસુંદરી ઘરકામમાંથી છૂટી નહીં. ઘર એનું કહેવાય એટલે એ કામ કરે તેમાં શી નવાઈ – એમ જ સૌ માનતું. શરીર સ્થિતિને લીધે સૌનાં મન સાચવવાનું ઓછું થયું તેમ તેમ સૌએ કામ ઓછું કરવા માંડ્યું. અવ્યવસ્થા વધી ને કામમાંથી બચતો વખત કુટુંબક્લેશનાં બીજ રોપવામાં રોકતો થયો.



ગરીબ સ્વભાવની દુઃખબા પણ બદલાઈ. હવે તે પણ કહેવા લાગી – 'હું તો ઘરની ભઠિયારી છું – લચકો ધાન ખાઉં છું ને ભઠિયારું કરું છું.' ધર્મલક્ષ્મીએ પણ એ વેણમાં હાજિયો ભણ્યો. આ વાતની ગુણસુંદરીને ખબર પડતાં ખોટું લગાડ્યું નહીં પણ પોતે રસોઈમાં દાખલ થઈ. સૌ તેને નવમો માસ હોવાને લીધે ખોટો વિવેક કરતાં, પણ રસોઈ તેને જ કરવા દેતાં. છેક છેલ્લે દિવસે સત્તરઅઢાર માણસની તેણે રસોઈ કરી. પાછળ હેરોફેરો કરવાય કોઈ કામ લાગતું નહીં, તેથી મેર ભરી પાણિયારેથી રસોડામાં આણી મૂક્યો ને પેટમાં દુઃખ થયાથી સૌ પડતું મૂકી ગજારમાં ખાટલે પડી અને ઓછું આવતાં રોઈ પડી. એની પાછળ એની દયા જાણનારી સુંદરગૌરી દોડી. ચંડિકા-ચંચળ સૌ પોતપોતાનામાં હતાં. ધર્મલક્ષ્મી પૂજામાં હતાં. દુઃખબા ખડકીમાં માથે હાથ દઈ બેઠી હતી. ગુણસુંદરીની દયા જાણનાર બીજું માણસ વૃદ્ધ માનચતુર હતો. માંદો માંદો તે સૌ તાલ જોયાં કરતો, દીકરીઓને ધમકાવતો ને ડોશીને ખીજતો. પોતાના ખાટલામાં સૂતે સૂતે ગુણસુંદરીને જતાં જોઈ તે કારણ ચેતી ગયો. અને મંદવાડ ન ગણી, લાકડી ઝાલી, ઓરડા બહાર આવી ગાજી ઊઠ્યો : 'દુઃખબા, ચંચળ, રાંડો કરો છો શું ? મોઈ તમારી મા ને એની પૂજા ! પેલી બિચારીની ખબર કોણ રાખે છે જે, ઊઠો !' વડીલને હોંકારે ઘરમાંની સર્વ ભરતી ગજાર ભણી વળી ? પૂજા એમની એમ રહેવા દઈ વૃદ્ધ ડોશી દોડ્યાં. ચંચળ ઉપર ચંડિકા સાથે ગપાટા મારતી હતી તે દોડતીદોડતી ઊતરી. દુઃખબા ખડકીમાંથી ધીમેધીમે આવવા લાગી. તેને વડીલે ધમકાવી : 'ઓહો ! આ તે કાંઈ તને જ દુઃખ હશે ! પગ ભાંગી ગયા છે જે ? દોડ, નીકર પછવાડેથી ધક્કો મારીશ કેની એટલે વેગ આવશે !' ચંડિકા સૌની પાછળ ડોસા ઉપર મોં મરડતી મરડતી ઊતરી અને કીડીને વેગે ચાલી. પરસાળનાં બારણામાં ડોસાએ તેનો ચાળો જોયો ને બબડ્યો : 'કોણ જાણે ક્યાંથીયે કુભારજા મળી છે ! ભાઈને કમાવું નહીં ને બાઈનું શરીર જરી જરીમાં ઘસાય છે !'

ગજારમાં સૌ એકઠાં થઈ ગયાં. ખાટલામાં ગુણસુંદરી બેભાન જેવી પડી હતી અને સુન્દરગૌરી ઈસ પર તેનું શરીર ઝાલી બેઠી હતી. ચંચળે મોટાભાઈને બૂમ પાડી સુયાણીને તેડવા મોકલ્યો. ભાંગ ને ગાંજાના ઘેનમાંથી જાગી તે ચાલ્યો જોઈ માનચતુરે નિઃશ્વાસ મૂક્યો. વૃદ્ધ અને અશક્ત, ધર્મિષ્ઠ, વહેમી, પણ પ્રસંગે સૌ આઘું મૂકનારાં, બોલે પણ માંહ્યથી વહાલવાળાં ડોશી વહુના ખાટલાની પાંગત પર બેઠાં અને કામગીરી ચંચળ પાસે હેરાફેરા કરાવી વહુની સરભરા પોતાના અનુભવ પ્રમાણે કરવા લાગ્યાં.

ગુણસુંદરીનું દરદ વધતું ગયું; બેભાન થતાં થતાં અંબોડે ફૂંચી હતી તે પર હાથ મૂકી આંખમાં આંસુ આણી સુન્દર ભણી નજર કરી 'લ્યો, આપજો.' એટલું

બોલી પોપચાં ઢાળી દઈ આંખ મીંચી દીધી. સુન્દરગૌરી રોવા લાગી. એના પર ગુણસુંદરીનો આવે વખતે પણ આટલો વિશ્વાસ જોઈ ચંડિકાનાં ચશ્માં ફરી ગયાં. પણ એના સિવાય સૌનાં કાળજાં ધડકવા લાગ્યાં. નકામી જેવી દુઃખબા પણ કામની થઈ. બધાંની વચ્ચેથી ઊઠી વડીલ પાસે આંખ લોહતી લોહતી ઓરડીના ઊમરા પાસે ઊભી રહી બોલી : 'ભાઈને કોણ બોલાવશે ? મને ભાભીની આશા નથી.' અનુભવી ચંચળ અગ્નિ કરી ગરમ ઔષધો આણી સુન્દરની મદદથી શેક કરવા લાગી.

માનચતુર ચાલી શકતો ન હતો છતાં લાકડી લઈ ઊઠ્યો. બહાર નીકળે છે, એટલામાં સુયાણી મળી ને આઘે વિદ્યાચતુરને લઈ ગાનચતુરને આવતો દીઠો. ગાનચતુરને મેળે આટલું સૂઝ્યું જોઈ પિતાને સંતોષ વળ્યો. વિદ્યાચતુર સુન્દરે આપેલી કૂંચી લઈ, બાઈને દાક્તરને તેડવા મોકલી મેડી પર ગયો. આંખ ભીની થઈ, શું કરવું તે સૂઝ્યું નહીં. અંતે ગુણસુંદરીની પેટી ઉઘાડી તો પોતાને લખેલો એક પત્ર ! માંહ્ય લખ્યું હતું : 'ઘરકામને લીધે બે માસ થયાં તમારી સાથે વાત કરવાને પા કલાક સરખો મળ્યો નથી. ઘણી વાતો મનમાંની મનમાં જ રહી ગઈ છે તેથી ટૂંકામાં કાગળમાં સૂઝ્યું તે લખું છું. તમારા ગુણ ઈશ્વર અમર રાખો. હું નહીં હોઉં તોયે બાળકની તમે સંભાળ રાખશો એવી ખાતરીથી નિશ્ચિંત છું. મને એક બિચારી સુન્દરની ચિંતા છે. એનું પલ્લું એનો ભાઈ ખાઈ ગયો છે તો એની સંભાળ રાખજો. મારું ઘરેણું એને આપજો ને મારી નામનિશાની જો બાળક જીવે તો સુન્દરને જ ઉછેરવા સોંપજો... જન્મથી કુમારા હોય તેની ચિંતા નહીં, પણ સ્નેહમાં રહેલું માછલું બીજે ઠેકાણે ન જીવે. એટલે મારા જતાં, મારાથી સારી એવી કન્યા મેં જોઈ મૂકી છે તેને નહીં સ્વીકારો ?... ઓ ઈશ્વર, આવતે અવતારે પણ મને મારા વહાલા ચતુર જ આપજે.' મરણ પાસે જોનારી પ્રિય સ્ત્રીના પત્રથી હૃદય પર બહુ અસર થઈ. 'મારા જેવો કઠણ પુરુષ નહીં હોય. બબ્બે માસ થયા છતાં ઘરમાં ને ઘરમાં એની સાથે મને બોલવા વારો ન આવ્યો !' વગેરે વિચારે છે એટલામાં દાક્તર અશરણશરણબાબુની ગાડીનો ઘોષ સંભળાયો. લાજ છોડી વિદ્યાચતુર દાક્તર સાથે ઊભો ને બોલ્યો : 'સુન્દરભાભી, શી ખબર છે તે જરા દાક્તરસાહેબને કહો.' પણ ગુણસુંદરીની લાચાર સ્થિતિ ન જોવાયાથી 'આવું છું.' કહી મેડી પર ચઢ્યો.

સૌ બેઠાં છે એટલામાં દુઃખબા ધીમે ધીમે આવી અને ગુણસુંદરીને પુત્રીનો પ્રસવ થયાના સમાચાર કહ્યા. બહુ વધામણીની વાત ન ગણાઈ છતાં 'ચાલો લક્ષ્મીજી પધાર્યાં.' કહી સૌએ સંતોષ વાળ્યો. માનું આરોગ્ય જાણી સર્વ આનંદ પામ્યાં.

ગુણસુંદરી સુવાવડમાં ખાટલાવશ રહી તે વેળા સૌએ કામ ઉપાડી લીધું ને



બેચાર દિવસ તો ઠીક ચાલ્યું; પણ ધીમે ધીમે ગૃહયંત્રનાં સર્વ ચક્ર શિથિલ પડ્યાં ને એની સંભાળ રાખનારની ખોટ ને કિંમત જણાવા લાગી. માંદા માનચતુરની સરભરા ઓછી થઈ, એટલું જ નહીં પણ એ સરભરામાં ગુણસુંદરીની ચતુરાઈ, ધીરજ, મોંની મીઠાશ ને અંતરનું વહાલ દેખાડનાર કોઈ રહ્યું નહીં અને ડોસો અકળાવા લાગ્યો. સુવાવડીની સંભાળ પણ એવી જ રહેતી. ધર્મલક્ષ્મીથી હેરોફેરો થતો નહીં. જરી જરી ગુણસુંદરી સારુ કરતી, પરંતુ દેવસેવામાં હરકત પડવાથી એ કોઈ વખત નયે થતો. અને સૌનું કામ તે કોઈનું નહીં એમ થતાં સુવાવડીનું ખાવાપીવાનું પણ મોડુંવહેલું થતું એટલું જ નહીં, તેના બાળકની પણ સંભાળ લેવાતી નહીં.

એક પ્રસંગ એવો બન્યો કે માનચતુરનું ઔષધ બપોર થતાં સુધી કોઈએ તૈયાર કર્યું નહીં. જમવાનો વખત તો થાય શાનો, અને ડોસો આકળો થઈને, લાકડી લઈ છાનોમાનો ઘરમાં સૌ શું કરે છે તે જોવા લાગ્યો. પ્રથમ તો વિદ્યાચતુરની મેડીએ ચઢ્યો. વિદ્યાચતુર બહારથી આવેલો પણ ભૂખ લાગવાથી પલંગમાં પડી ઊંઘી ગયો હતો. તેના પલંગ પર માંકણની હાર હતી, ચાદર મેલી થઈ ગઈ હતી, અને મેડીમાં વાસીદાનો કચરો એકઠો થયેલો. સૌને ગાળ દેતો દેતો ડોસો નીચે ઊતર્યો અને રસોડે ગયો તો દુઃખબા રસોઈ કરવા નાહી હતી અને સૌ તૈયાર જેવું હતું, પણ શાક સમાર્યા વિના પડી રહેલું તે સામું જોઈ દુઃખબા પણ બેસી રહેલી. ડોસો વધારે ક્રોધમાં આવી ત્યાંથી પરસાળ ભણી ગયો, તો ત્યાંની મેડીમાંથી ગાનચતુરનું ગાયન સંભળાયું અને નીચે ચંડિકા હીંચકા પર સૂતી હતી તેની સાથે હાથમાં સાવરણી લઈ ચંચળ વાતો કરતી હતી. બેમાંથી કોઈએ વાતના રસમાં ડોસાને દીઠો નહીં. ગજાર ભણી જાય છે તો સુન્દર બિચારી એકલી સુવાવડીનું ઔષધ તૈયાર કરે ને ઘડીમાં ઘોડિયામાંના બાળકની સંભાળ રાખે. ગુણસુંદરી સૂતી સૂતી ભૂખે પેટ દાબતી સુન્દરને સૂચના આપે. ક્રોધ હતો તેમાં દયા ઉમેરી ડોસો પરસાળ બહાર નીકળ્યો તો અગાશીમાં છોકરાં ધક્કમુક્કી કરે; ઘરનું બારણું ઉઘાડું, તેમાં આવી શેરીનું કૂતરું જીભ કાઢી હાંફતુંહાંફતું ઊભેલું, અને બારણા સામે કૂવો હતો ત્યાં પાણી ભરવા ગયેલો ચાકર ગપાટા મારે. ડોસો કૂતરાને હાંકી બારણું વાસી ધર્મલક્ષ્મીની ઓરડી ભણી ગયો. ડોશી દેશસેવામાં હતાં. દહાડો ઘણો ચડ્યો હતો તેથી દેવના દીવામાંથી ઘી ને વાટ બે થઈ રહ્યાં હતાં. દીવો ઘેર ગયો હતો અને દેરાસરના પાટિયા પર ડોસી રૂ, ઘી ને દીવાસળી શોધતાં હતાં. ડોસો બારણામાં ઊભો હતો તેના ભણી એની પૂંઠ હતી. સૌની રીસ ડોસાએ ડોશી ઉપર કાઢી. ધર્મલક્ષ્મી વગર રથનું ચક્ર ચાલે એમ નથી અને એ તો ખટકર્મમાં જ પડેલી, તેથી

કાંઈ જલદ ઉપાય કરવો જોઈએ એવું ધારી, બોલ્યાચાલ્યા વિના, વગર નાહેલા ડોસાએ દેરાસરનાં પાલખાને અડકી બધાં દેવ ઉપાડી લીધા ને ધીરેથી નીકળી જઈ ઘરના ટાંકામાં દેવને પધરાવવાનો વિચાર કર્યો. ઘડીક શાંત થતાં પાણી પીવાની ગોળીમાં બધા દેવને નાખી દઈ ડોસો છાનેમાને પોતાને ઠેકાણે સૂઈ ગયો અને શું તાલ થાય છે – જામગરી સળગાવી બંદૂકનું નિશાન બરોબર વાગે છે કે નહીં - તે જોતો હોય તેમ, આતુરતાથી વાટ જોવા લાગ્યો, જોતો જોતો નીચલો ઓઠ દાંત તળે ચૂસવા લાગ્યો અને આંખો ચગાવી મૂછે તાલ દેવા લાગ્યો.

ડોશીને દીવાસળી જડી અને તેણે દીવો પ્રકટાવ્યો; પાલખા પાસે દીવો મૂકે છે તો દેવ ન મળે ! ડોશી ચમકી; પાલખાની તળે ને ચારે પાસ શોધવા લાગ્યાં. 'કોઈ દેવને ચોરી તો નહીં ગયું હોય ?' એવી ફાળ પડી, અને બારણું ઉઘાડે તો ડોસાએ કાઢી મૂકેલો ફૂતરો ઊભેલો ને કૂવે ચાકર ગપાટા મારે. ડોશીએ ઘરમાં બૂમ પાડી. બૂમ સાંભળી ચંચળ, ચંડિકા, સુન્દર, દુ:ખબા, ઘરનાં છોકરાં, ગાનચતુર, વિદ્યાચતુર સૌ ચોકમાં ભરાઈ ગયાં. કોઈ કહે પાલખામાંથી ગબડી ગયા હશે, આસપાસ ફરી શોધો.' છેવટે ડોસો આંખો ચોળતો ચોળતો લાકડી પર ટેકી બહાર આવ્યો ને ગુસ્સે થઈ બોલ્યો : 'આ શું તોફાન માંડ્યું છે ? ઘરમાં ન કોઈને ખાવાની ચિન્તા ને ન કોઈને ખવરાવવાની ચિન્તા. એક વાગ્યો ત્યાં સુધી ઘરમાં જાણે બૈરું જ ન હોય તેમ નથી કોઈ પૂછતું કે ખાવાની કેટલી વાર છે ને નથી કોઈ કહેતું કે જમવા ઊઠો... દેવ એના જડવાના હશે તો જડશે ને નહીં જડવાના હોય તો નહીં જડે. પણ આ બધા જીવતા પરમાત્માના પેટની ચિંતા ફિકર હોય કે ન હોય ? એવી ચિંતા ન રાખે તેના પર તો દેવ ન કોપતા હોય તો કોપે. દુ:ખબા, અમને જમાડ તરત. એને તો દેવ જડશે ત્યાં સુધી લાંઘણો કરવી પડશે.'

ડોશીને એક દુ:ખમાં બીજું દુ:ખ આ વચન સાંભળવાનું આવ્યું. પોપચે કરચલીઓવાળી આંખોમાં આંસુ ભરાયાં અને કાન ઉપર હાથ દેતી દેતી બોલી : 'અરેરે, આવાં નાસ્તિક વચન ન બોલતા હો તો ? બળ્યું આ પેટ ને બળ્યા આ ધોળા વાળ ! પેટે દેવની નિન્દા કરાવી ને ધોળા વાળે પણ દેવનું સ્મરણ ન કરાવ્યું. દુ:ખબા ! ચંચળ ! ચંડી વહુ ! આ તમારા પાપને લીધે મારે આ વચન સાંભળવાં પડ્યાં ! નાની વહુ ઘરમાં હરતીફરતી હોય તો મારે આ વખત ન આવે ! ચંચળ, દેવ ક્યાં ગયા તે હું સમજી છું. તારા બાપનો સ્વભાવ તને ખબર છે. જા એમને સૌને જમાડ, મારે તો દેવ જડે ત્યાં સુધી જમવું નથી.' આંખે આંસુ ન માય એમ ડોશી પાલખા આગળ બેસી રોયાં ને આખરે નાકલીટીઓ તાણી દેવને કાલાવાલા કરવા લાગ્યાં : 'મહારાજ ! ક્ષમા કરો – એમનું પાપ મને આવજો ને મારું પુણ્ય એમને જજો ! પણ ક્ષમા કરો !'



ઘરમાંનું સર્વ મંડળ ભરાયું હતું તેમાં સૌની સાથે લડતો લડતો ડોસો સૌને ધમકાવવા લાગ્યો; ઘરની અવ્યવસ્થા બાબત પોતે જેટલું સૂતાં સૂતાં જોયા કર્યું હતું અને જેટલાં જેટલાં જેનાં અપલક્ષણ હતાં તે સૌને ધમકાવી ધમકાવી કહી બતાવ્યાં અને ગાળો ઉપર ગાળો દીધી. ચંડિકાને તથા પોતાની બે દીકરીઓને લાકડી ઉગામી ઘર-બહાર કાઢી મૂકી, સાંકળ દઈ, ગાનચતુરને હુકમ કર્યો કે આપણે સૌને સારુ જમવાનું તૈયાર કર – રાંડોને તો આમ જ ઘટે.'

વિદ્યાચતુર નાનપણથી પરદેશ રહેલો એટલે પિતાનું આવું ઉગ્ર સ્વરૂપ જોવાનો વારો તેને આજ જ આવ્યો. બહાર લોકો ભરાઈ ગયા. નાટક વધી ગયું જોઈ ડોસો હાથમાં નથી એવું સમજી ડોશી દેવમંદિર છોડી પાછાં બહાર આવ્યાં. મહાદેવના ગુણ તપોધન જાણે, તેમ ડોસાનો સ્વભાવ વર્તી જનારી ડોશીને પોતાનો સ્વભાવ બદલવો પડ્યો. ડોસાના વચનમાં સત્ય હતું તે સમજાયું. કુટુંબનું હિત જાળવવું એ પણ એક ધર્મ છે એવો વિચાર થયો, અને ધર્મની ઉત્સાહી ડોશી દેવનું દુ:ખ ભૂલી પતિદેવ ભણી ચાલી. નદી સમુદ્ર પાસે જતાં પોતાનો પટ વધારે વધારે પહોળો કરે તેમ પતિની ઇચ્છા જાણી વળતી ડોશી પોતાના અંતઃકરણને વધારે ઉદાર કરવા લાગી.

'હું શું કરું ? મારો સ્વભાવ છે તે દેવસેવામાં ચિત્ત પરોવાય છે ત્યારે ઘરસેવા પર રહેતું નથી. મારો વાંક હું કબૂલ કરું છું, પણ આટલો બધો કોપ ન ઘટે. ત્રણે જણીઓને બહાર કાઢી તે ઢેડફજેતી થાય છે ને લોક બારણે ભરાયા છે.'

ડોશીએ ત્રણેને ઘરમાં બોલાવી લીધી. ડોસો લોકોને ધમકાવી બારણા બંધ કરી પાછો આવ્યો. 'જા ! દેવને પાણીની ગોળીમાંથી કાઢી લે ! આજ તો ગોળીમાં નાખ્યા, પણ હવે ભૂખે મરીશ તો કૂવામાં નાખીશ.' ડોસો વિકરાળ અને રાતીચોળ આંખ કરી બોલ્યો. ડોશી બિચારી પાણી ભરેલી ગોળીમાં હાથ ઘાલી દેવને લઈ આવી – ડોશીનું એટલું કામ કરવુંયે ન સૂઝ્યું. ધર્મલક્ષ્મીની દેખરેખ નીચે ઘરનો સંસાર પાછો ઠેકાણે પડ્યો; પણ દેવને અપવિત્ર સ્થળે નાખ્યા તે વાતનો ડંખ ડોશીના દિલમાંથી મરણ સુધી ગયો નહીં.

* * *

સૂતકને લીધે ઘરમાં કોઈ ઠેકાણે સ્પર્શ થાય એમ ન હતું, એટલે મળતો અવકાશ ગુણસુંદરી બીજી રીતે રોકવા લાગી. ઘણુંખરું તો ઘરનાં સૌ માણસના મનની સ્થિતિ જાણવામાં તે રોકાતી. માનચતુરની ઓરડીમાં એ કેટલોક વખત ગાળવા લાગી. ડોસાની નાનપણથી તે અત્યાર સુધીની અથઇતિ પૂછતી અને ડોસાના

Scanned by CamScanner

મનના ઊંડા ઊભરા બહાર કઢાવી ડોસાનો શો અસંતોષ છે તે જાણી લેવા પ્રયત્ન કરતી. ધર્મલક્ષ્મી પૂજા કરે ત્યારે તેની પાસે બેસે, દુઃખબા રસોઈ કરે ત્યારે તેની પાસે બેસે, ચંચળ બપોરે નવરી પડે ત્યારે તેની પાસે બેસે, ચંદ્રિકા એકલી પડે ત્યારે તેની પાસે બેસે, ઘરનાં નાનાં મોટાં છોકરાંને વિનોદ આપે ને ઉપદેશ કરે. આમ ઘરનાં સર્વ માણસને તેણે વશ કરી દીધાં. થોડોક વખત ગુણસુંદરી સૌ વેરાયેલા મણિકાની માળા જેવી બની ગઈ. આ સુખસ્વપ્ન ઓથાર વગરનું ન હતું, અંત વગરનું પણ ન નીવડ્યું.

એક દિવસ બપોરે એકલી બેઠી બેઠી પોતાના ઘરના ઇતિહાસનો તે વિચાર કરતી હતી. બાલ્યાવસ્થાનાં સુખદુઃખ સાંભર્યાં. જીવનનો વસંતકાળ-યૌવનકાળ યાદ આવ્યો. હાલમાં કુટુંબભારની વેઠ વહેવામાં એ સર્વ વાતો સ્વપ્નવત્ લાગી. પાંચ પાંચ માસ થયાં પતિ સાથે વાત સરખી પણ થઈ શકતી નહોતી તે વિચાર થયો ને આંખમાંથી આંસુની ધાર ચાલી. ખોળામાં બાળક કુમુદસુંદરી હતી તેના પર આંસુનાં ટીપાં પડ્યાં તે લોહતી લોહતી બોલી : 'અરેરે સુખી દેખાતી દીકરી ! તારેયે શું મારા જેવું થશે ?' સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી આગળ જતાં એક જ ઘરમાં અત્યંત સ્નેહ છતાં પરાયાં જેવાં રહેવાનાં હતાં તે સૂચવનાર અમંગળ શુકન થતા હોય તેમ દીકરીને છાતીસરસી વધારે દાબી.

આજ જરાશંકર મામાને ત્યાં જમવાનું હતું. વિદ્યાચતુર કામમાં રોકાયેલો હોવાથી અવકાશે જમવા જવાનો હતો. પરસાળ ભણી આવતાં ગુણસુંદરી રોતી હોય એવો ભણકારો લાગ્યો. વિદ્યાચતુર એની પાસે આવ્યો. ચંદ્રકળા મોટા વાદળામાંથી નીકળી આકાશને કંઠે લટકી પડે એમ ગુણસુંદરી વિદ્યાચતુરને વળગી પડી. ક્યાં સુધી વિનોદવાર્તા ચાલી. યૌવનકથા ચાલતાં ચાલતાં કુટુંબકથા ચાલવા માંડી. સાહસરાયને કરવી ઘટતી મદદ, કુમારીનું લગ્ન, ચંચળબહેનનાં છોકરાંને માટે કરાવવાનાં લૂગડાં-ઘરેણાં, સાસુજી ધર્મલક્ષ્મીને સંતોષ થાય તે માટે દેવને સારુ કરાવવો ઘટતો રૂપાળો પાલખો – આમ જે સૂઝ્યું તે સઘળું કુટુંબના કલ્યાણ ને આનંદ અર્થે ગુણસુંદરીએ વિદ્યાચતુરને કહ્યું.

એટલામાં તો સાંકળ ખખડી. ઉઘાડી જુએ છે તો સુંદરગૌરી જમીને હાંફતી હાંફતી આવી. વિદ્યા ચતુર પાઘડી પહેરી જમવા જવા નીકળ્યો. તે ગયો ને ગુણસુંદરી પાછી વળે છે તો સુંદરગૌરી રોવા જેવી ધ્રૂજતી ધ્રૂજતી ઊભેલી. ગુણસુંદરી એનું કારણ પૂછે છે ત્યાં ગાનચતુર ઉતાવળો ઉતાવળો અંદર આવ્યો અને સુંદર ઊભી હશે એમ માની ગુણસુંદરીને ખભે હાથ મૂક્યો. ભૂલ સમજાતાં જ ઝંખવાણો પડી ઉપર ચાલ્યો ગયો. ગુણસુંદરી બધું સમજી ગઈ.



એટલામાં ધસતીધસતી ચંદ્રિકા બહારથી આવી ને સુંદરગૌરીને ગાળો દેવા ને તડીતડી ભીંત સાથે દાબવા લાગી. ગુણસુંદરી વચ્ચે પડી ને સુંદરને છોડાવી. પણ સૌ – ધર્મલક્ષ્મી સુધ્ધાં સમજ્યે વગર સમજ્યે ચંદ્રિકાનો પક્ષ લઈ આઘાં ખસી ગયાં ને ગુણસુંદરીને છોભીલી કરી મૂકી.

ક્રોધમાં કાંઈ વધારે-ઓછું બોલાઈ ન જવાય ને એકાંતમાં ઊભરા શાંત થાય એ ઇચ્છાથી સુંદરગૌરી કુમુદને લઈને પોતાની મેડીએ ચડી ગઈ. હૈયું ખાલી કરતાં સુંદર મોટે સાદે રોઈ પડી તે નીચે સંભળાયું; પણ ક્રોધના માર્યા કોઈએ તે પર ધ્યાન આપ્યું નહીં. માત્ર માનચતુર ઘરમાં આવી સૌના ક્રોધનો તાલ જોતો હતો તે એકદમ લાકડી ઝાલી ઉપર આવ્યો. ડોસાએ પૂછ્યું, 'કેમ સુંદર ! કેમ રડે છે ? ગુણસુંદરી, શું છે ?'

સુંદરે તો ઉત્તર ન દીધો. પણ ખરી વાત કહેવાનો લાગ ઠીક આવ્યો છે જાણી જરા ઊંચે સ્વરે ગુણસુંદરી બોલી : 'કોણ જાણે શાથી રુવે છે તે. જમીને બારણું ઉઘાડી આવ્યાં ને તે પાછળ ધસતા ધસતા મોટા ભાઈ આવ્યા ને મને દેખી ચાલ્યા ગયા. ત્યારનાં રડે છે ને કારણ કહેતાં નથી.'

'ઠી-ક !' એ તો સમજ્યો બધું.' ડોસાને ક્રોધ ચઢ્યો. શું બોલવું શું ન બોલવું તેનું ભાન ન રહેતાં મોટે સાદે બોલતો બડબડતો મૂછે હાથ દેતો, પગથિયાં પર લાકડી જોરથી ધબધબ મૂકતો નીચે ઊતરવા લાગ્યો : 'નખોદ વાળવા બેઠો – હરામખોર ? વિચાર નથી કરતો કે એ તો તારી મા થાય ? 'મા' શબ્દ પર ભાર મૂકી દાંત કચડ્યા. ડોસો પરસાળની મેડીએ ચઢ્યો, અંદર પેઠો; ગાનચતુર ચમકી ઊભો થયો ને ડોસાની સામે આવ્યો કે ડોસાએ દાંત ને ઓઠ પીસી લાકડી ઉગામી દીકરાને લગાવી. ગાનચતુર આઘો ખસી ગયો. લાકડી વાગતી રહી ગઈ ને ખાટલા પર પડી તે ખાટલાની ઈસ ભાંગી ગઈ. ડોસાએ પોતાનું બધું જોર કાઢ્યું. આંખોમાંથી તીક્ષ્ણ કટાક્ષ નાખી, ભમર ચઢાવી બોલ્યો : 'કેમ સુંદર તારી મા ન થાય કે ?' બીજા હાથની તર્જની વીંઝી દાંત કચડી વળી બોલ્યો 'જોજે બચ્ચા, આજ તો જવા દઉં છું, પણ ફરી એનું નામ દીધું તો હું માંદોસાદો પણ તને તો પૂરો કરી દઉં એટલી આ શરીરમાં સત્તા છે. ક્રોધથી ધોળા ચળકતા વાળ ઉપર પરસેવાનાં ટીપાં ભરાયાં અને મોગરાના ફૂલ ઉપર ઝાકળ જેવાં દેખાયાં. ઘરનું સર્વમંડળ હારદોર છાનુંમાનું તેના સામું જોતું ઊભું રહ્યું અને તે કોટડીમાં પેસી લાકડી નીચે નાખી દઈ ખાટલામાં બેઠો.

ગાનચતુરને ધમકાવી માનચતુર પાછો ફર્યો ત્યાર પછી સૌ શાંત થઈ ગયાં, એકબીજા પર પ્રીતિ બતાવવા લાગ્યાં ને ગઈ ગુજરી ભૂલી જઈ આ મોટું કુટુંબ

કલ્લોલ કરતું દેખાયું. એક માત્ર ગાનચતુર તેમાં ભાગ લઈ શક્યો નહીં.

તે દિવસે રાતને પહેલે પહોરે માનચતુર પાસે ધર્મલક્ષ્મી આવીને બેઠી અને ડોસો-ડોશી વાતો કરવા લાગ્યાં. ચોકમાં બેઠાંબેઠાં ગુણસુંદરી, ચંદ્રિકા વગેરે વાતો કરતાં કરતાં વચ્ચે વચ્ચે આ વાતો પણ સાંભળતાં હતાં. ડોશીએ ગાનચતુર બાબત આ શી નવાજૂની થઈ તે પૂછ્યું. બધા સમાચાર કહી ડોસો આખરે જરા મોટે સ્વરે અકળાઈને બોલ્યો : 'હવે એ મારાથી સુધરે એમ નથી. હવે તો એને એની બાયડી સુધારે ત્યારે. બાયડી બગડે તે ભાયડાને વાંકે, ને ભાયડો બગડે તે બાયડીને વાંકે. તેં મને સુધાર્યો તો એને એની બાયડી સુધારે, નીકર પડો બે જણ ખાડામાં ?'

ચંદ્રિકાએ આ સૌ સાંભળ્યું ને હૈયું ભરાઈ આવ્યું. રોજ ગુણસુંદરીની અદેખાઈ કરનારી ને એનું વાંકું બોલનારી ચંડિકા આજ અચિંતી રોઈ પડી ને રોતી રોતી બોલી : 'જોયું ભાભી ! આ પણ મારો વાંક ! બીજાની કુટેવ તે હું શી રીતે સુધારું ? મારું જ પ્રારબ્ધ ફૂટેલું. હું શેં મોઈ નહીં ?'

ચતુર ગુણસુંદરી જેઠાણીને પોતાની કરવાનો આ પ્રસંગ ચેતી ગઈ ને જેઠાણીને શાંત કરવા મંડી ગઈ. 'જુઓ, મોટા ભાઈનો સ્વભાવ પડ્યો, તેનું ઓસડ તમારા હાથમાં છે. એમની મરજી ઉપાડી લેવી અને આંગળીને ટેરવે રમાડવા એ તમને ન આવડે એવું નથી. એમની મરજી ઉપાડી એટલે એ તમારા દાસ થયા સમજવા. આપણે ઊકળીએ ત્યારે એ ઊકળે કેની ? આપણે ગોળ ખાધા સાથે કામ રાખવું.'

'એ તો મને કંઈ ન આવડે.'

'અરે મારાં ચતુર ભાભીજી, તમને ન આવડે એમ તે હોય ?' એમ કહી ગુણસુંદરી હસી પડી. ચંડિકા પોતાનાં વખાણ સાંભળી ખુશ થઈ ગઈ, એને હસાવી પટાવી ગુણસુંદરી મેડી પર લઈ ગઈ. ગુણિયલના ગુણે જેઠાણીનું ઝેર ઉતાર્યું હોય તેમ દ્વેષ ઉતારી દીધો અને થોડી વાર ઉપર જે જેઠને આખા ઘરમાં પોતાનું કોઈ માણસ જડતું ન હતું તેને મન નાની ભાભી મા જેવી વત્સલ વસી.

ગાનચતુર નોકરી વિનાનો હતો અને અપકીર્તિ પામી નોકરી ખોઈ બેઠો હતો. વિદ્યાચતુરે મલ્લરાજ પાસે ખાનગી મંત્રીનું કામ કરતા જરાશંકર મામાને તે વિષે કહ્યું હતું; પણ ગાનચતુરના દુર્ગુણોને લીધે કાંઈ ન થઈ શક્યું. પતિથી ન થયું એ કામ ઉપાડવા પત્નીએ પ્રયત્ન કર્યો. પોતે મામાને ઘેર ગઈ. જેઠના ચારિત્ર્ય માટે પોતે જામીન થઈ. મામાથી ગુણસુંદરી તરછોડાઈ નહીં અને થોડા જ દિવસમાં રત્નનગરીમાં ગાનચતુરને યોગ્યતા પ્રમાણે નોકરી મળી. આ ઉપરાંત પુત્રવધૂ મનોહરી સાસુ ચંડિકાને જરાયે ગાંઠતી ન હતી ને ઉદ્ધત તથા ઉચ્છૃંખલ બનતી જતી હતી. તેનેય ગુણસુંદરીએ ધીરેધીરે સમજાવી પટાવી ને મધુરતાથી સુધારી.



આમ ગાનચતુર ને ચંડિકા બે જણ મનમાંથી ગુણસુંદરીનાં દાસ થયાં ને કાયમનાં ઋણી બન્યાં.

ગુણસુંદરીનો સંસારકારભાર હજી પૂરો ન થયો. બે નણંદોની ચિંતા બાકી જ હતી. દુ:ખબા માબાપને હૈયાસગડી જેવી હતી. તેમાં તેનો ધણી સાહસરાય હજી ગામપરગામ અથડાતો હતો અને દુ:ખબા પર કાગળ સરખો લખતો ન હતો. ત્યાં વળી કુમારી પરણવા લાયક બની. પણ એનું દુ:ખ કાપવું એ પૈસા વિના મુશ્કેલ હતું. વિદ્યાચતુરની ટૂંકી આવક લાંબા ખરચમાં વરી જતી તે પોતે જાણતી.

એક દિવસ વિદ્યાચતુરને સ્વસ્થ ચિત્તે બેઠેલો જોઈ તેણે દુ:ખબાની વાત કાઢી. 'કુમારીનું લગ્ન કર્યા વિના તો ચાલે એમ નથી. આપણે આ કામ માથે નહીં લઈએ તો કોણ લેશે ? દેવું કરવું એ ઠીક નથી, પણ મારું પલ્લું કોઈને ઘેર મૂકી રૂપિયા ઉપાડો. બચત થાય ત્યારે પાછું લાવજો. એ બહાને સાહસરાયને પણ બોલાવાશે. રૂપિયા આવે તે બધા લગ્નમાં નહીં જાય; થોડા બચશે તેમાંથી સાહસરાયનું દેવું પતાવો.'

વિદ્યાચતુર હસીને બોલ્યો : 'ઠીક પલ્લું જ્યાં ત્યાં સસ્તું પડ્યું છે ! પલ્લું ગયું પછી તમે શું કરશો ?'

'મારું સૌભાગ્ય હશે તો પલ્લાનો શો ખપ છે ? ને મારું સૌભાગ્ય જ વાંકું હશે તો પલ્લું પણ વાંકું નહીં થાય એમ કોણે કહ્યું ? તમે હશો તો લાખ પલ્લાં છે. કોઈનું કલ્યાણ કરવા પ્રસંગે આપણા ભાવિનો વિચાર કરવો જ ન હોય - ઊઠો મારા ચતુર !'

દુ:ખબાની બાબતમાં કાંઈ રસ્તો કાઢવો એવું વિદ્યાચતુરના મનમાં પણ થયું. પણ સ્ત્રીની પરીક્ષા કરવા, તેની બુદ્ધિની કસોટી કરવા ને હાલ જેટલું તે બોલે છે તેટલું પ્રસંગે પાળે છે કે નહીં તે જાણવામાં પોતે ગમ્મત માનતો. એટલે વિદ્યાચતુરે ગુણસુંદરી જેટલું કરે તે તેટલું કરવા દેવાના માર્ગ પકડ્યા.

ગુણસુંદરીએ કુમારીનું લગ્ન કરવું ધાર્યું ને ઘરમાં પતિની સંમતિથી સૌને વાત કરી. બધાંએ શાબાશી આપી પણ માનચતુર અકળાયો. ડોશી મૂઆની બીક નહીં, પણ જમનો રસ્તો પડવાની બીક. હજી તો ચંચળનાં પણ છોકરાં પરણવાનાં બાકી હતાં. ડોસો ગુણસુંદરીને ખીજી પડ્યો :

'ગુણસુંદરી, વિદ્યાચતુરની કમાઈ હજી લાખે લેખાં કરીએ એટલી નથી. આજથી વ્યવહાર વધારી મૂકશો તો આગળ જતાં પહોંચાશે નહીં. આજ એકને કરશો ને કાલ બીજાને નહીં થાય તો એકને કર્યું ધૂળ મળશે ને બીજાની વખત ગાળો ખાશો. જો તમને ઘણું લાગતું હોય તો કહો દુ:ખબાને અને સાહસરાયને

બોલાવો. પણ ઘરનાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો; એ નહીં બને.'

ડોસો આમ અકળાયો ત્યારે દુઃખબા સુધ્ધાં આખું કુટુંબ હતું. પણ દુઃખબા બોલી નહીં કે 'તમે આટલી ચિંતા શું કરવા કરો છો ?' તે સ્વભાવે ગરીબ છતાં દુઃખને લીધે લોભી અને સ્વાર્થી બની ગઈ હતી.

ગુણસુંદરી વૃદ્ધ શ્વસુરનો ઠપકો ગંભીર મુખથી સાંભળી રહી ને મધુર મધુર હસતી બોલી : 'વડીલનું કહ્યું અમે ક્યારે ઉથાપીએ છીએ જે ? પણ સાહસરાયને બોલાવવામાં ને વર શોધી મૂકવામાં તો તમારેય વાંધો નથી ને ? લગ્નના ખરચનું તો પછી થઈ રહેશે. તમે છો, સાહસરાય છે જેમ ઠીક લાગે તેમ કરજો. હવે કાંઈ વાંધો છે ?' ડોસાને થયું : 'ઈશ્વરે એનું મન જ મોટું કર્યું છે. મારો દીકરો રત્નનગરીનો કારભારી હોત તો આવું મન દીપત - પણ...'

સાહસરાય આખરે આવ્યો. દુઃખબા ધનથી લોભાઈ દ્રવ્યવાન ડોસા સાથે નક્કી કરતી, પણ ગુણસુંદરીએ સમજાવી કજોડું અટકાવ્યું. કુમારીનાં લગ્ન થયાં. લગ્ન પહેલાં ગુણસુંદરીએ પોતાના અલંકાર પતિને આપવા માંડ્યા. પણ લગ્નપ્રસંગે તારે શરીરે કંઈ ન હોય તો આપણું ઠીક ન દેખાય.' કહી વિદ્યાચતુરે અટકાવી.

હિસાબ ચૂકવવાનો પ્રસંગ આવ્યો ત્યાં સુધી ઘરમાંથી કોઈએ એ બાબતની વાત જ કાઢી નહીં. પૈસા વિષે બે જણને ઉચાટ હતો એક ગુણસુંદરીને અને એક ડોસાને. ગુણસુંદરીને થતું કે રખેને વિદ્યાચતુર મારું પલ્લું માગતાં આંચકો ખાય ? ડોસાને ઉચાટ હતો કે રખેને આ ખરચનો ભાર વિદ્યાચતુરને માથે આવી પડે ! ગુણસુંદરીએ કહ્યું હતું કે 'ખરચ તમારે માથે નહીં પડે.' એટલે ડોસાને શાંતિ હતી છતાં જીવ ઊંચો રહેતો. ગુણસુંદરીના મનમાં એવો અર્થ હતો કે 'તમારે માથે નહીં પડે, મારે માથે લઈશ - પલ્લું આપીશ.' આ અર્થની ભ્રાંતિ પણ ડોસાને ન હતી.

લગ્નની પૂર્ણાહુતિ પછી લોકો વિદ્યાસાગર પાસે આંકડા લઈ આવવા લાગ્યા. એક જણ આંકડો આપી ગયો કે તરત ગુણસુંદરી મેડી પર ચઢીને વિદ્યાચતુરને પૂછવા લાગી કે 'તમે શો બેત ધાર્યો ?' વિદ્યાચતુરે હસતાં હસતાં કહ્યું : 'એ તો તમારે વિચારવાનું છે. મને શું પૂછો છો ?'

ગુણસુંદરી મેડીએ ચઢી ત્યારથી માનચતુર ચેતી ગયો કે લગ્નના આંકડાની વાતચીત થતી હશે. તેથી કોઈ દિવસ નહીં ને આજ જિજ્ઞાસાથી તેમની વાતો સાંભળવા લાગ્યો. તેણે જાણ્યું કે લગ્નનું ખરચ તો ગુણસુંદરીના પલ્લામાંથી ચૂકવાય છે ! માનચતુરે ઓઠ કરડ્યો, હાથ વીંઝ્યો, અને પગ પછાડ્યો. 'ધિક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઊભો થયો છે ! અરેરે ! મારે કર્મે એક્કે દીકરો પરાક્રમી ન ઊઠ્યો ! આ દીકરાની બાબતમાં પણ હું છેતરાયો ! મારું કુટુંબબોળુ ! અલ્યા



પલ્લું !'

દંપતી વચ્ચે પલ્લાની વાત પૂરી થતાં ગુણુસુંદરી નીચે ઊતરી ને માનચતુરે પૂછ્યું :

'કેમ ગુણસુંદરી, આ આંકડાવાળાઓ ફેરા ખાય છે તેનું તમારી નણંદ પતાવશે કે નણદોઈ ? કહેતાં'તાંની કે આપણે માથે નહીં પડે ?'

'ના જી, નહીં પડે આપને માથે.'

'ત્યારે કોને માથે પડશે ? આંકડાવાળા મૂકી દેવાના હતા ?'

'આપે પરિણામ જોઈ લેવું. નણંદ-નણદોઈ નહીં આપે તોયે તમારા ઘર ઉપર ભાર નહીં પડે.'

ડોસો હડપચી ચંચળાવતો ઊભો રહ્યો.

'આણે હવે પલ્લું આપવું નક્કી ધાર્યું. સાચું બોલી એણે મને છેતર્યો. એ આટલી કુલીનતા બતાવે ને મારાં ઘરનાં ગધેડાં તે સમજે પણ નહીં ! પણ હુંયે સમજ્યા છતાં ન સમજ્યાં જેવો રહું તો ગધેડાનો સરદાર ! એનું (દુઃખબાનું) પલ્લું અખમ રહે ને ગુણસુંદરી કુમારીને પરણાવવા પલ્લું આપે ! જો, જો ! જો, જો ! બ્રહ્માને ઘેર અંધારું વળી ગયું છે તે ! અને દુઃખબાનું પલ્લું અત્યારે ગૂમડે ઘસી ચોપડવા કામનું નહીં થવા દઉં.'

ડોસો પોતાને ઠેકાણે ગયો. સૌ સૂઈ ગયાં ત્યારે સાહસરાયને બોલાવ્યો ને ગુણસુંદરી એને સારુ પલ્લું આપવા ઊભી થઈ છે તે કહી ધમકાવ્યો. 'હું શું કરું ? મારી પાસે ઝેર ખાવા જેટલુંયે નથી. તમે રસ્તો બતાવો તે પ્રમાણે કરું.' સાહસરાય બોલ્યો. માનચતુરને સાહસરાયની દયા આવી. દીકરીને બોલાવી બધી વાત કહી ને સાહસરાયને ધમકાવ્યો તેથી વધારે એને ધમકાવી પાણી છલ્લી કરી નાખી. 'રાંડ ! એક વિવેક તો કર ! તે લે એવી નથી પણ તું વિવેકમાંથી પણ ગઈ ! ક્યાં મૂક્યાં છે તારાં ઘરેણાં ?'

દુઃખબા બોલી નહીં. ડોસો ખાવા ધાતો હોય તેમ બોલ્યો : 'બોલવું નથી ? 'કેમ ? ઊઠો સાહસરાય, મને ખબર છે તે બધું લઈ લઈએ છીએ.'

દુઃખબા ભડકી ઊઠી. જે પેટીમાં દાગીના હતા તેની આડે ઊભી રહી. ડોસો ચેતી ગયો એટલે અચિંત્યો આંખો કાઢી કૂદ્યો. 'કેમ, આપે છે કે અમે લઈએ ?'

બીનેલી દુઃખબાએ સૌ દાગીના બાપાના હાથમાં મૂક્યા. પ્રાતઃકાળે ડોસો અને સાહસરાય છાનામાના ગામમાં જઈ દાગીના ગીરો મૂકી દ્રવ્ય લઈ આવ્યા.

આણી પાસ ગુણિયલે અલંકાર કાઢી વિદ્યાચતુરને આપ્યા. અસંકાર વિનાની અડવી થયેલી પત્નીના સામું વિદ્યાચતુર જોઈ રહ્યો. હસતો હસતો પોતાના કબાટ

પાસે લઈ ગયો. રૂપિયાની થેલી ઉઘાડી અને બોલ્યો : "ગુણિયલ, તારા ગુણની સીમા જોવાને અને અલંકાર વિના પણ તું સુંદર લાગે છે કે નહીં તે જોવા આટલું કર્યું. બાકી બહેનના ખરચના રૂપિયા તો ઈશ્વરે આપેલા જ છે. તારા અલંકાર તો પહેર જ !'

શરમાતી આનંદલીન બનતી આર્યા અલંકાર પહેર્યા વિના જ નીચે ચાલી ગઈ. તે પછી માનચતુરે વિદ્યાચતુરને બોલાવ્યો ને કોને કેટલા રૂપિયા આપવાના છે વગેરે જાણી લીધું. સાહસરાયને સાથે લઈ, સૌને ઘેર વિદ્યાચતુરને નામે ડોસો નાણાં ભરી આવ્યો.

માનચતુરને હવે સ્પષ્ટ લાગ્યું કે ગુણસુંદરીને આ જંજાળમાંથી છૂટી કર્યા વિના સંસારનું સુખ કે શાંતિ એ ભોગવી શકવાની નથી. એટલે માનચતુરે ધીમે ધીમે બધું પાર ઉતારવા યુક્તિઓ કરવા માંડી. સાહસરાયે પલ્લાના બાકીના પૈસામાંથી હવે ધંધો કરવા માંડ્યો છે ને એને પરદેશમાં હરકત પડે છે કરી દુઃખબાને પરિવાર સાથે વિદાય કરી. ગાનચતુરને સમજાવી જુદો કાઢ્યો. એમ કરતાં માનચતુરને શરીરે કાંઈ અસુખ રહેતું થયું, તેનું નિમત્ત કાઢી પાણીફેર કરવાને મિષે માનચતુર ધર્મલક્ષ્મી તથા ચંચળને એના વિસ્તાર સાથે લઈને મનોહરપુરી રહેવા ગયો. ગુણસુંદરીના ઘરમાં હવે માત્ર પોતાનું કુટુંબ તથા સુંદરગૌરી એટલાં જ રહ્યાં.

પક્ષીઓ પ્રાતઃકાળે ઝાડ પરથી વેરાઈ જાય તેમ ગુણસુંદરીના ઘરમાંથી સર્વ જતાં રહ્યાં અને તે એકલી પડી. ઘણીક વખત તે એકલી એકલી સૌને સંભારી રોતી. અનુકૂળ પડ્યે મનોહરપુરી જઈ આવતી પણ ખરી.

આમ એકલી પડી તે પછી એને ઘણા ઘણા અનુભવ થયા. કુમુદસુંદરી પછી બે વર્ષે કુસુમસુંદરી જન્મી. પછી કંઈ સંતતિ ન થઈ. પોતે જરા વધારે મોટી થઈ ત્યાં સુધી પ્રસંગે એમ થતું કે એક પુત્ર હોય તો સારું. પણ સત્પતિ, સદ્નુભવ અને સદ્બુદ્ધિને બળે એ અસંતોષ મટી ગયો : કેટલેક વર્ષે એવાં વર્ષ આવ્યાં કે કુટુંબમાંથી એક પછી એક એમ સૌ માણસ ગત થવા લાગ્યાં. પ્રથમ ધર્મલક્ષ્મી, પછી ચંચળ, પછી તેનાં સર્વ છોકરાં, તે પછી દુઃખબા, તે પછી ગાનચતુર અને આખરે ચંડિકા.

હાલમાં વિદ્યાચતુર અને ગુણસુંદરી બે જ રત્નનગરીમાં રહેતાં. કુમુદસુંદરી સાસરે જતી રહી. સર્વ ગયા છતાં વૃદ્ધ માનચતુર ઘણાક ઘા ખમી જીવતો હતો અને મનોહરપુરીમાં રહેતો હતો. તેની ચાકરી કરવા સુંદર પણ મનોહરપુરી જ રહેતી હતી અને વેશકેશનો ત્યાગ કરી પૂર્ણ વિધવાવ્રત પાળતી હતી.

❑

૧૩

## મનોહરપુરીમાં એક રાત્રિ

જે વખતે સરસ્વતીચંદ્ર અર્થદાસની સાથે વાસમાં પડ્યો હતો, તે વખતથી તે છેક સંધ્યાકાળ સુધી ગુણસુંદરી મનોહરપુરીમાં ઓસરીના ઓટલા પરની સીડીને અઠીંગી રસ્તા પર નજર કરતી ઊભી હતી. તેનું ચિત્ત ભાગોળ ભણીનો માર્ગ અને પોતાના કુટુંબનો ભૂતકાળ બેની વચ્ચે ફેરા ખાતું હતું. ચારે પાસ અંધકારની પછેડી પથરાવા લાગી ત્યારે ગામને પાધરેથી બે સવાર દોડતા દોડતા આવતા જણાયા. એ સવાર સુવર્ણપુર મોકલેલા અબ્દુલ્લા અને ફતેસિંગજી હતા. તેમણે ગુણસુંદરીના હાથમાં કુમુદની ચિઠ્ઠી મૂકી. 'હું આજે સંધ્યાકાળે નીકળી કાલે સવારે આવી પહોંચીશ ને મારું હૈયું આજ ભરાઈ આવે છે તે કાલ તમને મળીશ ત્યારે ખાલી કરીશ.' એમ એમાં લખ્યું હતું.

કાગળ વાંચે છે એટલામાં માનચતુર, સુંદરગૌરી, કુમુદસુંદરી, ચંદ્રકાંત વગેરે મંડળ ભરાઈ ગયું. કુમુદસુંદરીએ પણ કાગળ ફરી મોટેથી વાંચ્યો. ચંદ્રકાંતે પણ હાથમાં લીધો અને અક્ષર સરસ્વતીચંદ્રના હાથના જોયા હોવાથી નિઃશ્વાસ નાખી પાછો આપ્યો. 'હૈયું ભરાઈ આવે છે તે ખાલી કરીશ.' એ શબ્દો મનમાં ફરીફરીને આણી ગુણસુંદરી હજાર તર્ક કરવા લાગી અને સવારોને દીકરીના તથા અન્ય સૌના સામાચાર પૂછવા લાગી.

રાત્રિ પડી ને સૌ વાળુ કરવા બેઠાં. એક ગરીબ માબાપ વગરની છોકરી ગુણસુંદરીએ ઉછેરી મનોહરપુરીમાં મોટી કરી હતી. તે પણ પાસે બેઠી ને તેણે ગીત ગાવા માંડ્યું.

'જઈ કહેજો મા ને બાપ, દીકરી તમારી રે,
મરી ગઈ સાસરિયામાંય પરદેશ નાખી રે,
મારો જીવવામાં નથી જીવ, પણ ઓ માડી રે !
તમે મળવા તલસે જીવ, નથી તું જતી છાંડી રે.'

આ ગીત ગુણસુંદરીને ચિત્તવેધક થયું, તેની આંખ સુધી આંસુ ઊભરાયાં

ને તે બેબાકળી જેવી થઈ ગઈ. છોકરીએ જરા વધુ લહેકાથી બીજું ગીત ગાવા માંડ્યું. છોકરી બોલી : 'એક છોડી સસરાની બારીએ એકલી બેઠી બેઠી પિયરની વાટ ભણી જોઈ નિસાસા મૂકે છે ને રસ્તામાં જનાર સાથે કહાવે છે :

'મારા પિયરનો આ પંથ, નજર ન પહોંચે રે,
મારું હૈયું ઘડીમાં આજ પિયર ભણી દોડે રે.
ઓ આ મારગના જાનાર, પિયર મારે જાજે રે,
જઈ કહેજે મા ને બાપ, દીકરી સંભારે રે.'

આ લીટીઓ ગુણસુંદરીના હૃદયને હલમલાવી રહી. કરુણ રસની સીમા આવી. દીકરીની પરદેશમાં શી દશા હશે તે વિચાર સાથે સરસ્વતીચંદ્ર જેવા વરની હાનિ ગુણસુંદરીના મનમાં તરી આવી અને ગીતથી આર્દ્ર બની રોવાય એટલું રોઈ.

કુસુમસુંદરી માની જોડે જમવા બેઠી હતી. હવે એને તેરમું વર્ષ ચાલતું હતું અને ફૂટતી જુવાનીમાં બાળા પ્રવેશવા લાગી હતી. રોતી ગુણસુંદરીને દેખી કુસુમસુંદરી બોલી ઊઠી : દાદાજી, જોયું કે ? ગુણિયલની આંખમાં આંસુ આવ્યાં ને રુવે છે !'

વૃદ્ધ માનચતુર પૌત્રીના ઓઠમાંથી અક્ષર પડતાં મલકાઈ ગયા ને બોલ્યા : 'બહેન, એ તો તારી જ આબરૂ ગઈ કે તું પાસે છતાં રુવે છે.' સૌ હસી પડ્યાં.

'ના, ના, એ તો એમ નહીં. જુઓ, એ તો રત્નનગરીમાં સરસ્વતીચંદ્રનું વાંકું બોલતી હતી ને કહેતી હતી કે બાપે બે બોલ કહ્યા તેટલા ઉપરથી આટલો રોષ ચઢાવવો એ તો છોકરવાદી છે. ત્યારે સાસુનણંદનાં મેણાં ન સંભળાયાં ને વહુને ઓછું આવ્યું એવું ગીત સાંભળતાં જ આવડાં મોટાં ગુણિયલ રોઈ પડ્યાં એ છોકરવાદી નહીં ? મેં તે દિવસે ગુણિયલને કહ્યું તું કે સરસ્વતીચંદ્રને ઠપકો દેતાં પહેલાં વિચારજો જે આપણે પોતે એને ઠેકાણે હોઈએ તો કેવું લાગે ?'

'ત્યારે તો એમ કહેને કે તું જીતી ને તારાં ગુણિયલ હાર્યાં !'

'હાસ્તો, એક વાર નહીં ને હજાર વાર.'

'બહેન, માને જિતાય નહીં, હોં !' સુંદરીગૌરી એને માથે હાથ ફેરવતી ફેરવતી બોલી.

'સરસ્વતીચંદ્ર, કુમુદસુંદરી ગરીબ સ્વભાવની છે, પણ તારે યોગ્ય તો આ જ છે – એ તારા માથાની નીવડશે અને તારા સદાના ગંભીર અને આડા સ્વભાવને પાંશરો કરશે - પણ - ઓ દિન કહાં ?' નિઃશ્વાસ મૂકી, મનમાં આમ બોલી, ચંદ્રાકાંત જોઈ રહ્યો. ચંદ્રકાંતને એની સાથે બોલવાનું મન થયું ને સ્મિત કરી બોલ્યો : 'બહેન, તમારાં માતુશ્રી જેનો વાંક કાઢે તેનો પક્ષપાત તમારાથી કેમ થાય ?'



કુસુમસુંદરી પળવાર ગૂંચાઈને બોલી : 'ચંદ્રકાંતભાઈ ! એમ હોય તો જે સરસ્વતીચંદ્રે મારી બહેનોનો ત્યાગ કર્યો છે તે બહેનના કુટુંબ પર તમારા જેવા મિત્રની મમતા કેમ હોય ? જેવો તમે અમારા ઉપર પક્ષપાત રાખો છો તેવો અમે સરસ્વતીચંદ્ર પર રાખીએ એ અંતઃકરણનો સંબંધ.'

ચંદ્રકાંત મહાત થયો. માત્ર મનમાં બોલ્યો : 'તારે તો આ જ જોઈએ-પણ-તું ક્યાં ?' સરસ્વતીચંદ્ર સુવર્ણપુર છોડી નીકળ્યો, તે ક્યાં ગયો હશે તેની કલ્પના ચંદ્રકાંતને ચિંતાતુર બનાવવા લાગી.

ચંદ્રકાંત અને માનચતુર એક ખંડમાં સૂવાના હતા. ત્યાં સૂતા સૂતા વાતો કરવા લાગ્યા. માનચતુરે સરસ્વતીચંદ્ર શાથી ઘર છોડી નીકળ્યો એની સર્વ વિગત પૂછી લીધી. ચંદ્રકાંતે અથથી ઇતિ સુધી આખી વાત લાગણીથી કહી. વિદ્યાચતુરે સરસ્વતીચંદ્રનો દોષ કાઢ્યો હતો તે પણ કહ્યું અને વિદ્યાચતુરના જ પિતા આગળ વિદ્યાચતુરના મતનું રસથી, છટાથી, જુસ્સાથી ખંડન કર્યું.

અનુભવથી માનચતુર દંશ પામેલા સ્નેહને આશ્વાસન દેવું એ પોતાનો ધર્મ ગણી બોલ્યો : 'ચંદ્રકાંત, સરસ્વતીચંદ્રનો વિચાર બધું જોતાં ખોટો ન હતો. કુમુદસુંદરી ગુમાનબા સાથે રહી સુખી ન થાત. વિદ્યાચતુરને ભાગ્યે અમારાં આ ગુણસુંદરી મળી ગયાં છે ને એમણે જગતનો ભાર જણાવા દીધો નથી એટલે એ આ વાત ન સમજે. બાવીસતેવીસ વર્ષની છોકરીએ મોટાને કચરી નાખે એવો ભાર ફૂલની પેઠે ઝીલી લીધો; નાનું નાનું શરીર રૂપાની આરતી પેઠે આખા ઘરમાં ફરી વળે; અને જ્યાં ફરી વળે ત્યાં અજવાળાનો સાક્ષાત્કાર. મારા પુત્રનો દોષ એટલો કે એણે એમ જાણ્યું જે આખા જગતમાં ઘેરઘેર ગુણસુંદરીઓ જ વસતી હશે ને ગુણસુંદરી થવું તે રમત વાત હશે. ઘેબર ખાનાર, જાર ખાનારની કથા ક્યાંથી જાણે ? પણ હું તો જાણું છું. સરસ્વતીચંદ્રને લક્ષ્મીનંદનના વેણ વસમાં લાગ્યાં તે લાગે જ. એ કૂમળું ફૂલ ! એ તો હિમના કટકાનો ભાર કેમ સહી શકે ?

ગુમાનને તો સામું લાંઠ માણસ જોઈએ - મારી કુસુમના જેવું – કેમ કુસુમ ? ગુમાનને તું પાંશરી કરે કે તને ગુમાન પાંશરી કરે ?'

મૂળ વાતનો દોર હાથમાં લઈ માનચતુર બોલ્યો : 'ચંદ્રકાંત, સરસ્વતીચંદ્રને રોગ પારખતાં આવડ્યો પણ ઔષધ આવડ્યું એમાં તો તમે પણ ના નહીં કહો. એમણે કુટુંબ છોડી વનવાસ લીધો. એટલી બુદ્ધિ ઓછી. લક્ષ્મીનંદનથી જુદા રહેવામાં બાધ ન હતો. ભેગા રહેવાનો આપણો ચાલ ખોટો નથી, પણ તે ક્યાં સુધી કે બધાંની આંખમાં અમીદષ્ટિ હોય ને બધામાં સંપ હોય ત્યાં સુધી. સાહેબલોકને હુતો ને હુતીનું સુખ. પણ આપણા કુટુંબનું સુખ તેઓ સમજતા નથી. આપણા કુટુંબમાં તો

કહો કે મારો ને આ મારી અનાથ ગરીબડી સુંદરગૌરી બેનો વગર ઊતરાવ્યે વીમો ઊતરાવ્યો છે.'

વિદ્યાચતુરની વાતથી ચંદ્રકાંત જેટલો ગુસ્સે થયો હતો તેટલા જ પ્રમાણમાં માનચતુરની અનુભવી વાતચીતથી તે ઠંડોગાર થઈ ગયો. રાત ઘણી ગઈ હતી. સર્વ પોતપોતાના શયનખંડ ભણી વેરાયાં. કુમુદસુંદરીના વિચારથી ગુણસુંદરી ચિંતા કરતી જાગતી સૂતી હતી. થોડો વખત થયો એટલામાં બારણે કોઈ કડું ઠોકતું સંભળાયું. કુસુમે બારણું ઉઘાડ્યું. ફતેસંગ હાથમાં ફાનસ લઈ દાખલ થયો. ફતેસંગે કુમુદસુંદરીએ સરસ્વતીચંદ્ર વિશે કહાવેલા સમાચાર કહ્યા અને બહારવટિયા એને ખેંચી ગયા ત્યાં સુધી કહી બતાવ્યું. વધારે પત્તો મેળવવા હરભમજી ગયો હતો તે પણ કહ્યું.

ગુણસુંદરી અકળાઈ. 'હેં ! શું સરસ્વતીચંદ્ર જડ્યાયે, ખરા ને ખોવાયા પણ ખરા ? અરેરે ! સુંદર ! એમનો ઉતારો બુદ્ધિધનને ઘેર હતો. કુમુદના પત્રનો અર્થ સમજ્યાં કની ? હૈયું ખાલી કરવાનું એ લખે છે તે એ જ બીજું શું ?'

ગુણસુંદરી કંઈક શાંત થઈ. વડીલને ને ચંદ્રકાંતને અત્યારે ઉઠાડવાનું નિરર્થક લાગ્યું. ફતેસંગ ગયો. કુસુમે સાંકળ વાસી; અને ગુણસુંદરી બોલી : 'સવાર સુધીમાં કોણ જાણે શાયે સમાચાર આવશે. ચંદ્રાકાંતને ભાઈબંધનો દોષ ન વસે, પણ આવી દશામાં આવી પડવાનું સરસ્વતીચંદ્રને શું એવું કારણ હતું ?'

સુંદર : 'ભાવિમાં લખેલું તે એ પણ શું કરે ?'

કુસુમ ગાતી ગાતી ગણગણી : 'લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર.'

એટલામાં ફરી બારણું ખખડ્યું, સૌ ચમક્યાં. ગુણસુંદરીના 'કોણ ?' ના જવાબમાં 'બા ઉઘાડો, એ તો હું ફતેસંગ ને હરભમજી.' કહેતા બંને દાખલ થયા. જરાક આગળ ઊંધે પગે બેસી હરભમજી ખોંખારતો ખોંખારતો સમાચાર કહેવા લાગ્યો. બહારવટિયાઓની કથા ને કુમુદસુંદરીને પકડવા તેમણે કરેલ સંકેત જણાવ્યો ને બોલ્યા, 'બા, રજ પણ ગભરાશો નહીં. એક પાસ બુદ્ધિધનભાઈની હાક વાગે છે અને બીજી પાસ મહારાજ મણિરાજના નામથી જગત કંપે છે. વિદ્યાચતુરભાઈનાં છોરુ ઉપર હાથ ઉપાડનારનું ભવિષ્ય ફરી વળ્યું સમજવું.'

સુંદરગૌરી રોઈ પડી. કુસુમ કંપવા લાગી અને ગુણસુંદરી સજ્જડ થઈ ગઈ. માનચતુરને જગાડવા ફતેસંગ જતો'તો ત્યાં જ માનચતુર અને ચંદ્રકાંત જાગી ઊઠ્યા અને 'શું છે ? શું છે ?' પૂછવા લાગ્યા. ગુણસુંદરીએ સર્વ સમાચાર કહ્યા. સરસ્વતીચંદ્રનું તો જે થયું તે થયું – તરત તો કુમુદસુંદરીને બચાવવાની વધારે અગત્ય હતી.



માનચતુરે હરભમજી સાથે મસલત કરી ને બહારવટિયાઓનો સામનો કરવા કેટલી ટુકડીઓ ક્યાં રાખવી, કુમુદનું રક્ષણ શી રીતે કરવું તે બધું નક્કી કર્યું. કુમુદને આવવાની જગ્યાએ પરતાપ નક્કી ફર્યા કરવાનો. એકલો અબ્દુલ્લો એને ન પહોંચે એટલે એની સાથે કોઈ વધારે હુશિયાર માણસની જરૂર જણાઈ. ડોસો બોલ્યો : 'હું જઈશની અબ્દુલ્લાની જોડે જે ?' ગુણસુંદરીએ વડીલને આવા જોખમમાં ન પડવા ઘણું કહ્યું, પણ ડોસો એકનો બે ન થયો. પાયજામા, તલવાર ને બંદૂક કઢાવી ડોસો તૈયાર થવા લાગ્યો. ચંદ્રકાંત શસ્ત્ર વાપરી જાણતો નહોતો. વળી ઘેર એક પુરુષની જરૂર પણ હતી. તેથી ઘરની જવાબદારી એને સોંપાઈ. નાનાસાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ અને આવડ માનચતુરમાંથી અદશ્ય થયાં ન હતાં. પ્રસંગ આવ્યે સૂતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહ જ હોય છે, તેમ માનચતુર આજ શૂરજનની ઉશ્કેરાયેલી અવસ્થા અનુભવવા લાગ્યો. જતાં જતાં, 'ચંદ્રકાંત, તમે તો ઘેર જ રહેજો – બધી સ્ત્રીઓનું રક્ષણ થશે તે ભેગું તમારું પણ થશે. ખમા અંગ્રેજ બહાદુરને કે હથિયાર લઈ લીધાં અને સ્ત્રીઓની તેમ જ તમારા જેવા પુરુષોની ચિંતા ઉપાડી લીધી.' એમ માનચતુર કહેવા લાગ્યો. ચંદ્રકાંત આભો બની સરકાર ઉપર મનમાં ખીજવાતો હતો. ત્યાં માનચતુર બોલ્યો - 'મૂંઝાશો નહિ. આં ઉતાવળનો પ્રસંગ વાદવિવાદ કરવાનો નથી. હું તમને બંદૂક આપું, પણ દારૂગોળાને ઠેકાણે કાંઈ તેમાં ચોપડીઓ ભરાય એવું નથી. મને વાત કરવા વખત નથી. હું હથિયાર બાંધી જાઉં છું. પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી કાઢજો.'

❑

૧૪

## જંગલ, અંધારી રાત અને સરસ્વતીચંદ્ર

અર્થદાસ મણિમુદ્રા લઈ પલાયન થઈ ગયો ને દિવસ પૂરો થતાં રાત્રિ આવી પહોંચી. કંઈક પ્રકાશ અને કંઈક અંધકાર એ બેની મેળવણી શૂન્ય અરણ્યમાં એકલા માનવીનું હૃદય કંપાવે એવી હતી. ઝાંખી દૂબળી ચંદ્રલેખા પણ વિશાળ આકાશના એક ખૂણામાં ઊગી. તે વેળા સરસ્વતીચંદ્ર મૂર્છામાંથી જાગી ઊઠ્યો. પળવાર પવનથી ખડખડતા ચારે પાસના જંગલ ભણી નજર ફેરવવા લાગ્યો. જંગલના ઊંડા ઊંડાણમાં પડતી ભયંકર પ્રાણીઓની ચીસો સાંભળી ચમક્યો અને પળ વાર આ નવા અચિંત્યા સ્વપ્નથી હૃદયસ્તંભ પામી, છાતી પર હાથ મૂકી ચારે પાસ દષ્ટિ ફેરવવા લાગ્યો. 'હા ! જે મહારાત્રિનાં દર્શન કરવાનો અભિલાષ હતો તે આ જ ! કુમુદ ! હવે હું તને ભૂલું છું ! તું દિવસમાં રહી – હું રાત્રિમાં આવ્યો !'

જે ક્ષણે સરસ્વતીચંદ્ર જડ જેવો, મૂર્ખ જેવો, શબ જેવો, સ્વપ્નસ્થ જેવો, સમાધિસ્થ જેવો, આ પ્રમાણે ઊભો હતો તે પ્રસંગે રાત્રિ પણ એના જેવી નિરંકુશ બની. ચારે પાસ અંધકાર વ્યાપી ગયો. ઘર છોડ્યું, લક્ષ્મી છોડી, પિતા છોડ્યા, કુમુદ છોડી અને સ્નેહ પણ છૂટી ગયો. એ સર્વ પટ સરી જતાં, સરસ્વતીચંદ્ર અત્યારે જંગલ વચ્ચે, અંધકાર વચ્ચે, ઊભો રહ્યો અને ઊંડા વિચારમાં વિચારશૂન્ય જેવો બની ગયો. આખા દિવસની ભૂખ અને તરસ હવે સામટું આક્રમણ કરવા લાગી. અને સરસ્વતીચંદ્ર મૂર્છા ખાઈ ફરી પૃથ્વી પર ઢળી પડ્યો.

અંધકારની સેના ચારે પાસથી જોરથી ધસારો કરતી હતી. મોટા બાણાવાળી ઉગ્રબળથી બાણ ફેંકતા હોય અને તેના સુસવાટ ચારે પાસ મચી રહ્યા હોય તેમ પવન સુસવાટા નાખી રહ્યો હતો. આખા જંગલમાં શિકાર અને શિકારની દોડાદોડ મચી રહી હતી અને સિંહવાઘના પંજા અને નખ ધબ લઈને ગરીબ પ્રાણીઓના કોમળ માંસમાં ખૂંચી જતા હતા. શૂરા સવારો પેઠે વાઘ, નાનાં ઝાડ અને ઘાસ ઉપર ફાળ ભરતા વેગથી ચાલ્યા જતા હતા અને ચોમાસાના પૂર પેઠે ઠેકાણે ઠેકાણે ઘૂઘવાટ કરતા હતા. મૃગપતિ સિંહ – મોટું વાદળું ગાજતું હોય – તોપ ધડૂકતી



હોય – તેમ મહાગર્જના કરી રહ્યો હતો. હાથીઓ અને પાડાઓ બરાડા પાડતા પાડતા નાસાનાસ કરી મૂકતા હતા. ઝાડ ઉપર સૂતેલાં પક્ષીઓ જાગી ઊઠતાં હતાં. આખા જંગલમાં અને આઘેના સુંદરગિરિનાં કોતરમાં વિકરાળ પડઘા પડી રહ્યા હતા. કાળજું કહ્યું ન કરે એવે સ્થળે તે સમયે સરસ્વતીચંદ્ર ત્રિભેટા આગળ વચ્ચોવચ એકલો પડ્યો પડ્યો મૂર્છાસમાધિ સાધતો હતો.

સરસ્વતીચંદ્રની મૂર્છા વળી, તોપણ ઊઠવાની કે બોલવાની તેનામાં શક્તિ રહી ન હતી. ઊઠવાની જ શક્તિ નહીં તો નાસવાની ક્યાંથી હોય ? મરણકાળ પાસે આવતો લાગ્યો તેની સાથે ભૂતકાળ ખડો થયો. પિતા, કુમુદસુંદરી, અને પ્રિય ચંદ્રકાંતનાં દીન મુખ નેત્ર આગળ આવી ઊભાં. બ્રહ્મહત્યા જેવી સ્નેહહત્યા ફરીફરી સાંભરી આવી.

એવામાં રસ્તાની એક બાજુ પરની ઝાડીમાં કાંઈક ખખડાટ થયો અને થોડી વારમાં એક મહાન અજગર – કાળો નાગ ફૂંફાડા મારતો ઝાડીમાં રસ્તા ઉપર દાખલ થયો અને ફુવારાના પાણી પેઠે ઊછળતો ઊછળતો, સમુદ્રના મોજા પેઠે, સરસ્વતીચંદ્ર પડ્યો હતો તે તરફ આવ્યો. સર્વ સંસારનો હવે અંત આવે છે એમ સમજી, ક્ષોભ તજી સરસ્વતીચંદ્ર શાંત થઈ ગયો, શ્વાસ રૂંધી હાલતો – ચાલતો બંધ થઈ ગયો. સર્પ આડોઅવળો વાંકો થતો, એની પાસે આવ્યો, ચારે પાસ પ્રદક્ષિણા કરવા લાગ્યો. પોતાની પહોળી મોટા પાંદડા જેવી અગ્રફણા ઊંચી કરી કંપાવવા માંડી. સરસ્વતીચંદ્રની છાતી પર નાગરાજ ડોલવા અને ભયાનક ડાકલી વગાડવા લાગ્યો. સરસ્વતીચંદ્રના ધૈર્યની સીમા આવી ગઈ અને સાપ કરડ્યો હોય એવી જ વૃત્તિ આ દેખાવ જોઈ થઈ ગઈ. શરીરના અવયવ મરી ગયા જેવા થયા. અંતે એકદમ પૂંછડું જોરથી સરસ્વતીચંદ્રના મોં પર ઝાપટી, સાપ સામે રસ્તે ચાલ્યો ગયો. તે પળે 'ઓ કરડ્યો ! એવી વેદના સરસ્વતીચંદ્રમાં વિષ પેઠે વ્યાપી ગઈ. જંગલ પાછું હતું તેવું થઈ ગયું. સરસ્વતીચંદ્રના હૃદના ધબકારા પણ બંધ થઈ ગયા. એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ લાગવા માંડ્યો. ચારે પાસનું જંગલ, પૃથ્વી, આકાશ અને સર્વ દિશાઓ આ પુરુષના પ્રાણને વાસ્તે પોકારતી હતી અને 'ઓ સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ! ઓ ! ઓ !' એવી લંબાતી કારમી ચીસ જાણે આખા અરણ્યમાંથી તાડનાં વચાળમાં થઈને નીકળતી હતી, તે ઠેઠ મનોહરપુરીમાં ચંદ્રકાંતના હૃદયને ચીરતી હતી અને સુવર્ણપુરમાં કુમુદસુંદરીની આંખોમાંથી ઊંઘને હાંકી કાઢી પ્રમાદધનનું રંગભવન સ્મશાન જેવું કરી દેતી હતી.

માનવીનો પગસંચાર આ અરણ્યમાં થવો અસંભવિત હતો. તેવે આ પ્રહરે જે રસ્તે સરસ્વતીચંદ્ર શબવત્ પડ્યો હતો ત્યાં કેટલેક છેટે પૂર્વ દિશામાં ભૂતાવળી

જેવું એક ટોળું આવતું હતું. ત્યારે રાત્રિના અગિયાર વાગ્યા હતા અને રાત્રિ વધી તેમ તેમ ભયંકર થતી ગઈ. ભયંકર પશુઓની ચીસ વધતી ગઈ. ઘુવડ ઠેકાણે ઠેકાણે ઘૂઘવવા લાગ્યાં. ક્વચિત્ એકાદ રડીખડી કાળાશ પાડતી નાની વાદળી સિવાય જ્યાં જુઓ ત્યાં તારા જ તારા અને વચ્ચે ભયંકર કાળું આકાશ. ઝાકળ પણ પડવા માંડતું હતું અને પરસેવા પેઠે એકઠું થઈ સર્વને ઠંડાગાર કરી નાખી કંપાવતું હતું.

આ ટોળાની આસપાસ કેટલાક જણ વાંસના ભારા બાંધી તેને મશાલો પેઠે સળગાવી ચાલતા હતા. તેના રાતાપીળા ભડકા ઝાડો અને તાડોની વચ્ચે અંધકારના શિખર-કળશ જેવા લાગતા હતા. આ ટોળામાં સર્વેને માથે શિવના ગણની પેઠે મોટી જટાઓ ઊંચી બાંધી હતી. કાળા વાળની ઊભી ગડો અજવાળામાં મોટા સાપની પેઠે ચળકતી હતી અને જટાઓ ઊભા રાફડાઓ જેવી લાગતી હતી. આ ટોળું બાવાઓનું હતું.

નાગ ગયો અને થોડી વાર થઈ હશે એટલામાં તો બાવાઓનું ટોળું સરસ્વતીચંદ્રનું શરીર પડ્યું હતું તે જગા આગળ આવ્યું. આશરે ત્રીશ બાવાઓનું ઝુંડ હતું અને સૌની વચ્ચે એક રથ હતો. તેને બળદ ન જોડતાં બાવાઓ જ ખેંચતા હતા. બાકીના બાવાઓમાંથી કેટલાક કરતાળ, ડફ, કાંશીઓ, વગેરે લઈ વગાડતા હતા. કેટલાક પાસે માત્ર મશાલો હતી. કેટલાકની પાસે લાંબી ઉઘાડી તલવારો હતી. એક જણની પાસે ભગવા રંગનો ઊંચો ઝંડો હતો, તે રાત્રે પણ ઉનાળાના પવનના સપાટાથી ફરફરતો હતો. રાખથી ભરેલી જટાઓ, ભસ્મથી ભરેલાં, માળાઓના ભારથી લચી પડતાં અર્ધાં ઉઘાડાં ને અર્ધાં ભગવે લૂગડે ઢંકાયેલાં કાળાં પ્રૌઢ બળવાન શરીર, સિંહવાઘને પણ ડરાવતી આખા વનમાં પડઘા ભરતી જાડી ફાટી ભજનની નિર્ભય બૂમો, અને એકાંત ભયંકર જંગલમાં ભજનની લહેમાં ઉન્મત્ત પડતા પગના ધબકારા - આ સર્વથી આ અલમસ્ત જોગીઓનું ટોળું આખા જંગલને, ચડાઈ કરી, સર કરતું લાગતું હતું. ફાળો ભરતા ભરતા, ત્રાડો નાખતા નાખતા, મશાલોની ગુફાઓમાંથી ઉછાળા મારતા હોય તેમ ધસતા ધપતા બિહામણા બાવાઓ સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પહોંચ્યા. મહારુદ્રની આસપાસ વીંટળાઈ વળતા ભયંકર ગણોના ટોળા પેઠે આ ટોળું સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પહોંચ્યું. એ ચગદાઈ જાય તે પહેલાં મશાલોનું અજવાળું એની પર પડવાથી સૌની આગળ ચાલતો બાવો ચમક્યો, ખચક્યો. સર્વ ટોળું ઊભું રહ્યું. ગાડીમાંથી જોગીશ્વરે બૂમ પાડી : 'મોહનપુરી, શું છે ?' મોહનપુરી બોલ્યો : 'ગુરુજી, માણસનું શરીર શબવત્ પડેલું છે. આજ્ઞા હોય તો જોઉં કે જીવે છે કે શબ છે.' ગુરુજીએ ધ્યાન ધરી આજ્ઞા કરી : 'બચ્ચા, એ પુરુષને ઊંચકી લે, શ્રીજગદીશની ઇચ્છા છે કે સુન્દરગિરિના



મઠનો આ પુરુષ ઉત્કર્ષ કરશે અને ત્યાંના સાધુગોંસાઈઓ જતે દિવસે એના આશ્રિત થઈ રહેશે. બચ્ચા, એને જીવની પેઠે જાળવજે. એ મહાપુરુષ થશે ને સાધુસંત એના ચરણારવિંદની સેવા કરશે.'

ત્રિકાળજ્ઞાની ગણાતા જોગીશ્વરનું આ વચન સાંભળી સૌ સ્તબ્ધ થઈ ગયા. સરસ્વતીચંદ્રના શરીરને બળવાન મોહનપુરીએ પોતાને ખભે નાખ્યું. આવ્યા હતા તેવા જ સર્વ કીર્તન કરતા ચાલ્યા. જોગીઓનું ટોળું પ્રકાશમાં, તાપમાં, ભડકામાં, લીન થઈ ગયું. સરસ્વતીચંદ્રનાં લોચન, તાપને બળે ઊઘડ્યાં હોય તેમ પળવાર ઊઘડી આ ચિત્રસ્વપ્નને જોઈ પાછાં મીંચાઈ ગયાં. અને એ પણ આખરે અદૃશ્ય થઈ ગયાં.

❑

## ૧૫

# કુમુદસુંદરી સુવર્ણપુરથી નીકળી

નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર છે, ચંદ્રકાંત હવે તેને મુંબઈ લઈ જશે, તે પાછો મુંબઈનગરીમાં યશસ્વીપણે વર્તશે, એવા વિચારથી આનંદમાં આવેલી કુમુદસુંદરી પ્રાતઃકાળે એ સર્વ આશાનું ઉચ્છેદન કરવા સુવર્ણપુરમાંથી પણ જતો રહેતો એને જુએ એના જેવી વેદના બીજી કઈ ? પિયર જઈને આ વાત માતાપિતાને કરું ને સરસ્વતીચંદ્રની શોધ કરાવું, એમ કરીને જ હરભમ વગેરે સવારોને તેણે મનોહરપુરી મોકલ્યા હતા; પોતાને બીજે દિવસે નીકળવાનું હતું.

એ જવાની, તે વાતથી કૃષ્ણકલિકા અને પ્રમાદધન પણ આનંદમાં આવ્યાં હતાં. પણ બુદ્ધિધને તેમના રંગમાં ભંગ પાડ્યો એટલું જ નહીં, બુદ્ધિધને પોતાને શિક્ષા કરવી ધારી છે જાણી પ્રમાદધનને ગભરાટ છૂટ્યો. નવીનચંદ્ર મદદ કરવા ના કહીને ચાલ્યો ગયો જાણી ગભરાટ વધ્યો. કોઈ ન મળતાં કૃષ્ણકલિકાની સલાહ લેવા ધાર્યું ને રાજેશ્વરમાં બોલાવી. એણે બતાવ્યું કે 'કુમુદસુંદરી અને નવીનચંદ્રને આડો સંબંધ છે તે વાત મેં તમને કહી એટલે જ કુમુદસુંદરીએ આરોપ નાખ્યો.' એવું કહેલું. પ્રમાદધન ઘેર ગયો. એને થયું કે આ વાત કહીશું તે કોઈ માનશે નહીં. વિચાર કરતાં મેડીમાં ફરવા લાગ્યો ને ફરતાં ફરતાં 'મર્મદારક ભસ્મ'માંનો એક વણબળ્યો ફાડી નાખેલો ચાર પાંચ કડકાવાળો કાગળ હાથ આવ્યો. કડકા સાંધી વાંચી જોયા. નવીનચંદ્રના અક્ષર ઓળખ્યા. એમાં લખ્યું હતું :

'હતી લક્ષ્મી ! હતા તાત ! હતી વ્હાલી ! હતો ભ્રાત !'

આટલું બોલતામાં પ્રમાદધન આનંદમાં આવી ગયો. 'આથી શો બીજો પુરાવો ? વાહ, વાહ, ભણેલી ! મને ખબર નહીં કે નવીનચંદ્રની વહાલી તું હઈશ !' એટલામાં કુમુદસુંદરી આવી. એ કંઈ પૂછે એટલામાં તો પ્રમાદધન જ ધડૂકી ઊઠ્યો : 'કેમ મારાં ડાહ્યાં ને શાણાં ભણેલાં ! તમે આવાં ઊઠ્યાં કે ?'

કુમુદસુંદરી અત્યાર સુધીના દુઃખમાં જડ બની ગઈ હતી. ધીરજ પકડી,



અત્યંત નરમાશથી ધીરે પણ સ્થિતિ સ્વરે બોલી : 'શું છે ?'

અધીરાની ધીરજ રહી નહીં. વધારે ખિજાઈ બોલ્યો : 'શું છે, શું છે, શું ? આ પેલા નવીનચંદ્રની વહાલી થનારી તે તું નહીં કે ? વાંચ આ અને ફોડ આંખો !' કાગળના કડકા ધ્રૂજતી કુમુદ ઉપર ફેંક્યા. ગરીબ બિચારી કુમુદસુંદરી ! એને બળતામાં ઘી હોમાયું, પડ્યા ઉપર પાટુ થયું. 'અરેરે ! હું સાચી વાત કોને કહું અને કોણ માનશે ? ઓ પરમેશ્વર ! તારે જે કરવું હોય તે કર. હું તો અપરાધી પણ નથી અને નિરપરાધી પણ નથી. શું બોલું ?' કંઈ પણ ઉત્તર દીધા વિના કાગળના કકડા પ્રમાદધનના હાથમાં પાછા મૂક્યા.

પ્રમાદધન વધારે ચિડાયો : 'કેમ ખરી વાત માનવી છે કે નહીં ? બોલ !' કુમુદસુંદરીને એક લપડાક ચઢાવી દીધી. કાગળના કકડા ખીસામાં નાખી ગુસ્સાથી સળગી પ્રમાદધન ચાલ્યો ગયો.

પ્રમાદધને કૃષ્ણકલિકાને શોધી કાઢી, હકીકત કહી. શિખામણ મળી કે 'હવે કુમુદસુંદરી સાથે લાંબું કરવામાં માલ નથી. 'તારી પરીક્ષા કરવા આટલું કર્યું હતું. તું ભ્રષ્ટ નથી.' એવું કહી વહાલ દેખાડો ને છેતરી પિયર મોકલી દ્યો. એ જાય એટલે આપણા બેનો કાંટો જશે. તે પછી આ કાગળના કકડા તમારા પિતાને બતાવજો ને કહેજો કે તમને કુમુદની નઠારી ચાલની ખબર પડી એટલે એણે આ સામી વાત ચલાવી. પણ બધું એના ગયા પછી કરજો.'

પ્રમાદધનને આ યુક્તિ ગમી. કુમુદસુંદરી છેતરાઈ અને પિયરના ને સસરાના સવારોની વચ્ચે ગાડી રાખી, તેમના રક્ષણમાં રહી, સરસ્વતીચંદ્ર નીકળ્યો હતો તે દિવસ વીતતાં છેક પાછલી રાત્રે નીકળી. સાસુ અને નણંદ તે પ્રસંગે વહુને ભેટ્યાં, સર્વે પુષ્કળ રોયાં, બુદ્ધિધન ગળગળો થઈ ગયો અને પ્રમાદધન વગર ઘરનાં સર્વ માણસ ઉદાસ જેવાં થઈ ગયાં. બુદ્ધિધનના ઘર આગળથી ગાડી ચાલી. 'કુમુદસુંદરી, વહેલાં આવજો.' 'ભાભી, જોજો પંદર દિવસથી વધુ એક દિવસ પણ રહેશો નહીં હોં !' 'બેટા, પિયરમાં તો સૌને આનંદ થશે, પણ મારું ઘર તો તમે આવશો ત્યાં સુધી સૂનું હોં ! બેટા ! સાસુની દયા જાણજો !' આવા આવા શબ્દોથી સર્વના શોકને સમાસ આપતી રોતી કુમુદસુંદરી રથમાં બેઠી.

કુમુદસુંદરીએ ગામ છોડ્યું ત્યાર પહેલાં વનલીલા મળી. કૃષ્ણકલિકાને પ્રમાદધન મળ્યો હતો અને તેમની વચ્ચે વાત થઈ હતી તે સર્વ એણે અકસ્માત સંતાઈ રહી છાનીમાની સાંભળી હતી. કુમુદસુંદરીને કહેવાનો વખત ન હતો, તેમ એને જાણીને દુઃખ થશે કરી આ વાત કહી ન હતી. છેવટે વાત તો કહેવી જ એમ નક્કી કરી કાગળ પર ચીતરી કાઢી ને રથ ઊભો રખાવી, સવારે અજવાળું થાય

ત્યારે તે વાંચવા કહ્યું. કુમુદ જતાં જતાં વનલીલાને ફરીફરી ભેટી અને રોઈ; આખરે બે જુદાં પડ્યાં. કુમુદસુંદરીએ એ કાગળ નિશ્ચિંતપણે કમખામાં મૂક્યો. રથ ચાલ્યો. સરસ્વતીચંદ્રના, પ્રમાદધનના, સાસુ-સસરાના, નણંદના અનેક વિચારો કરતી બાળા હાલતા ખડખડતા રથમાં શરીર અને મન થાકી જતાં ઊંઘી ગઈ. ઝાડોનાં પાંદડાંમાં, ફૂલોની સુગંધમાં; સુકાતા ખખડતા ઘાસમાં, તળાવોમાં, નદીઓમાં અને વિશાળ આકાશમાં થઈ આવતો શાંત ઠંડો વાયુ રથના પડદાઓમાં પેસી ગરીબ કુમુદના નિદ્રાવશ હૃદયની શાંતિ વધારવા અને અબળાની આશિષ લેવા લાગ્યો.

* * *

નિદ્રાવશ કુમુદસુંદરીને લઈ રથ ચાલ્યો. રથને વચ્ચે રાખી રવાલદાર ઘોડાઓ ઉપર બેઠેલા સવારો ચારેક ગાઉ ચાલ્યા હશે. એટલામાં રાત્રિ પૂરી થવા આવી. કુમુદ પાછલી રાતની મીઠી નિદ્રા ભોગવતી હતી. ચારે પાસ પૃથ્વી ઉપર અંધારામાં આછું આછું તેજ ભળતું હતું. પૂર્વ દિશાના આકાશમાં ધોળો તેજનો પડદો ચઢતો હતો. આ વખતે આ મંડળને માનચતુરનું મંડળ સામેથી મળતાં સૌ સમાચાર કહ્યા. માનચતુરે રથનો પડદો ધીમેથી ઊંચકી જોયો અને કુમુદસુંદરીને ઊંઘતી જોઈ, રથની જોડે ઘોડો રાખી ડોસાએ ચાલવા માંડ્યું. સૌ વધારે સાવધાન-સજ્જ થઈ ગયા અને હથિયારો સંભાળતા ચાલ્યા.

અંધકારનો પડદો ઊપડી ગયો. લાલ પીળાં અને ધોળાં નાનાંમોટાં ફૂલોને ધારણ કરનાર નાના નાના લીલા છોડવા માર્ગની બે પાસ આઘાપાછા રહી પવનની ધીમી લહેરમાં નાચવા લાગ્યા. પક્ષીઓની કોમળ જાતિઓ ઝાડો ઉપર ઊડાઊડ કરવા લાગી, કલ્લોલ કરી રહી, અને જુદા જુદા મધુર સ્વરથી ગાયન કરવા મંડી. મળસકુ થયું, અંધારું ગયું, રંગ અને આકાર ઉઘાડા થયા. પવનની લહેરે અને તડકા વગરના તેજે કુમુદની આંખો ઉઘાડી. જાગતાંની સાથે વનલીલાનો પત્ર કમખામાંથી કાઢ્યો અને આતુરતાથી વાંચવા લાગી. એક વાર, બે વાર, ત્રણ વાર, કાગળમાંના કેટલાક ભાગ ફરી ફરી વાંચવા લાગી.

કૃષ્ણકલિકા અને પ્રમાદધનની સંતલસની વિગત પત્રમાં પૂરી લખી હતી. પતિના મનમાંથી કિલ્મિષ* ગયું નથી એટલું જ નહીં, પણ હજી એના ઉપર કૃષ્ણકલિકાની સત્તા છે, અને એના ઉપરના પક્ષપાતને વશ થઈ પતિએ દુષ્ટ સંકેત રચ્યો છે, એ વિચારથી કુમુદના મનમાં કાંટો પેઠા જેવું થયું. 'શુ મારી પૂંઠ પાછળ મારી ફજેતી કરવા ધારી ? દેવી અને અલકબહેન મને કેવી જાણશે ? સસરાજી શું ધારશે ?

* પાપ અપરાધ (સં.)



'ઓ રે હરિ ! સત્યતણા તું સંગાથી !
હરિ, હું તો કંઈએ નથી સમાતી.'*

દમયંતીના કરતાં પણ મારે માથે ભૂંડો આરોપ આવશે ! હું સૌને શું મોં દેખાડીશ ? ઓ પ્રભુ, હવે તો મારે એક તું રહ્યો.' આટલું કહી રોઈ પડી. આંખો લોહી પડદો ઉઘાડી રથ બહાર જોયું તો નવાં માણસો જોયાં અને માનચતુરવાળા ઘોડા ઉપર નજર ગઈ. માનચતુરે પડદો ઊઘડતો દીઠો કે તરત રથની પાસે આવ્યો.

કેટલોક સ્નેહભર્યો મીઠો વાર્તાલાપ કરી, બહારવટિયાઓને કારણે પોતે માણસો લઈ આવ્યો છે તે કહ્યું. કુમુદ ચોંકી, પણ ડોસાએ કુમુદના સસરાજીને મળેલા કારભારની આનંદકથામાં આ વાત ખૂબીથી વિસારે પાડી.

એટલામાં સુભદ્રા નદી ઉપર બૂમ પડી. સૌ સજ્જ થઈ ગયા. માનચતુર ઘોડા ઉપર ઊછળી ટટાર થઈ ગયો, અને એકદમ તલવાર ઉઘાડી કરી – ઊંચી કરી બોલી ઊઠ્યો : 'સબૂર ! જખ મારે છે. બહેન, ડરીશ નહીં, હું તારી પડખે છું.' કુમુદસુંદરી છળી ગયા જેવી થઈ ગઈ ને 'શું છે ? વડીલ શું છે ?' એમ પૂછવા લાગી. એટલામાં માનચતુરની ટુકડીમાંથી એક સવાર ઘોડો દોડાવતો આવ્યો ને બહારવટિયાઓને આંતરી કેવા નસાડ્યા તેની વાત ઉત્સાહભેર કરી. 'શાબાશ ! ફતેસંગ ! શાબાશ ! જેસા તેરા નામ તેસા જ તેરા કામ હૈ.' અબ્દુલ્લો ફતેસંગની પરાક્રમકથા સાંભળી બોલ્યો. આ સમાચારથી ગૌરવ અનુભવતા માનચતુરે કુમુદને હિંમત આપી. 'બહેન, અર્ધી ચિંતા ગઈ – હરામખોર વેરાઈ ગયા. હવે જે સાવધાની રાખીએ છીએ એ તો અમસ્તી.'

એટલામાં એક સવાર આઘેથી આવ્યો. કુમુદસુંદરીના રથ જોડેના બુદ્ધિધનના માણસોએ તેને ઓળખ્યો. શંકર બોલ્યો : 'મહારાજ, ફિકર કરશો નહીં. મારી પાછળ મારા ગામના માણસ આવે છે. અમે સુરસંગને મળી જવા જઈએ છીએ.' શંકર સુરસંગની ટુકડીમાં ભળી ગયો અને સુરસંગને પાનો ચઢાવ્યો. 'રથ પુલની પેલી પાસે છે, તેમાંથી કુમુદસુંદરીને ઉપાડી લ્યો એટલી વાર. હું નજરે જોઈને આવ્યો છું.' પ્રતાપ ખુશ થઈ ગયો. સુરસિંહે ઘોડો મારી મૂક્યો. પણ શંકરે ખોટી દિશા જ બતાવી તેથી સૌ દક્ષિણ દિશામાં વળ્યા ! સુવર્ણપુરની સીમમાં, બુદ્ધિધનની આણમાં સૌ આવ્યા – તેનું કોઈને ભાન ન રહ્યું.

માનચતુરે તે મંડળ પોતાની પાછળ બેત્રણ ખેતરવા રહી રસ્તાની પેલી બાજુ જઈ પોતાના ભણી આવતું દીઠું. સૌ સજ્જ થઈ ગયાં. સુરસિંહ સુવર્ણપુરની હદમાં પેઠો તેની સાથે હરભમની ટુકડીનો વેગ વધ્યો. જોતજોતામાં કુમુદસુંદરીના રથની

* 'નળાખ્યાન' માંથી

અને સુરસિંહની વચ્ચે હરભમની ટુકડી આવી ઊભી. સુરસિંહ સમજ્યો કે મારો ભેદ કળાયો છે. તે પાછો ફરવા લાગ્યો ત્યાં શંકરે સુરસિંહના માણસોને ઉશ્કેર્યા, બંદૂકના ખાલી બાર કર્યા ને ધીંગાણું મચાવ્યું. સુરસિંહ તેના સાથીદારો ભીમજી, ચંદનદાસ વગેરેની આતુરતાથી વાટ જોઈ; પણ કોઈ આવ્યું નહીં. થોડી વારમાં ફતેસિંગ અને હરભમના માણસોએ તેને ઘેરી લીધો. આખરની વખતે કાયર શૂરો બને તો શૂરને શૌર્ય ચઢે એમાં શી નવાઈ ? સુરસંગે હાકલ કરી તે સાંભળી એનાં માણસો ઊછળ્યાં. અને વાઘજી ને પ્રતાપ પિતાની બે પાસ ખડા થઈ ગયા. સુરસિંહે જ ફતેસિંહ ભણી ધસારો કર્યો ત્યાં બહારવટિયાઓમાંથી શંકર ને તેનાં માણસો જુદાં પડ્યાં. 'ખમા મહારાણા ભૂપસિંહને' કરી મોટી બૂમ પાડી શંકર ગાજી ઊઠ્યો. શંકર ફરી ગયો તે સુરસંગે જોયું ને સુરસંગનાં માણસોને તેની હાકલથી બમણું શૌર્ય ચઢ્યું હતું તે ઊતરી ગયું. આમાંથી કુમુદ મળે એમ નથી એમ જોઈ, પ્રતાપ સૌની નજર ચુકાવી છાનોમાનો અદશ્ય થઈ ગયો. ઘેરાઈ ગયેલો સુરસંગ નિરાશ થઈ પ્રતાપને શોધવા લાગ્યો. ત્યાં વાઘજીએ શૂર પિતાનું શૌર્ય વધારવા ચારણકૃત્ય કર્યું. 'શાબાશ, શાબાશ, બાપા શાબાશ ! શાબાશ ! ધ્રૂજે ધરતી ! ધ્રૂજે વેરી ! ફતેહ ! ફતેહ ! રાખ્યો રજપૂતરો રંગ !' 'રંગ' શબ્દ પૂરો થતાં જ આકાશમાં ઘોડો કુદાવી સુરસિંહ શંકરના ઘોડા પર ત્રાટક્યો, ને ફૂંફાડા મારતા નાગની પેઠે ધસતી બેધારી તલવાર શંકરને વીંધી આરપાર જતી દેખાઈ. પણ શૂર બ્રાહ્મણે ડાબો હાથ પહોળો કરી શરીર આબાદ ખસેડી દીધું. તલવારથી બળવાન ઘા કરી સુરસિંહનો જમણો હાથ કાપી નાખ્યો. ઝાડ પર કુહાડો પડતાં ડાળું તૂટી પડે તેમ બહારવટિયાનો હાથ છૂટો પડ્યો. તે જ વેળા વાઘજીએ તરાપ મારી શંકર ઉપર તલવારનો ઘા કર્યો. પણ હરભમે એ તલવાર ઝીલી લીધી ને શંકર બચી ગયો. ઘવાયેલો સુરસિંહ ઘોડા પરથી ગબડી પડ્યો. ત્યાં વાઘજી સૌને આશ્ચર્યમાં નાખી ઘોડો કુદાવતો ક્યાંય અદશ્ય થઈ ગયો. સુરસિંહને શંકરનાં માણસો જીવતો કેદ કરી સુવર્ણપુરની દિશામાં લઈ ગયાં. વિદ્યાચતુરનાં માણસો શંકર-સુરસિંહ અને વાઘજીના પરાક્રમની સ્તુતિ કરતાં કરતાં કુમુદના રથ ભણી હર્ષભેર ચાલ્યાં અને બૂમો મારવા લાગ્યાં, ફતેહ ! ફતેહ !'

❑

## ૧૬

## સંયોગ અને વિયોગ

સુરસિંહના મંડળ ભણી અબ્દુલ્લો, ફતેસંગ વગેરે ગયા અને માનચતુર થોડા માણસ સાથે રથ પાસે રહ્યો, અને આતુરતાથી, સાવધાનપણે, જે દિશામાં ધીંગાણું મચવાનું હતું તેની પાસ દષ્ટિ ફેરવતો ઊભો. કુમુદસુંદરી રથના પડદામાંથી ઘડીક પડદો આડો કરી, ઘડીક ઊંચો કરી, દાદાનું મુખ જોતી હતી અને એ મોંના ફેરફાર પરથી આઘે શું થાય છે તેની કલ્પના કરતી હતી. સર્વના મનમાં બહારવટિયાઓનો વિચાર ચાલતો હતો; તે પ્રસંગે પ્રમાદધનથી નિરાશ થઈ બહારવટે નીકળી પડ્યું હોય તેમ, આ ભયંકર પ્રદેશમાં સરસ્વતીચંદ્રનું શું થયું હશે તે જાણવા ને તેને શોધી કાઢવા ચંદ્રકાંત જોડે નીકળી પડ્યું હોય તેમ, એ અનાથ અબળાનું હૃદય અસ્વસ્થ થયું અને અનેક સંકલ્પવિકલ્પો કરવા લાગ્યું. ઘડીક તે પડદા બહાર જોતી હતી, ઘડીક બંધ પડદે રોઈ લેતી હતી, ઘડીક વનલીલાનો કાગળ વાંચતી હતી, ઘડીક આઘેનાં ઝાડો જોતી હતી, ઘડીક નદીનો ખળખળ વહેતો પ્રવાહ સાંભળતી હતી, તેનું ઊંડાણ કલ્પતી હતી, નિઃશ્વાસ મૂકતી હતી અને વળી ધૈર્ય પણ ધરતી હતી.

'અહા ! સરસ્વતીચંદ્ર ! અત્યારે ક્યાં હશો ? તમે કહો છો કે 'પતંગો ઊડતી જેવી હવે મારી ગતિ તેવી.' પતંગ પૃથ્વી સાથે સૂત્રથી સંધાય છે - તમને તો તે પણ ગમતું નથી. મોઈ એ કુમુદ ! પથ્થર ન જન્મી. એનું ટૂંકું ભાગ્ય ટૂંકું રહ્યું તેમાં તમે શાનું પ્રાયશ્ચિત્ત કરો છો ? અહો મારા જહાંગીર !

નૂરજહાન તુજ નૂર વિનાની, તે કાજ તું ટટળે શાને ?
પ્રમાદધનને પણ નથી ગમતી, તે ગમતી તુજને શાને ?'

રથના પડદા ઊંચા કરી આઘેનાં ઝાડો ભણી જોઈ ગણગણી : 'બીગરી કોન સુધારે નાથ બિન ? બીગરી કોન સુધારે રી ? – ખરી વાત છે, પણ મારી બેવડી 'બીગરી' તો નાથ પણ સુધારે એમ નથી. મારા સ્વામીનાથને હું ઝાંખરા જેવી વળગી છું તે છૂટી જાઉં એ એમની ઇચ્છા છે. મને પણ એ ગમતી વાત છે. એથી મારે માથે જે કલંક આણનારું વાદળ ચઢ્યું છે તે ઊતરી જશે અને મારાં માતાપિતા

અકારણ અપયશમાંથી ઊગરશે.'

એટલામાં જાણે સરસ્વતીચંદ્ર બોલતો હોય એમ ભણકારો વાગ્યો : 'વહાલી કુમુદ ! તું તારા આત્માને વ્યર્થ ફોસલાવે છે. સન્મૃત્યુ તે મોક્ષ છે, અપમૃત્યુ તે મોક્ષ નથી. જે વાટ ફૂંક મારી હોલવીએ છીએ તેમાંથી ધુમાડો નીકળે છે, દુર્ગન્ધ પ્રસરે છે; જે વાટ પૂરેપૂરી બળી જાય છે તે શાંત થાય છે.' આવા વિચારોમાં પડેલું મન ઓચિંતી બૂમો સાંભળી ચમક્યું. સુરસિંહ પકડાતાં પાછું ફરતું મંડળ આઘેથી બૂમો પાડતું હતું. ભયમાંથી બચવા એક નાનું ખંજર કેડ આગળ સંતાડેલું હતું તે ઉપર હાથ ફેરવી સજ્જ થઈ, કુમુદસુંદરી સાવધાન બેઠી. માનચતુર પાસે આવી બોલ્યો : 'બહેન, ભય ગયો. આપણાં માણસ જીતીને પાછાં ફરે છે.'

માનચતુરે પોતાનાં માણસને કહ્યું : 'મારા બહાદુર સવારો, હવે જરા ઘોડા પરથી ઊતરો. ઘોડાઓને વિશ્રામ આપો. સુભદ્રાનું તાજું પાણી પાઓ અને સ્વસ્થ થાઓ. મુખી, તમે મનોહરપુરી જાઓ અને ગુણસુંદરી ચિંતાથી સમાચારની વાટ જોતાં હશે તેમની પાસે તુરત જઈ વધામણી ખાઓ. કહો કે બેચાર કલાકમાં કુમુદને લઈ અમે આવીએ છીએ.' સૌ નીચે ઊતર્યા, ઘોડાઓને થાબડવા લાગ્યા, બીડીઓ પીવા અને પાનસોપારી ખાવા મંડી ગયા. માત્ર સામેથી આવી પહોંચેલો શંકર ઘોડા ઉપરથી ન ઊતરતાં, ચારે દિશામાં લાંબી નજર નાખતો ફરવા લાગ્યો.

માનચતુર ઘોડેથી ઊતરી કુમુદસુંદરીને કહેવા લાગ્યો : 'બહેન, સૌ વિસામો લે છે એટલામાં ગમે તો જરી ઊતરો અને નદી પાસે હરોફરો. ફતેહસિંગ, નદી પાસે રથની જાજમ નંખાવ. બહેન બેસે અને પાણીબાણી પીએ.' ગર્વથી ફૂલતો પ્રચંડ દેખાવનો શૂરવીર ડોસો પૌત્રીને જાજમ ભણી અત્યંત વહાલથી દોરી ગયો.

આ સર્વ સ્વસ્થ દેખાવમાં શંકર અસ્વસ્થ હતો. કેમકે તેને લાગતું હતું કે સુરસિંહના બે દીકરા બચી નાસી ગયા છે તેમાંથી પ્રતાપ કપટી છે, દુષ્ટ છે, નીચ છે. કુમુદસુંદરીને પકડવા એણે પ્રતિજ્ઞા કરી છે. માનચતુરને એણે આ વાત કરી અને ચાર માણસને ચારે તરફ નજર રાખવા કહ્યું.

અત્યારે પ્રાતઃકાળના સાતેક વાગ્યા હશે, પણ જંગલમાં આઠ નવ વાગ્યા જેવું લાગતું હતું. સ્વચ્છ અને ચળકતું સૂર્યબિમ્બ આકાશમાં ઉતાવળું ઊંચું ચડતું હતું. આકાશ એક મોટા ચોગાન જેવું લાગતું હતું અને ચારે પાસ તડકાથી ચળકતી ધોળી ભૂરી રેતી ભરેલું દેખાતું હતું. વાદળું તો હતું જ નહીં. પાસે નદીનો પુલ હતો તેની નીચે થઈ પાણી અથડાતું, સ્વર કરતું, જોરથી ચાલ્યું જતું હતું. 'વડીલ, આ પાણી કેટલું ઊંડું હશે ?' પૂછતી કુમુદસુંદરી પાણીમાં નીચું જોવા લાગી; પણ નિર્મલ નદીનું તળિયું દેખાતું ન હતું.



નદીના પટમાં તેના વિચાર લીન થઈ ગયા. 'સરસ્વતીચંદ્ર, તમે સાહસ તો નથી કર્યું ? આ પાણીમાં ઝંપલાવ્યું તો નથી ? અલી સુભદ્રા ! તું ચતુર છે. એને નીરમાં ડુબાડીશ નહીં; એને તો કાંઠે જ રાખજે. સુભદ્રા ! મારા ભાગ્યની અદેખાઈ કરવાનું તારે કાંઈ કારણ નથી હોં ! મારા સ્વામી છે તે મારા ઉપર સ્નેહ નથી રાખતા; મારા ઉપર સ્નેહ રાખે છે તે મારો સ્નેહી તો ખરો જ, પણ તેના ઉપર સ્નેહ રાખવાનો મને અધિકાર નથી. એટલે હું નહીં સ્વામીની ને નહીં સ્નેહીની !'

કુમુદસુંદરીનું હૃદય આમ નિરંકુશ દ્રવતું હતું. નદી ઉપર વળેલી નેતર પેઠે-નાજુક વેલી પેઠે – તે ઘણીક વાર સુધી આમ ઊભી રહી. ચંદ્રગોળ નદી ઉપર આકાશમાં લટકી રહે તેમ એનું શોકના શાંત તેજથી તેજસ્વી મુખ નીચું વળી નદીમાં લટકતું હતું.

આમ સૌ સ્વસ્થ અને શાંત હતાં તે વચ્ચે એકદમ શંકર કૂદ્યો અને શિકારી ગરુડ પર્વતના શિખર ઉપરથી અચિંત્યો પૃથ્વી ઉપર જાય તેમ નદીમાં ઊડી પડ્યો. 'શું થયું ? શું થયું ?' કરી સર્વ ત્યાં આગળ ગયાં તો નદીના પ્રવાહમાં પુલ ભણી ત્રણ જણ ખેંચાય ! આગળ અર્ધી ડૂબતી કુમુદસુંદરી, પાછળ તરતો બહારવટિયો પ્રતાપ, અને તેની પાછળ લાંબા વામ ભરતો શંકર ! બીજાં એક-બે માણસ પાછળ પડ્યાં, પણ નદીનો વેગ એટલો હતો કે આગળનાં ત્રણ માણસ ને તેમની વચ્ચે ઘણું અંતર પડી ગયું. પુલની પેલી પાસ કુમુદ ખેંચાય તે પહેલાં ત્યાં જઈ સામેથી નદીમાં પડવા માનચતુર ઘોડા પર એકદમ સવાર થઈ દોડ્યો. બીજાં માણસ પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વર્તવા દોડ્યાં. નદી અર્ધા ગાઉએ પાછી વળતી હતી તે સ્થળે કેટલાક દોડ્યા. બે જણ મનોહરપુરી દોડ્યા.

રથ એમનો એમ રહ્યો. ગાડીવાન સુવર્ણપુરનો હતો અને પ્રમાદધનની ખાનગી વાતોનો કંઈક ભોમિયો હતો. ગાડીવાનને શંકા થઈ કે ભેખડ ભાંગી પડવાથી પગ સરતાં ભાભી પડી ગયાં હશે કે બહારવટિયે પગ ખેંચી ઘસડ્યાં હશે કે ભાઈથી કંટાળી આપઘાત કર્યો હશે ? – તેને કાંઈ સૂઝ્યું નહીં. જાજમ સંકેલી, ગાડીમાં નાખી, કુમુદસુંદરીની ગાંસડી ને કાગળો એકઠા બાંધી, રત્નનગરીનો એક સવાર રથ જોડે હતો તેને આપ્યાં ને કહ્યું : 'ગુણસુંદરીને આપજો. નદીના વેગ આગળ કંઈ આશા પડતી નથી. જો ઈશ્વર સામું જુએ તો તો સૌ સારાં વાનાં છે ને મનોહરપુરી જઈશું. જો અવળું જ થશે તો હું સુવર્ણપુર જઈશ.'

સવાર આંખો લોહતો લોહતો ગાંસડી લઈ ઘોડે ચઢ્યો. ગાડીવાને બળદ જોડ્યા ને નિઃશ્વાસ મૂકી બંને જણ પુલ આગળ રસ્તા વચ્ચે ઊભા ને કુમુદસુંદરીના ગુણ સંભારવા લાગ્યા. સવાર કહેવા લાગ્યો : 'અરેરે, બહારવટિયાને સૌ પૂરા પડ્યા

ત્યારે આમ થયું ! કુમુદસુંદરી તો કોક અલૌકિક અવતાર ! એ મૃત્યુ-લોકને કેમ છાજે ? જ્યાં જાય ત્યાં એને પગલે પગલે લક્ષ્મી ! બોલે તો જાણે મોતી ખરે !' ગાડીવાન બોલ્યો : ખરી વાત છે, ભાઈ ! આવાં અલકબહેન તે પણ ભાભીસાહેબને પગલે પગલે ભમતાં. બુદ્ધિધનભાઈ પણ એમ જ જાણે કે કુમુદસુંદરી તે શી વાત ? એનાં પગલાં તો દૂધે ધોઈને પીએ એવાં ! એમને પેટે તો અવતાર લઈએ એવા એમના ગુણ !'

સરસ્વતીચંદ્રને જોગી લોક લઈ ગયા ત્યારે કુમુદને આમ નદી લઈ ગઈ. બેના માર્ગ જુદા હતા; દિશા એક હતી.*

* * *

સુંદરગિરિના ઠેઠ યદુશૃંગ નામના શિખર ઉપર જોગીઓનો મઠ હતો. ગુરુજી સહિત સર્વ જોગીઓ આ સુંદરગિરિ ઉપર કલાકમાં જોસભેર ચઢી ગયા. મધ્યરાત્રિ વીતતાં જેમજેમ સૌ ઉપર ચઢ્યા તેમતેમ ટાઢ વધવા લાગી. અને સરસ્વતીચંદ્રને ચૈત્રમાસ છતાં ટાઢ વાવા લાગી. પર્વત ઉપરની ટાઢે એનાં શરીરને સચેત કર્યું, એના પ્રાણમાં નવા પ્રાણ મૂક્યા અને એનો શ્રમ ઊતરી ગયો.

એને જાગ્રત થયેલો જોઈ જોગીઓ ખુશ ગયા, એની ચારે પાસ વીંટાઈ વળ્યા. મોહનપુરી એને વાંસે હાથ ફેરવી આતુરતાથી પૂછવા લાગ્યો : 'કેમ ભાઈ, તમે બરાબર જાગ્રત થયા ? તમારે શરીરે સુખ છે ?'

પોતે અહીં ક્યાંથી આવ્યો ને આ કયું સ્થાન છે એમ પૂછ્યું. મોહનપુરીએ સરસ્વતીચંદ્રને સ્થળનો ઘટતો પરિચય આપ્યો ને બાવા વિષ્ણુદાસ સુંદરગિરિ પર આવેલા આ મઠના અધિષ્ઠાતા છે તે જણાવ્યું. સરસ્વતીચંદ્ર ક્ષુધાનું શમન કરી સૂઈ ગયો તે પ્રાતઃકાળે રાધેદાસે ઉઠાડ્યો ત્યારે જાગ્યો.

કાલ પોતે જંગલમાં હતો, પરમ દિવસે જ રામા ભૂપસિંહના દરબારમાં મગજને ગભરાવે એવો ઠાઠ જોયો હતો; ને અત્યારે સુંદરગિરિના આ અતિથિ આગળ વળી કોઈ નવું જ દશ્ય ખડું થયું. તે ચારે પાસ જોવા લાગ્યો. પાસે કાળા પ્રચંડ બાવાઓ પણ આ પર્વતના ખડકો જ હોય તેમ ચોપાસ દષ્ટિ ફેરવવા લાગ્યો. એ બેઠો હતો ત્યાંથી પંદરેક હાથ છેટે મઠ હતો ત્યાંથી સ્વર આવવા લાગ્યો. વિષ્ણુદાસ ગાતા હતા અને ગાન તંબુરામાં ઉતારતા હતા.

વિહારપુરી સરસ્વતીચંદ્રના મોં સામું જોઈ તેને કહેવા લાગ્યો : 'ભાગ્યશાળી જુવાન ! તમે વિષ્ણુદાસ બાવાના મઠના અતિથિ છો. તેમના અત્યંત પ્રસાદનું પાત્ર છો. માટે કોઈ રીતની શંકા ન રાખશો. તમે મહાપવિત્ર સ્થાનમાં અત્યારે છો. તમે કોઈ દુઃખી પુરુષ જણાઓ છો, પણ શ્રીયદુનંદનની કૃપાથી તમારા ત્રિવિધ તાપ અહીં ભાંગશે. માટે અમારો સત્કાર સ્વીકારો.'

* ('સરસ્વતીચંદ્ર' ભા. ૨)



રાધેદાસે એક પથ્થર ઉપર દાતણપાણી મૂક્યાં. પર્વત પરથી પશ્ચિમનો સર્વ દેખાવ દષ્ટિ આગળ પથરાતો હતો. અને તેની પેલી પાસ સમુદ્ર ઉછાળા મારી રહ્યો હતો. સમુદ્ર દેખાતાં જ સરસ્વતીચંદ્રને મુંબઈ સાંભર્યું, પિતા સાંભર્યા ને તેમની શી અવસ્થા હશે તે વિચારતાં આંખમાં પાણી ભરાઈ આવ્યું. રાધેદાસે નવીનચંદ્રરૂપ સરસ્વતીચંદ્રને પર્વત પરથી ઉપર-નીચેની ચારે પાસની સૃષ્ટિનો ખ્યાલ આપ્યો. તળેટી સુધી સરતા પાણીના ધોધ, સામે સમુદ્ર, વચ્ચે ધોળાં દહેરાં, આ પાસ સુભદ્રામાં ચોપાસથી ઊભરાતું અનહદ પૂર ને નીચે કાળા ડાઘા જેવી દેખાતી સુરગ્રામની વસ્તી. રત્નનગરીના મહારાજ મણિરાજ ને તેમના અમાત્ય વિદ્યાચતુર પણ આ સ્થળ પર કેટલી બધી આદરયુક્ત પ્રીતિ ને સદ્‌ભાવ રાખે છે, અહીં કેવી સ્વતંત્રતા પ્રવર્તે છે, વગેરે રાધેદાસે જણાવ્યું.

સરસ્વતીચંદ્ર શિલા ઉપરની શિલા ઉપર ઊભો થયો અને સુવર્ણપુર આગળ શ્રીરત્નાકર સાથે સંગમ પામતી ભદ્રા નદીની શાખા સુભદ્રા ઉપર પૂર્વથી પશ્ચિમ સુધી દષ્ટિ નાખવા લાગ્યો. તીર ઉપરનાં ઝાડોની બે રેખાઓ વચ્ચે પાણીના શ્વેત પ્રવાહની રેખા – બે ઓઠ વચ્ચે ઉઘાડા પડેલા દાંતની હાર જેવી- દેખાતી હતી તે જોઈ રહ્યો. જ્યાં પોતે લૂંટાયો હતો તે સ્થળ કલ્પવા લાગ્યો. દષ્ટિમર્યાદાની પેલી પાસ સુવર્ણપુરને કલ્પવા લાગ્યો. અંતે સુવર્ણપુરથી કુમુદસુંદરી નીકળતી હોય અને બહારવટિયાઓના હાથમાં આવી પડતી હોય એવું જાણે દેખવા લાગ્યો.

વાદળી સમુદ્રમાં પડતું મૂકતી લાગી એ જ સ્થાને કુમુદસુંદરી ઝંપલાવતી લાગી અને જાણે કે તેની કારમી ચીસ સરસ્વતીચંદ્રે સાંભળી. 'સરસ્વતીચંદ્ર ! મુંબઈથી મને છોડી નાઠા, સુવર્ણપુરથી પણ મને છોડી નાઠા, તો આ સ્ત્રીહત્યા તમારે શિર !' આમ બોલતી કુમુદ સમુદ્રનાં પાણીની કાળી પહોળી લેખામાં અદશ્ય થઈ ગઈ. એટલામાં રાધેદાસે સરસ્વતીચંદ્રને વિચાર-નિદ્રામાંથી જગાડ્યો ને ગુરુજીને મળવા સરસ્વતીચંદ્ર નીચે ઊતર્યો. સરસ્વતીચંદ્ર ચાલતો હતો ત્યાં આકાશમાંથી જાણે કુમુદસુંદરીઓની હારની હાર અધ્ધર ચાલતી હતી ને વનલીલાના જેવો રાગ કાઢી લહેકા કરી ગાતી હતી.

"પ્હેલી શાને કરી'તી પ્રીતિ સુંદરી રે લોલ !
પ્રીતિ કીધી તો શાને તજી સુંદરી રે લોલ !'

❑

## ૧૭

# મનોહરપુરીમાં મણિરાજ

મનોહરપુરીમાંથી માનચતુર સવારોને લઈ નીકળ્યો તે પછી એના ઉતારામાંથી સર્વ સૂવાને વેરાઈ ગયાં પણ બરોબર ઊંઘ્યાં નહીં. પ્રાતઃકાળ થતાં સર્વ કામમાં વળગ્યાં અને ઊંચે જીવે કામ કરવા લાગ્યાં. ચંદ્રકાંતની બરદાસ્ત કરવાનું કુસુમને માથે આવ્યું. એ નવરો પડી મિત્રશોકના વિચારમાં રહી ઉદ્વેગ ન પામે તેને માટે વિનોદ કરવાનું કામ કુસુમે સાધ્યું.

પોતાના મિત્રનો ને આ કુટુંબનો સંબંધ કથાશેષ* થયો સ્મરી દુઃખી થયો. કુમુમ તેના નિઃશ્વાસથી ચેતી ગઈ અને બોલી :

'ચંદ્રકાંતભાઈ, સરસ્વતીચંદ્રનો દોષ તો મને દેખાતો નથી, પણ એમ લાગે છે કે ઘર છોડી રોબિન્સન ક્રૂઝો જેવું કરવાનું એમને પ્રથમથી જ કંઈ મન હશે.'

'પણ એ કાંઈ સારું કહેવાય ?'

'મને તો એમ આથડવું બહુ ગમે; મને તો લાગે છે કે એમને બધે ફરવાનું મન થયું હશે અને ઘરમાં આવું થયું એટલે બધાંને માથે ઢોળી પાડવાનો લાગ ખોળી ભાઈસાહેબે મનમાનતું કર્યું !'

'તે તો પરણીને પણ થાત.'

'પણ એ બધાં અણસરજી પીડા. આ જુઓને કુમુદબહેનને પરણ્યાનું જ ફળ છે કની ? મારે કાંઈ છે ? પરણ્યાં એટલે પડ્યાં !?'

'બહેન ! એવું બોલાય નહીં હોં !'

કુસુમ કાંઈક શરમાઈ ગઈ, ને વદન ફેરવી બોલી : 'હું તો સહેજ કહું છું તે એટલા સારુ કે મને તો સરસ્વતીચંદ્રનો રજ વાંક વસતો નથી. અને જ્યારે બધું જાણી-જોઈને નીકળ્યા છે ત્યારે તો એવા ચતુર પુરુષ કાંઈ વિચાર કરીને જ નીકળ્યા હશે.' એટલામાં બારણે હોંકારા થયા.

* વસ્તુ હાથમાંથી જતી રહે અને કથા કરવા જેટલો શેષ ભાગ જ રહે તે. (સં.)



કુસુમે બારણું જોયું. મુખી ઘોડો દોડાવતો આવતો હતો અને જે મળે તેને વિજય-સમાચાર કહેતો હતો. થોડી વારમાં તો ગુણસુંદરી, ચંદ્રકાંત અને સર્વ મંડળે આ સમાચાર વિગતથી સાંભળી લીધા. હવે તો માત્ર માનચતુર અને કુમુદસુંદરીની વાટ જોવાના ઉમંગમાં અને આનંદભરી આતુરતામાં એક પળ એક જુગ જેવી લાગવા માંડી. ચંદ્રકાંત ઓસરીના ઓટલા ઉપર નજર નાખતો ઊભો અને સ્ત્રીમંડળ શયનખંડમાં જઈ બેઠું.

કુસુમ ગુણસુંદરીના કહ્યાથી એક પેટી ભણી દોડી અને તેમાંથી સારંગી કાઢી વગાડવા લાગી. સારંગીના સ્વરથી ચંદ્રકાંત ચમક્યો. પાસેની જાળીમાંથી આ દેખાવ એ જોવા લાગ્યો. સામે એક પગ પેટી પર વાંકો અને એક પગ જમીન પર સ્વસ્થ રાખી કુસુમ કેળના છોડ જેવી ઊભી હતી અને નાજુક સારંગી કેળના પાંદડા જેવી લાગતી હતી. ગાતાં ગાતાં તો કુસુમના પગ, હાથ અને લલાટ વેગભર્યું નૃત્ય કરી રહેવા લાગ્યાં અને એ નૃત્ય-પ્રસંગે તે વર માગવા ગયેલી દેવકન્યા પાર્વતી-સંમુખ મહાદેવીને પ્રસન્ન કરવા નૃત્ય કરતી હોય અથવા કાકી અને માની આરસ જેવી પ્રતિમાઓ પાસે ફુવારા પેઠે ઊછળી રહી હોય એવી દેખાવા લાગી. નૃત્ય પૂરું થતાં કુસુમ ઊઠી અને ખંડ બહાર દોડી ગઈ.

'કેમ ભાભીજી, વિચારમાં પડ્યાં ?' સુંદરે પૂછ્યું.

'આ કુસુમ જુએ એટલું શીખે, ગમે એટલું બોલે અને ઝાલી ઝલાય નહીં; આપણા ઘરમાં તો ઠીક છે. પણ સાસરે તે કેમ સમાશે ? અને મોઈ-હજી તો એને મીરાંબાઈ જેવાં રહેવાનું મન થાય છે. એને મીરાંબાઈ થવું છે. એને ઘરમાં બંધાઈ રહેવું નથી. વિલાયત મોકલીએ તો ત્યાંયે જવું છે. તળાવમાં તરતાં શીખી અને અને અધૂરામાં પૂરું નાચતાંયે શીખી.'

'પણ એનામાં હજી કળી આવ્યો નથી.' સુંદર બોલી.

'હા એટલું વળી ઠીક છે. પણ કુમુદના જેવી ગરીબડી નથી કે જ્યાં જાય ત્યાં સમાય. સિંહણ જેવી છે, તેને તો સિંહ જોઈએ, તે કાંઈ ભરી રાખ્યા છે જગતમાં ? જો સરસ્વતીચંદ્ર જડે અને કહ્યું માને તો એમને હાથ તો રહે ખરી; પણ જે ધણીને દશ લાખ રૂપિયાની ગાદી છોડતાં વાર ન લાગી તેને આપણે તે શું સમજાવનાર હતાં ?'

'આ ચંદ્રકાંતના હાથમાં કંઈ વાત હશે.'

'હા, એટલા જ સારુ હું કુસુમને એમની નજરે જરા પડવા દઉં છું કની ?'

ચંદ્રકાંતે બારણે નિઃશ્વાસ મૂક્યો. થોડી વારમાં કુસુમ એની પાસે દોડતી આવી. મણિરાજ મહારાજની સવારી આ રસ્તે આવતી હોઈ ચંદ્રકાંતને તેની ખબર આપી

ને બારણે ચક નંખાવી દીધો. રત્નનગરીના જુવાન મહારાજ મણિરાજનું વય આજ વીસ એકવીસ વર્ષનું હશે. એના પિતા મલ્લરાજ ગુજરી ગયે બે-ત્રણ વર્ષ થયાં હતાં અને મણિરાજ ગાદી પર બેઠા પહેલાં થોડા કાળ પર વિદ્યાચતુરને પ્રધાનપદ મળેલું હતું. મણિરાજને નાનપણમાંથી મૃગયાનો શોખ હતો. સુંદરગિરિ અને મનહરપુરીની આસપાસનાં જંગલ એને માટે ઘણાં અનુકૂળ હતાં. કારણ તેમાં મનુષ્યની વસ્તી આછી અને પશુની વસ્તી ઘાડી હતી.

ગ્રીષ્મ ઋતુના અનુકૂલ સમયમાં મહારાજ મણિરાજ રાતના પાંચ વાગતાં આજ મૃગયા રમવા નીકળી પડ્યો હતો. એટલામાં જ બહારવટિયાના સમાચાર મળવાથી તે અચિંત્યો અત્યારે મનહરપુરીમાં આવી ચઢ્યો હતો. મહારાજને નાનકડા ગામમાં પ્રાતઃકાળમાં પધારતો જોઈ ગરીબ વસ્તી તેને સત્કાર દેવા તરવરવા લાગી.

ઉત્તમ કન્યાવસ્ત્ર પહેરી, હાથમાં સોનારૂપાના ગંગા-યમુનાની ભાતવાળા મોટા થાળમાં શોભા અને સુગંધવાળાં કુસુમનો કોણાકાર* રાશિ લઈ, કુસુમ આવી. ધોળી ભોંય ઉપર રાતા અને લીલા ફૂલની કોરવાળું સોનારૂપાના તારથી ભરેલું ભૂરું રેશમી ઓઢણું પ્રાતઃકાળની ફૂલવાડી પેઠે એના ગૌર શરીર ઉપર પવનની સૂક્ષ્મ લહેરોમાં ફરકી રહ્યું. કસુંબલ ચણિયાની દેખાતી એક પાસ વળેલી કરચલીઓ, પ્રભાતના પૂર્વાકાશમાં દેખાતી સૂર્યપ્રભાની રેખાઓ પેઠે જોનારને નિર્દોષ આનંદ અને ઉત્સાહ આપવા લાગી. એને પગે નાના નૂપુર સૂક્ષ્મ રણકાર કરી એની ગતિ સૂચવતાં હતાં. કેડે વાંકી રહેલી મોતી અને રંગીન મણિની ભરેલી મેખલા+ ઇન્દ્રધનુષ્ય જેવી લાગતી હતી. ગુણસુંદરી ચંદ્રકાંતને કહેવા લાગી :

'ચંદ્રકાંતભાઈ, તૈયાર થાઓ. મહારાજ પળવારમાં પધારશે. ગમે તો બારણે પગથિયાં ઉપર ઊભા રહો.' ગુણસુંદરીની ઓસરી બહાર લોકની ઠઠ વધી, કોલાહલ વધ્યો અને અચિંત્યો શાંત થઈ ગયો. રસ્તાની બે પાસ લોક ઊભા રહ્યા અને પર્વતો વચ્ચે ખીણ હોય તેમ લોકની વચ્ચે માર્ગ થઈ ગયો. મહારાજ મણિરાજ પોતાના મંડળ સાથે આવતા દેખાયા. મણિરાજના શરીરને તેની માતાએ રંગ અને કાંતિ આપ્યાં હતાં અને પિતાએ બાંધો અને બળ આપ્યાં હતાં. એનો વર્ણ શુદ્ધ કનકગૌર હતો. પણ ક્ષત્રિયશૌર્યના લોહીની તપેલા કનકના જેવી રતાશ એ ગૌરતામાં સ્પષ્ટ દેખાતી હતી. ગુણસુંદરીના ઉતારા પાસે એ આવે છે ત્યાર પહેલાં તો એને જોઈ ચારણ અથવા એવી જ કોઈ વર્ણની, રાજભક્તિથી ભરેલી સ્ત્રીઓ ભીડમાંથી આગળ આવી મણિરાજના સામી ઊભી રહી અને ઓવારણાં લેતી વીરસ્વરે ગાતી તેમાં સ્ત્રીકંઠનો લલકાર ભરવા લાગી.

---

* કોણના આકારવાળો (સં.) + કંદોરાને ઠેકાણે પહેરવાની સાંકળી



ઊંચા પર્વત પાસે આઘેથી કોમળ અને સ્મિતમય સુંદર ઉષા આવવા લાગે તેમ કુસુમ થાળ લઈ મહારાજ મણિરાજ પાસે ધીમેધીમે આગળ આવી. નાની સરખી નદી આગળ નીચો નમી આકાશનો ઊંચો મેઘ ધારારૂપી હાથ નદી સુધી લાંબા કરે, તેમ મણિરાજે કુસુમના હાથમાંનો થાળ પોતાના હાથમાં લીધો. એક અંજલિ ભરી પુષ્પ ચંદ્રકાંતને આપ્યાં, બીજી અંજલિ ભરી કુસુમની અંજલિમાં આપ્યાં, ત્રીજી અંજલિ ભરી પોતે સ્વીકાર્યાં અને બાકીનાં વસ્તીમાં વહેંચવા આજ્ઞા કરી.

કુસુમે સંસ્કૃત શ્લોકો બોલતે બોલતે મહારાજ મણિરાજનું જે મધુર સ્વાગત કર્યું ને મહારાજ સાથે જે રમ્ય વાર્તાલાપ કર્યો તેથી સર્વ લોક સ્તબ્ધ થઈ એકીટશે જોઈ રહ્યા. ઓસરીના ઓટલા ઉપરના ચકમાંથી ગુણસુંદરી અને સુંદરગૌરી અમૃતપાન કરતાં હોય તેમ પુત્રીના મુખ સામું જોઈ રહ્યાં. ચંદ્રકાંત અકળાયો : 'ઓ સરસ્વતીચંદ્ર, તારું ભાગ્ય ક્યાં ફૂટ્યું છે ? કોણ જાણે ક્યાં અત્યારે આથડે છે ને મને અથડાવે છે ? – રત્ન જો તો ખરો ! અરેરે ! પણ તારે બ્રહ્મચારી રહેવું છે ને આને મીરાંબાઈ થવું છે ! એ જોગ ક્યાં ખાશે ?'

મહારાજ પાસે વધારે બોલવા પ્રયત્ન કરતાં મુગ્ધ કન્યાના ગાલ ઉપર ગુલાબી રંગના શેરડા પડી ગયા અને અંતે પાંદડાંના આચ્છાદનમાં અચિન્તી ફૂલની કળીઓ ફૂટવા માંડે તેમ દંતકલિકાઓ દેખાઈ.' 'પિતાના ઘરમાં પુત્રો ફરતા હોય તેમ જેના રાજ્યમાં મનુષ્યો નિર્ભય ફરે, તે રજા રાજવીઓમાં શ્રેષ્ઠ છે.' એવા ભાવાર્થવાળો કુસુમ શ્લોક બોલી ને પ્રસન્ન થઈ મણિરાજે રજા આપી. વાર્તાવિનોદ કરતા કરતા મણિરાજ અને ચંદ્રકાંત અદૃશ્ય થયા.

સુંદરગૌરી ખુશખુશાલ બની કુસુમને બળથી છાતીસરસી ચાંપવા લાગી, તે ગુણસુંદરી આનંદથી જોઈ રહી મનમાં બોલી : 'ઘડી ઉપર અતિશય દુઃખ હતું, ઘડીમાં શો આનંદ થઈ ગયો ? ઈશ્વરની ગતિ ન્યારી છે.'

ખરેખર ઈશ્વરની ગતિ ન્યારી જ નીવડી. દુઃખ પછી સુખની ને સુખ પછી દુઃખની ઘડી ઊભી હોય તેમ માનચતુરની સાથેના બે સવારે દુઃખભર્યે મોંએ કુમુદસુંદરી નદીમાં તણાયાના સમાચાર કહ્યા. શોકની આગ આખા ઘરમાં ભભૂકવા લાગી. ઘરમાં-પરિવારમાં પૂછાપૂછ અને રડારોળ થઈ રહી. એટલામાં દોડતે ઘોડે એક સવાર આવ્યો ને બોલ્યો : 'ગુણસુંદરીબા, બહારવટિયાઓમાંથી બહેન ઊગર્યાં ત્યારે નદીમાં તણાયાં. એમની ગાડીમાં આ એની પોટલી હતી તે ગાડીવાને મોકલી છે.' ગુણસુંદરી રડતી રડતી વિશેષ સમાચાર પૂછવા લાગી. 'ગુણસુંદરીબા, નદી કોઈના હાથમાં નથી. પણ તમારે પુણ્યે સારાં વાનાં થશે એમ આશા રાખજો.' ગાડીવાન બિચારો રડતો હતો ને કહેતો હતો કે ઈશ્વર પિયરમાં ને સાસરે-બે ઘરમાં

તાળાં નહીં વાસે !

ગુણસુંદરીનું હૃદય આથી તૃપ્ત થયું નહીં. દુઃખી માતાએ માથું નાખી દીધું. અંતે હૃદય ખાલી થતાં ધૈર્ય આવવા લાગ્યું. અને કુસુમ પાસે ગંઠસડી છોડાવી તો વનલીલાનો પત્ર નીકળ્યો. પ્રમાદધન, કૃષ્ણકલિકા મોટે સ્વરે બોલી : 'સુંદરભાભી, જો કુમુદ નદીમાં ડૂબી હોય તો કસાઈને ઘેરથી ગાય છૂટી સમજજો. અરેરે ! આ દુઃખ મને તે શી રીતે જણાવે ?' દીકરીના દુઃખથી માતાની આંખમાં ફરી આંસુ ઊભરાયાં.

'હં ! એ ફૂલથી તે એ કેમ વેઠાયું હશે ? ભાભી, એ દુઃખનું માર્યું માણસ જીવ કાઢી નાખે હોં ! આ નદીમાં અમસ્તી પડી નથી. લ્યો નક્કી એ દુઃખમાંથી છૂટવા પડેલી. ઓ મારી બહેન ! અમારે મોંએ વાત કરવા જેટલી વાટ તો જોવી'તી ?' સુંદર દુઃખભરી બોલી. એની આંખમાં આંસુ ભરાયાં ને વળી બોલી : 'ઓ મારા ફૂલ ! તેં તે આ વજ્રનો માર કેમ સહ્યો હશે ?' કુસુમે પણ આંસુમાં આંસુ ભેળવ્યાં ને બનેવી ઉપરનો ક્રોધ ભેળવી ભમર ચઢાવી.

કાગળમાં બીજી વાતો લખી હતી તેના પર તર્ક કરવામાં ગુણસુંદરી ગૂંથાઈ. કુમુદ ઉપર આરોપ મૂકવા પ્રમાદધને સંકેત કરેલો જાણી મનમાં ડામ દેવાયો. નવીનચંદ્રનું નામ વાંચી તે કોણ હશે એવો સહજ પ્રશ્ન ઊઠી શાંત થઈ ગયો. વનલીલાને રત્નનગરી બોલાવી, એની પાસેથી સર્વ જાણી, હૃદયમાં કાંટા વાગે તો જ ગાય જેવી રંક અને નિર્મલ પુત્રીને કસાઈવાડે બાંધ્યાના મહાપાપનું પ્રાયશ્ચિત્ત થાય, અને તે શોધવું જ એવો નિશ્ચય કર્યો. પણ વર વિના સર્વ સાસરિયાં કુમુદ ઉપર પ્રીતિ રાખતાં હતાં તે વિચાર થતાં કુટુંબને કસાઈવાડાની ઉપમા આપ્યાથી મહાદોષ થયો એમ લાગ્યું. હવે તો સર્વ દુઃખનો સાથી, હૃદયનો મંત્રી, મારો ચતુર આવે તો જ આ વિષમ દશામાંથી છોડાવે એવો વિચાર ગુણસુંદરીને થયો. ત્યાં પતિનો સ્વર પણ બહાર સંભળાયો અને અમૃતપવનની અચિન્તી લહેર દુઃખી જીવ ઉપર આવી.

❑

## ૧૮

# ધૂર્તલાલની ધૂર્તલીલા

પ્રિય પુત્રના વિયોગનું પોતે જ કારણ હતો તે જાણી વૃદ્ધ લક્ષ્મીનંદનના હૃદયમાં ઊંડો ઘા પડ્યો હતો. યુવાવસ્થામાં સ્ત્રીપુત્રાદિ વિષયે નવો ઉત્સાહ હોય છે ખરો, પણ જેમજેમ વૃદ્ધાવસ્થાની ઋતુનો વા વાય છે તેમતેમ મન પોચાં થાય છે. વૃદ્ધોનાં હૃદય વૃદ્ધાવસ્થાના દંડરૂપ બાળકોના ઉપર લટકે છે. સરસ્વતીચંદ્ર જેવા પ્રિય પુત્રને સંભારી સંભારી પિતા દિવસે દિવસે ક્ષીણ થયો ગયો અને પોતાનું અશેષ દ્રવ્ય તેને શોધવામાં ખરચવા તત્પર થયો. મુંબઈનગરીની પોલીસમાં, પરદેશમાં, પોતાના ઓળખીતા અમલદારો અને વ્યાપારીઓમાં પોતાના અનેક સેવકોમાં, અને એમ સૂઝ્યું ત્યાં લક્ષ્મીનંદન અત્યંત દ્રવ્ય વેરવા લાગ્યો. વ્યાપારનાં સર્વ યંત્ર પોતાના સાળા ધૂર્તલાલને સોંપી જાતે રાત્રિ-દિવસ પુત્રશોધની જ ચિંતામાં રહેવા લાગ્યો. એકલો હોય ત્યારે બેઠો બેઠો અથવા સૂતો સૂતો આંખમાંથી જળની ધારા ચાલ્યાં કરે તે લોહે પણ નહીં. જ્યારે ત્યારે આંખ આગળ પુત્રનું મુખ તરે અને કાનમાં તેના સ્વરના ભણકારા વાગે. સર્વકોઈ એમ જ કહેવા લાગ્યા કે હવે ગમે તો શેઠ ઘેલા થઈ જશે કે ગમે તો એમનો દેહ છૂટશે.

જ્યારે સર્વને શેઠની દયા આવવા લાગી ત્યારે એમના સાળા ધૂર્તલાલને નવો નવો ઉમંગ આવવા લાગ્યો. શેઠે ગુમાનને તો હવે બોલાવવી પણ બંધ કરી હતી અને ધૂર્તલાલની પાસેથી સરસ્વતીચંદ્રને શોધવાનું દ્રવ્ય માગવા સિવાય કાંઈ પણ હિસાબ પૂછવાનું છોડી દીધું હતું. વહુની રીસ તો સાસુનો સંતોષ-એ માર્ગ પકડી ધૂર્તલાલ લક્ષ્મીનંદનને અનુકૂળ થઈ ગયો. 'દગલબાજ દહોરા નમે, ચિત્તા, ચોર, કમાન.'

પુત્રશોકમાં પડેલા ધનપતિનું ધન હરી લેવાનું ધૂર્તલાલે ખૂબ બુદ્ધિ ચલાવી. દુકાનના ગુમાસ્તાઓ અને મહેતાઓની મરજી સંપાદન કરી. ફોડી, ભય બતાવી તેમનો શેઠ થઈ બેઠો. તિજોરી, રોકડ અને દસ્તાવેજ માત્રની કૂંચી હાથમાં લીધી. ધણીરણી થઈ પડ્યો. પણ પોતાના આ પ્રપંચથી નાતમાં માત્ર બે જણને મેળવી

શક્યો નહીં. સરસ્વતીચંદ્ર સાથે તકરાર હતી ત્યાં સુધી ગુમાન ભાઈની શિખામણ પ્રમાણે વર્તી. હવે સ્વાર્થનું કેન્દ્ર એનો પુત્ર ધનનંદન એકલો રહ્યો ને લક્ષ્મીનંદનની સર્વ મિલકત ગુમાન ધનનંદનની ગણવા લાગી. આ ફેરફારનો અંધ ધૂર્તને ખ્યાલ આવ્યો નહીં અને પોતાની ચોરીમાં બહેનને સામેલ કરવા લાગ્યો. આ સર્વ ચોરી ને હાનિ પોતાના જ પુત્રના દ્રવ્યમાંથી થાય છે એનું ભાન થતાં ગુમાન પોતાના ભાઈને પોતાનો શત્રુ ગણવા લાગી.

ભાઈની વાતમાંથી આવી રીતે બહેન દૂર રહી અને બીજો દૂર રહેનાર હરિદાસ નામનો ગુમાસ્તો મળ્યો. હરિદાસ જાતે કુલીન અનુભવી અને પ્રામાણિક વાણિયો હતો. એ ઘણો જૂનો નોકર હતો અને સરસ્વતીચંદ્ર ઉપર પ્રીતિ રાખતો હતો. ધૂર્તલાલ સાથે એણે દેખીતું વૈર ન કર્યું; પણ એના પેચથી ભોમિયો રહી પોતાના સ્વામીનો સ્વાર્થ જાળવવા મથતો હતો.

ધૂર્તલાલ આમ નિષ્કંટક ઉદય ભોગવતો હતો; પણ આ સર્વ ચાર દિનનું ચાંદરણું છે એવું પાકું સમજતો હતો, તેથી લક્ષ્મીનંદનના દ્રવ્યકૂપને બંબા મૂકી ખાલી કરવા લાગ્યો. પોતાને ઘેર અને પારકી પેઢીઓમાં અઢળક ધન ભેગું કરવા માંડ્યું. સરસ્વતીચંદ્રની શોધમાં પણ દેખીતી રીતે લક્ષ્મીનંદનને અનુકૂળ બની, પાછળથી એ શોધ કદી સફળ ન થાય એમ કરતો.

એક દિવસ પુત્રને સંભારતા સંભારતા લક્ષ્મીનંદન શેઠ સરસ્વતીચંદ્રના વાલકેશ્વરવાળા બંગલામાં ગયા. અંદર જઈ કુમુદસુંદરીની મોટી છબી આગળ ઊભા. પાસે ગુમાસ્તો હરિદાસ અને ધૂર્તલાલ હતા; શેઠ છબી જોઈ રહ્યા. આંખમાં આંસુ ઊભરાવા માંડ્યાં. 'હરિદાસ, આ મારા ભાઈની વહુ ! ભાઈ જતા રહ્યા ને વહુ બીજે ઘેર પરણી ગઈ બે રત્ન હાથમાંથી જતાં રહ્યાં. અરેરે ! મેં મૂર્ખાઈ કરી ન હત તો મારે ઘેર નવનિધિ ને અષ્ટસિદ્ધિ હત. પણ મારું ભાગ્ય જ ફરી વળ્યું.' શેઠે હરિદાસને ખભે હાથ અને માથું નાખી પોક મૂકી.

ધૂર્તલાલ હાથમાં આવેલો પ્રસંગ મૂકે એમ ન હતો. તે તરત બોલી ઊઠ્યો. 'આ ચિંતામાં આપનું ચિત્ત ખસી જશે. આવા પુત્રની પાછળ આપને જે ન થાય તે ઓછું. માટે જ આપની બુદ્ધિ ઠેકાણે છે ત્યાં સુધીમાં એક એવો દસ્તાવેજ તૈયાર કરી રાખો કે ન કરે નારાયણ અને આપનું ચિત્ત ઠેકાણે ન રહે તો આપનું કામ આપના બે વિશ્વાસુ માણસો કુલમુખત્યારીથી કરે. તેમાંનો એક મારા ભાણેજનો સ્વાર્થ જાળવે ને બીજો સરસ્વતીચંદ્રભાઈનો સ્વાર્થ ભાઈ આવતાં સુધી જાળવે.' ધૂર્તલાલે તે માટે તાબડતોડ નામ પણ સૂચવ્યાં. ભાણાભણીથી પોતે ને સરસ્વતીચંદ્ર તરફથી હરિદાસ.



બે બદામના ગુમાસ્તનું તે શું ગજું, લક્ષ્મી દેખી ગલગલિયાં થતાં જ ચળી જશે એમ માની ધૂર્તલાલે હરિદાસને ફોડવા પાસો નાખ્યો. હરિદાસે જોયું કે બાજી બગડે નહીં તે માટે હમણાં તો હામાં હા ભણવી જ ઠીક છે; ને તેથી દેખાવ એવો કર્યો કે ધૂર્તલાલ જાણે વાણિયો તો મારું જ માણસ. એટલે એની મદદથી વશે કે પછી કવશે શેઠ પાસે દસ્તાવેજ પર સહી કરાવી લઈ, શેઠને ગાંડા ઠરાવી ઇસ્પિતાલમાં ધકેલી દેવા સુધીની ગોઠવણ ધૂર્તલાલે રાખી. પણ ભાંગ્યું ભાંગ્યું તોય ભરુચ. શેઠની સાન સાવ ગઈ ન હતી તેથી ને હરિદાસ જેવા વિશ્વાસુની કીમતી સલાહસૂચના ને સહકારથી શેઠે ધૂર્તલાલનો કાંટો કાઢ્યો. પોલીસ-બંદોબસ્ત કરાવી, દસ્તાવેજ અંગે વધુ ચોખવટ કરવા શેઠ બપોરે દુકાને ગયા ને ધૂર્તલાલને પોલીસ પાસે પકડાવ્યો. ધૂર્તલાલના દેખીતા શાગિર્દ બનેલા હરિદાસે ધૂર્તલાલના જ હાથની ચિઠ્ઠીઓ પ્રપંચના પુરાવારૂપે પોલીસને હવાલે કરી ને પરિણામે શેઠ ઊગરી ગયા.

આ બધી ઘટના વર્તમાનપત્રોમાં ઉપરા ઉપર આવવા માંડી અને ધૂર્તલાલ તથા શેઠ સૌની જીભે ચઢ્યા. આની સાથે સરસ્વતીચંદ્ર નાસી ગયાની વાત તથા લક્ષ્મીનંદનના મનની દુઃખદ અવસ્થાનું વર્ણન પણ બહુ ચિત્તવેધક રીતે છપાવા લાગ્યું. બુલ્વર સાહેબ અંગત રસ લઈ આનો પ્રચાર કરાવવા લાગ્યા; કેમકે એમના મનમાં એમ હતું કે સરસ્વતીચંદ્ર ગમે તેટલે દૂર ખૂણામાં પડ્યો હશે, પણ આ સમાચારથી એના પિતૃવત્સલ મર્મસ્થાન ચિરાશે ને સર્વ મમત મૂકી એ પિતા પાસે આવશે. પિતાએ સરસ્વતીચંદ્ર જ્યાં હોય ત્યાંથી આવી પહોંચે એ માટે સરસ્વતીચંદ્રની જ રચેલી ગઝલ પોતે સરસ્વતીચંદ્રને સંબોધતા હોય એ રીતે ફેરફાર કરાવી છપાવી. પિતાને એટલાથી સંતોષ ન વળ્યો એટલે ભેગું છપાવ્યું, 'ઓ ભાઈ ! આમ તે હાડ શું જાય છે ? આ મારાં પળિયાંની જરા તો દયા આણ ! હવે તો આજથી એક મહિનો તારી વાટ જોઈશ ને ત્યાં સુધીમાં જો તું નહીં આવે તો દશરથજીની પેઠે પ્રાણ કાઢીશ.'

❑

## ૧૯

# પ્રમાદધનની દશા

પોતાના પક્ષના માણસોના દોષ થતાં પ્રજા પોતાની પાસે ફરિયાદ કરવા નહીં આવી શકે, તો એ પાપ કોને માથે ? પ્રમાદધનનો અથવા મારા પક્ષના માણસોનો દોષ 'બુદ્ધિધન !' તારી પાસે કોણ કાઢશે ?' એ પ્રશ્ને એનું મસ્તક ભમાવ્યું. પ્રમાદધનની વધારે વધારે કથા જાણતાં બુદ્ધિધન વધારે કંપ્યો ને આ અનુભવે એને વધારે નરમ કરી નાખ્યો. 'શઠરાયને ત્યાં દુષ્ટરાય પાક્યો ને મારે ત્યાં પ્રમાદધન – ત્યારે મારામાં ને શઠરાયમાં શો ફેર ?' આ અને એવાં પ્રશ્નો કારભારને બીજે ત્રીજે દિવસે બુદ્ધિધનને ગૂંચવવા લાગ્યા.

બનાવો એવા બન્યા હતા કે આ દુ:ખી મગજમાં દુ:ખની ભરતીનો પાર રહ્યો ન હતો. નવીનચંદ્રના જવા પહેલાં વનલીલા દ્વારા પ્રમાદધનની કેટલીક વાતો સૌભાગ્યદેવી ને અલકકિશોરી પાસે ને ત્યાંથી બુદ્ધિધન પાસે ગઈ હતી. પણ એથીયે વધારે દુ:ખની વાત હવે આવી. જે દિવસે કુમુદસુંદરી ગઈ તે જ દિવસે વનલીલા કૃષ્ણકલિકા અને પ્રમાદધનની સર્વ વાત અલકકિશોરી ને સૌભાગ્યદેવીને કહી આવી. એ બે જણે પ્રમાદધનને મોઘમ ઠપકો દીધો. અપરાધી ચિત્તે તેમાંથી બચી જવા કૃષ્ણકલિકાએ આપેલું શસ્ત્ર વાપર્યું ને 'મર્મદારક ભસ્મ'વાળા કાગળના કડકા બતાવ્યા. ગરીબ કુમુદ ઉપર આરોપ મૂક્યો, તે સાંભળતાં જ મા-દીકરીને વનલીલાએ કહેતી વાત ખરી લાગી.

સૌભાગ્યદેવીની આંખમાં આંસુ આવ્યાં. 'બ્રાહ્મણીને પેટે રાક્ષસ અવતર્યો. શિવ ! શિવ !' અનેક દુ:ખ સહેનારીથી આ દુ:ખ ન સહેવાતાં પરસાળમાં જઈ જમીન ઉપર લૂગડું પગથી માથા સુધી ઓઢી રોતી રોતી સૂઈ ગઈ.

અલક ભાઈ ઉપર કૂદી ઊછળી અને ગાજી : 'ધિક્કાર છે તને, લાજ ! લાજ !' પ્રમાદે નવીનચંદ્રવાળી ચિઠ્ઠીના કડકા પુરાવારૂપે સામે ધર્યા. અલકે આ સઘળું બુદ્ધિધનને જ બતાવી તેની પાસે ન્યાય કરાવવાનું ધાર્યું. ''પુરાવો ને બુરાવો; જોઈ લેજોને કે બધુંયે નીકળશે. કુલટા મેડીમાં આવી હતી ને આપે કેવડો ને સાંકળી



એના પર રસ્તામાં ફેંક્યાં હતાં તે શાનું સાંભરે ?' કુમુદે કૃષ્ણકલિકા પર ફેંકેલાં કેવડો ને સાંકળી યાદ આવતાં પ્રમાદધન નરમ થઈ ગયો, એની બુદ્ધિ ગુમ થઈ ગઈ. બાજી હાથમાંથી ગઈ સમજી નીચું જોઈ ચાલતો થયો.

આ સર્વ હકીકત બુદ્ધિધનને પહોંચી. તેણે સર્વ વાત સાંભળી પુત્રની પાસેથી પોતાના વિશ્વાસુ નરભેરામ દ્વારા ઉત્તર લીધો. પ્રમાદે કૃષ્ણકલિકાએ સુઝાડેલો વિશેષ ઉત્તર એ આપ્યો કે નવીનચંદ્ર અને કુમુદ સંપ કરી પોતાની વાત ઉઘાડી પડતાં ભદ્રેશ્વર ગયાં છે એ મારો વધારે પુરાવો.

શાંત વિચાર કરતાં પુત્રની વાત પિતાને પણ છેક અસંભવિત ન લાગી. બધાંને એકઠાં કર્યા સિવાય ખુલાસો શી રીતનો થાય ? અને બધાંને એકઠાં કરવાનો પ્રસંગ આવે તો કુટુંબની પ્રતિષ્ઠા જાય – એ વિચારમાં આખો દિવસ કાઢી નાખ્યો. સાયંકાળે સુરસિંહને પકડી પોતાનાં માણસો આવ્યાં અને રાત્રિના નવ વાગતાં કુમુદસુંદરીવાળો રથ ઠાલો લઈ ગાડીવાન આવ્યો ને કુમુદસુંદરી તણાઈ ગયાના ને શોધ કરતાં પણ ન મળ્યાના સમાચાર કહ્યા: કુટુંબમાં અત્યંત શોક વ્યાપી ગયો. કુમુદસુંદરી ઉપર મૂળથી હતી તે દયા અને પ્રીતિ દશગણાં થયાં અને કૃષ્ણકલિકા ને પ્રમાદધન ઉપર કુટુંબનો ક્રોધ સો ગણો વધ્યો.

વિદ્યાચતુરનો બુદ્ધિધન ઉપર પત્ર આવ્યો હતો ને તેમાં પ્રમાદધનને સારી સંગત માટે રત્નનગરી તેમ સુવર્ણપુરને બદલે કોઈ ત્રીજે જ સ્થળે મોકલવા લખેલું. બુદ્ધિધન આ બધું વિચારતો હતો ત્યાં અલક આવી ને રડી પડી બોલી : 'પિતાજી, હવે તો તમે આમાંથી ઉગારો ત્યારે. ભાભી જવા બેઠાં તે સહેવાતું નથી. તેમાં આ ભાઈ એમની પાછળ ગમે તે બકે છે ને ઊલટો ચોર કોટવાળને દંડે તેમ થયું છે, હોં ! તમે એને બહેકાવશો નહીં, હોં ! ભાઈ તમારી પાસે આડીઅવળી વાતો ભેરવશે ને ભાભીના ભણીની વાત કોઈ કહેનાર નથી.' બુદ્ધિધને અલકકિશોરીને શાંત કરી વિદાય કરી. બુદ્ધિધન એકલો પડ્યો.

'હે ઈશ્વર ! આ જગતનાથી કેવો ઊલટો માર્ગ કે ભાઈનું સગપણ મૂકી ભાભીની વકીલાત કરવા બહેન આવી ! કુમુદસુંદરી ! મારા ઘરની લક્ષ્મી ! આ સૌ તમારી પવિત્રતાનો પ્રતાપ !' છેવટે બધો વિચાર કરતાં બુદ્ધિધનને લાગ્યું કે નવીનચંદ્રના અક્ષરવાળી કવિતા નિર્દોષ છે. ખરા આરોપમાંથી બચવા ખોટો પ્રત્યારોપ* પ્રમાદધને કુમુદ ઉપર મૂક્યો હોવાની પ્રતીતિ થઈ ને પિતા બોલી ઊઠ્યો : 'દુષ્ટ ! મારી પ્રતિજ્ઞા છે કે મારો સંબંધી હશે તેને માથે પણ આરોપ સિદ્ધ થતાં હું શિક્ષા કરીશ. પ્રમાદ ! તું હવે મારો પુત્ર નથી અને હું તારો પિતા નથી !'

* સામો આરોપ (સં.)

વળી વિચાર થયો – 'પુત્રને શિક્ષા કરી મારાથી દૂર કરીશ તો એનાં પુણ્યપાપની ભાગિયણ થવાને સૃજાયલી ગરીબ કુમુદને પણ વગર શિક્ષાએ શિક્ષા જ થવાની !' છેવટે નક્કી કર્યું કે 'પ્રમાદને પદવીભ્રષ્ટ કરીશ, દરબારમાંથી એનો પગ કાઢીશ – બીજી શિક્ષા ન્યાયાધીશ પાસેની – હરિ ! હરિ ! સવારે તું જે બુદ્ધિ આપીશ તેમ હું કરીશ.' આમ વિચારતાં વિચારતાં બુદ્ધિધન નિદ્રાવશ થયો.

એ નિદ્રામાં પડ્યો તે વેળા પ્રમાદધન ઘેર આવ્યો ન હતો, આવવાનો ન હતો, અને પ્રાતઃકાળે સૌ ઊઠ્યા પણ એ આવ્યો ન હતો. લોકમાં તો અનેક વાતો કહેવાઈ. સમુદ્ર ઉપર એક મડદું તણાતું દેખાયું હતું. તે એનું કહેવાયું. કોઈ કહે એણે આપઘાત કર્યો, કોઈ કહે એને કોઈએ મારી નાખ્યો, કોઈ કહે એ જતો રહ્યો. પિતાની પાસેથી મળવાની શિક્ષાના ભયથી તેમ લજ્જાથી પણ ગયો કહેવાયો. એનું ખરેખર શું થયું તે ઈશ્વર જાણે. 'એ પુત્ર શોધવા યોગ્ય નથી–ગયો તો ભલે, મારે એનું કામ નથી. જીવતો હો કે મૂઓ હો તે મારે મન એક જ છે. હું તો એનું સ્નાન કરી નાખું છું.' ઇત્યાદિ વચન પુત્રના સંબંધમાં બુદ્ધિધને કહ્યાં કહેવાયાં.

પરિભવ* પામેલા મનસ્વીજનોનું પ્રાયશ્ચિત્ત આવું જ હોય છે.

❑

* તિરસ્કાર (સં.)

૨૦

## આશા-નિરાશા વચ્ચે

કુમુદસુંદરી સુભદ્રામાં તણાયાના સમાચાર મનહરપુરીમાં સાંભળી, ગુણસુંદરી સાથે વિદ્યાચતુર રત્નનગરી આવ્યો, તે સમયે મણિરાજને ગાદી પર બેઠે બેત્રણ વર્ષ થયાં હતાં.

જે બાગમાં મલ્લરાજ ગુજરી ગયો તે બાગમાં મલ્લેશ્વર નામ આપી એક સાધારણ કદનું પણ સુંદર શિવાલય કરાવ્યું હતું. સ્વામી ગયા પછી વિધવા રાણી મેનાએ આ જ બાગમાં રાતદિવસ રહેવાનું રાખ્યું હતું.

વિદ્યાચતુરે ઘણુંક આશ્વાસન આપ્યા છતાં કુમુદસુંદરીના સમાચારથી દુઃખનો ભાર સહેવા ગુણસુંદરી અશક્ત નીવડી હતી. મણિરાજ તથા વિદ્યાચતુરે એ દુઃખ હલકું કરવા એને રાજમાતા પાસે મોકલી. દુઃખી રાજવિધવાને જોઈને જ શાણી ગુણસુંદરી પોતાનું દુઃખ ભૂલશે એવી સૌને કલ્પના હતી.

ગુણસુંદરી, સુન્દરગૌરી અને કુસુમસુંદરીને લઈને મલ્લેશ્વરની વાડીમાં આવી તે પ્રસંગે પ્રાતઃકાળના સાતેક વાગ્યા હશે. માતાજી (મેના) પાસે બેસી ગુણસુંદરી આશ્વાસન ને શાંતિ મેળવવા મથતી હતી, ત્યાં જ તેને કુમુદસુંદરી વિશે વધુ સમાચાર સાંભળવા મળ્યા. પ્રતાપના હાથણાં કુમુદસુંદરીનો એક પગ હતો, પણ પ્રતાપ સ્વતંત્ર માર્ગે જાય તે પહેલાં શંકરે એનો પગ પકડ્યો અને શંકરને પ્રતાપે તલવારને ઘાએ હણ્યો. એટલામાં કુમુદબહેનના રક્ષણને અર્થે નીકળી પડેલા મલ્લરાજના ભાયાત સામંતના પુત્ર મૂળરાજે કાંઠા ઉપરથી પડતું નાખી પ્રતાપનું માથું ધડથી જુદું કર્યું - ગુણસુંદરીને એથી રજતૃપ્તિ થઈ નહીં. તેને મન સોળે સોગઠી કાચી રહી. અલબત્ત પ્રતાપ અને નદી બેનો ભય હતો તેને બદલે હવે એકલો નદીનો ભય રહ્યો. મૂળરાજનું એમ કહેવું હતું કે નદીના મુખ આગળ રત્નાકર સાથે સંગમ થાય છે, ત્યાં આગળ કુમુદબહેનનું શરીર તણાતું તણાતું પહોંચશે. તે વેળા ભરતી હશે અને તેથી નદીનાં ને રત્નાકરનાં પાણી સામાં મળશે. સંગમ આગળનું બધું પાણી સ્થિર રહેશે, એટલે કુમુદબહેનનું શરીર આગળ સમુદ્રમાં નહીં તણાય પણ સંગમ આગળ અટકશે.

'હરિ કરે તે ખરું !' નિઃશ્વાસ મૂકી ગુણસુંદરી બોલી : 'ઈશ્વર સારું જ કરશે.' મેના બોલી : 'માતાજીનો આશીર્વાદ છે તો સારું જ છે. પણ તણાઈ તે તણાઈ. માતાજી, હવે આશા વ્યર્થ છે; ઠીક છે, છેલ્લા સમાચાર મળતાં સુધી આશા ન મૂકવી એટલો આપણો ધર્મ છે.' ગુણસુંદરીએ ઉત્તર આપ્યો.

સૌ ઊઠ્યાં, વેરાયાં, ચાલ્યાં. સૌની પાછળ કુસુમ આરજાની સાથે વાતો કરતી ચાલતી હતી. થોડે છેટે સુંદરગિરિની એક ગોંસાઈયણ ને તેની જોડે કુમકુમ ભરેલો થાળ લઈ માતાની પૂજારણ ચાલતી હતી. અંતે વાતો થઈ રહેતાં કુસુમ ત્રણેને છોડી સુંદરને પકડી પાડી તેની સાથે ચાલવા લાગી.

વાડીનો દરવાજો આવ્યો. ગાડીમાં બેસી ગુણસુંદરી, સુંદર અને કુસુમ ઘર ભણી ચાલ્યાં. ગાડી ચાલતાં સુંદર કુસુમને માથે હાથ મૂકી પૂછવા લાગી.

'કુસુમ, આરજા ને પૂજારણ ને ગોંસાઈયણ સાથે શી વાતો કરતી હતી ? ભલું તને એવાં એવાં સાથે વાતો કરવાનું મન થાય છે તો ! તારે આરજાબારજા થવું છે ?'

'થઈયે-ય ખરાં, પરણેલાં એ બધાં સુખી છે.'

'તે પરણે તેને શું દુઃખ છે ?'

'પરણે તેને પતિ જડતાં દુઃખ, પતિ જીવતાં દુઃખ ને પતિ મરતાં દુઃખ ને ત્રણે વખત ન હોય તો એક વખત તો હોય હોય ને હોય; પતિ જડતાં દુઃખ પડ્યું કુમુદબહેનને, પતિ જીવતાં દુઃખ પડ્યું કુમુદબહેનને ! એ બેમાં સુખ, તો પરણેલાંને છોકરાનું દુઃખ થયું જોવું હોય તો જુઓ કુમુદબહેનનું દુઃખ ગુણિયલને !'

ગુણસુંદરી વિચારમાંથી ભડકી. સુંદરે બે ગાલ હાથ વતે આમળ્યા ને બોલી : 'મેર ! મેર ! શરમ વગરની ! માની વાતો કરનારી ન જોઈ હોય તો ! તું ભલી આવું આવું શોધ્યાં કરે છે ! ન પરણવાના ચાળા !'

'તે શોધવા કંઈ આઘે જઈએ છીએ ? ઘરમાં ને ઘરમાં જોઈએ તોયે દેખીએ નહીં તે શું આંધળાં છીએ ? કાકી ! મને તો પિતાજી ન પરણાવે કની જાડી બમ થાઉં.' – આ વાતોમાં ગાડી ચાલી ગઈ.

દરવાજા બહાર વિદ્યાચતુર ગાડીમાં બેસી રહ્યો હતો. તેના મનમાં અનેક વિચારો ઘોળાયા કરતા હતા.

મૂળરાજે આણેલા કુમુદના સમાચાર સાંભર્યા.

'કુમુદ ! કુમુદ ! તારું ભાગ્ય વિચારું છું ત્યારે લોકની પેઠે છઠ્ઠીના લેખ માનવા ઉપર શ્રદ્ધા થાય છે. તું સુખને માટે સરજાયેલી જ નથી. વિદ્વાન વર શોધ્યો તે નકામું પડ્યું : કુલીન અને સુશીલ વર શોધ્યો તેણે ભૂંડું કર્યું. તું જ્યાં ગઈ ત્યાં તારા મોંમાં આવેલી સાકર દૈવે ઝૂંટી લીધી, અને આખરે બહારવટિયામાંથી બચેલી



તે નદીમાં ગઈ. રાજનીતિના વિષય પ્રસંગોએ પથ્થર જેવું કરેલું મારું કાળજું આંખમાં આંસુ સરખું આણી શકતું નથી.

જો-જો-જો-પ્રમાદધન અને કુમુદ એ બે જણ ગુજર્યાં હોય તો વિચાર માત્ર સમાપ્ત જ છે; જો કુમુદ એકલી ગુજરી ગઈ હોય તોપણ મારે મન એ સંસાર સમાપ્ત જ છે. જો પ્રમાદ અને કુમુદ બે જીવતાં નીકળે – તિરસ્કાર (સં.) તો આ દુર્ભાગ્યમાંથી બિચારીનું ભાગ્ય કેમ ઉત્પન્ન કરવું–એ સમુદ્રમાં કેમ તરવું – એનો વિચાર હું કન્યાનો બાપ તે શો કરું ? મેં તો એને વિદ્યા આપી, હોડી વડે એને તરતાં આવડે એટલું એનું ભાગ્ય. વર શોધતી વેળા માબાપથી થયેલી ભૂલનું પરિણામ ખમે કન્યા, અને આઘેથી જુએ ને રુએ માબાપ-આટલા માટે જ લોક કન્યા ઇચ્છતા નથી... પણ સૌભાગ્યદેવી અને બુદ્ધિધન જેવાં સાસુ-સસરો છે ત્યાં સુધી કુમુદની ચિંતાનો પ્રસંગ જ નથી. પણ પ્રમાદધનની વાર્તા ખરી હોય અને કુમુદ જીવતી નીકળે તો ? પુત્રીનું વૈધવ્યદુઃખ કેમ સહેવાશે ? શું મારી કુમુદ વિધવા ?' આ વિચારની સાથે જ મન ચિરાયું. 'હરિ ! હરિ ! ઓ પ્રભુ ! ઈશ્વર મારા સામું એટલું નહીં જુએ ?... પ્રમાદધન ! સુગંધવાળું ફૂલ સૂંઘતાં તને ન જ આવડ્યું - તે ચોળાઈ ગયું.' વિદ્યાચતુરે નિઃશ્વાસ મૂક્યો.

'કુમુદ ! સરસ્વતીચંદ્ર હજી જીવે છે. એણે મૂર્ખતા કરી તો ખરી પણ તેના હૃદયમાં જે યજ્ઞ તારી તૃપ્તિને અર્થે આરંભાયેલો હતો તે હજી હોલાયો નથી. પણ તને તેનો યોગ કરી આપવામાં જેટલું સાહસ મારે છે તેટલું સાહસ તારો સ્વીકાર કરનારને પણ છે. સરસ્વતીચંદ્ર ! આટલી લક્ષ્મીનો ત્યાગ કરવાનું સાહસ જેણે કર્યું તેને આ સાહસ કરતાં ડર લાગશે ? હરિ ! હરિ ! પ્રિય કુમુદ ! તારો પિતા અત્યારે દુઃખથી ઘેલો થયો છે. ઘેલછાને કાળે કરેલા વિચાર હું આચારમાં મૂકતો નથી. હજી તો વૃદ્ધ પિતા અને મામા જીવે છે. તેમના મત વિના મારાથી શું બનશે ? શું મને કુમુદ વહાલી છે ને તેમને નથી ? વૃદ્ધ પિતા અત્યારે પૌત્રીને માટે માથું છેટે મૂકી તલવાર બાંધી નીકળી પડ્યા છે – એ બાળકી મારી ખરી ને તેમની નહીં ? કુમુદ ! તારે માટે આ માર્ગે જઉં કે આ માર્ગે જઉં ? કાંઈ સૂઝતું નથી.'

વિદ્યાચતુર ગાડીમાં બેઠો હતો તે પ્રંસગનો લાભ લઈ, ગાડીમાંથી ઊતરી ચંદ્રકાંત પાસેના તળાવના આરા ઉપર ઊભો ઊભો ચારે પાસ જોતો હતો અને સરસ્વતીચંદ્રના વિચાર કરતો હતો.

'સરસ્વતીચંદ્ર ! વિદ્યાચતુરે તારી શોધ કરવા મદદ આપવાની વાત કાઢી ત્યારે કુમુદસુંદરીના સમાચાર આવ્યા ને તારી વાત ઢંકાઈ ગઈ !... ઘેરથી પત્ર ઉપર પત્ર આવે છે કે આ નિષ્ફળ શોધ છોડી ઘેર આવો. મારાં મૂર્ખ વહાલાંઓને ખબર નથી કે વસુંધરાનું જોયેલું એક અમૂલ્ય રત્ન ખોવાય છે – ચંદ્રકાંત જેવા અનેક પથરાઓ

ભેગા કરો તોયે એ રત્નના જેવું મૂલ્ય થાય એમ નથી.'

ત્યાં સુન્દરગિરિના આશ્રમનો એક બાવો તુંબડી લઈ લોટ માગતો ને ચીપિયો ખખડાવતો દીઠો. તે જોઈ ચંદ્રકાંતને વિચાર આવ્યો. 'સરસ્વતીચંદ્ર એ પ્રદેશમાં કેમ ન ગયા હોય ? બહારવટિયાઓમાંથી છૂટ્યા હોય તો એમનો એક માર્ગ મનોહરપુરીનો ને બીજો સુન્દરગિરિનો. વિધાતાની સુત્રધારતા* વિચિત્ર છે. કુમુદસુંદરીને એણી પાસ તાણ્યાં છે. સરસ્વતીચંદ્રને એ જ સૂત્રધારે એણી પાસ કેમ ન તાણ્યાં હોય ? અરેરે ! હવે ચંદ્ર અને કુમુદની પ્રીતિ શી ? એ પ્રીતિમાં જ પાપ અને એ પાપમાંથી છૂટ્યાને જ પ્રિય પવિત્ર ચંદ્ર કુમુદને અસ્પર્શ્ય રાખી અદૃશ્ય સ્થળે ભ્રમણ કરે છે.'

એવામાં વિદ્યાચતુરનો ગોડીવાળો આવ્યો.

'ભાઈસાહેબ, પ્રધાનજી તેડે છે.' ચંદ્રકાંત ગયો. ચંદ્રકાંતને પાસે બોલાવી વિદ્યાચતુરે તેને એક વીંટી આપી ને કહ્યું : 'ચંદ્રકાંત, આ વીંટી પરખો; સરસ્વતીચંદ્ર પાસે મેં આવી વીંટી જોઈ સાંભરે છે.' ચંદ્રકાંતે ફરી ફરી વીંટી જોઈ, અંતે મિજાગરા જેવું લાગતાં ચાંપ ઉઘાડી તો અંદર આસનમાં સરસ્વતીચંદ્રની સુંદર હસતી છબી ! વિદ્યાચતુરે વાત આગળ ચલાવતાં કહ્યું : 'અર્થદાસ નામના વાણિયા પાસેથી એ મળી છે. નવીનચંદ્ર નામના માણસે તેને બક્ષિસ આપી છે. એ માણસની ભાળ આપનાર ને એને પકડી આપનાર આપણાં માણસ છે. પણ હીરાલાલ નામનો એક મુંબઈનો વાણિયો છે તે કહે છે કે અર્થદાસે આ વીંટીના ધણીનું ખૂન કરેલું છે. હીરાલાલ મુંબઈમાં ધૂર્તલાલ કરીને કોઈ શેઠ છે તેનું માણસ છે ને તે સરસ્વતીચંદ્રની શોધ કરવા આવેલો છે.'

'ધૂર્તલાલનું માણસ !' ચંદ્રકાંત ગાજી ઊઠ્યો અને પ્રધાનને ધૂર્તલાલનો ઇતિહાસ કહ્યો. આ વાતચીતને અંતે વિદ્યાચતુર માણસને લઈ વધારે સમાચાર મેળવવા ગાડીમાં સામંતરાજ પાસે ગયો. ચંદ્રકાંત બંદોબસ્ત મુજબ પોલીસવાળી ગાડીમાં ઘેર ગયો. એનું મન ચકડોળે ચઢ્યું : 'હા ! શી વિધતાની ગતિ છે ! દુષ્ટ ધૂર્તલાલ ! જેવો હું સરસ્વતીચંદ્રની પાછળ પડ્યો છું તેવો તું પણ એની જ પાછળ પડેલો છે. હું જેવો એનો મિત્ર છું, તેવો તું એનો શત્રુ છે. તું શું કરીશ તે સૂઝતું નથી. સરસ્વતીચંદ્ર ! તું જીવે છે કે આ દુષ્ટોએ તને અને તારી સાથે અમારી આશાઓને નષ્ટ કરી છે ?

આ કેવી અવસ્થા કે નથી પડતી આશા ને નથી પડતી નિરાશા !'*

❑

* દોરવણી (સં.)

* (સરસ્વતીચંદ્ર ભા.૩)

## ૨૧

# ઊગરેલી કુમુદનો અંતર્દાહ

સુભદ્રા અને સમુદ્રના સંગમ આગળનો પ્રદેશ બારે માસ રમણીય રહેતો. એ સુન્દર સંગમ આગળ વચ્ચોવચ્ચ આઠ માસ એક નાનોસરખો રેતીનો બેટ બની રહેતો; તેની બે પાસ સાગર-સરિતાનો સંગમ નિરંતર થયાં કરતો ને ત્યાં આગળ એ સંગમથી રૂપાની ઘંટડીઓ જેવો – કુમુદસુંદરીના સ્વર જેવો – ઝીણો સ્વર મચી રહેતો હતો. ચાતુર્માસમાં નદીના પૂરને પ્રસંગે ત્યાં ત્રણ ત્રણ માથાં પાણી ભરાતું.

'બેટ'ને મધ્ય ભાગે એક ઊંચો છોબન્ધી ઓટલો હતો, તે ઉપર ઝીણી ધજાવાળો વાંસ દાટેલો હતો, વાંસને નીચલે ભાગે એક ભગવા ખાદીના કપડાની રાવટી જેવું હતું. તેમાં કોરી ઋતુમાં એક બાવી રહેતી અને એક નાના પથરા ઉપર માતાની મૂર્તિ કોતરી સિન્દૂર આદિથી પૂજતી હતી. સુરગ્રામની વસ્તી એને બેટનાં માતાને નામે ઓળખતી. ગામના લોક યાત્રાને દિવસે, રવિવારે અને બીજા દિવસોએ સવાર-સાંજ માતાનાં દર્શન નિમિત્તે આ સ્થળે આવતા અને સૃષ્ટિની રમણીયતાને પવિત્ર ધર્મસંસ્કારો દ્વારા ભોગવતા.

માતાની બાવી યુવાવસ્થાના પૂરમાં હતી, પણ વૈરાગ્યની સુન્દરતા તેના મનમાં રમી રહી હતી. જે દિવસે કુમુદસુંદરી તણાઈ તે દિવસે સુન્દર સ્વરથી બાવી ગાતી અને ઓટલા આસપાસ ગામની સ્ત્રીઓ તે ઝીલતી ગરબે ફરતી હતી.

'મા સુન્દરગિરિથી ઊતર્યાં, બિરદાળી મા,
મા નૌતમ બાળે વેશ, ઝાંઝર વાગે મા.

આ પ્રાતઃકાળે આભલાં, બિરદાળી મા,
તુજ ઘાટડીએ વીંટાય, ઝાંઝર વાગે મા.

આ સૂરજ સન્મુખ લટકતો, બિરદાળી મા,
મા સામી આરસી સ્હાય, ઝાંઝર વાગે મા.

આ ચકવા ચકવી હંસલા બિરદાળી મા,
તુજ પગલે ભમતાં ગાય, ઝાંઝર વાગે મા.

આ સાયર પાસે નાચતી, બિરદાળી મા,
મા નદીમાં આવી ન્હાય, ઝાંઝર વાગે મા.

અમ સમી સૌ ન્હાની બાળકી, બિરદાળી મા,
એને હઈયે વસતી માત, ઝાંઝર વાગે મા.

આ અખિલ વિશ્વમાં વ્યાપતી, બિરદાળી મા,
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે મા.'

એક બ્રાહ્મણી ગાતી ગાતી નદીના મૂળ સામું જોતી હતી તે વચ્ચે બોલી ઊઠી :

'માતા ! આ આઘે શું દેખાય છે ?'

બાવીએ નાકે આંગળી મૂકી તેને ચૂપ કરી અને ગરબો વાધ્યો ને બદલાયો. ગરબો આગળ વધ્યો ત્યાં સમુદ્રની ભરતી વધતી વધતી માતાના ઓટલા સુધી આવી, એટલે નીચે ગરબો ઝીલનારીઓને પગે પાણીની છોળ વાગી અને સૌ ગરબો બંધ કરી ઓટલા ઉપર ચઢી ગયાં.

ત્યાં પૂર્વ ભાગમાંથી આવી કાંઈક લાંબી વસ્તુ ઓટલે અથડાઈ અને ભરતીના બળથી પાછી નદીમાં ધકેલાઈ. સમુદ્રનું કોઈ ચમત્કારી માછલું હોય એવું સૌને લાગ્યું. એટલામાં લાંબી ઝીણી દૃષ્ટિ કરનારી બ્રાહ્મણા બોલી : 'માજી, કહો ન કહો પણ એ માછલું નથી, કોઈ છોકરીનું મડદું છે.'

સ્વર નીકળતામાં એક ગોવાળિયણ કચ્છ મારી પાણીમાં કૂદી પડી. એની પાછળ બીજી બે ત્રણ સ્ત્રીઓ તરતી તરતી તરનાર વસ્તુ ભણી વેગભરી વહી ગઈ.

'ઈશ્વર એને ઉગારો.' એક બાઈ બોલી.

'હા, આ તરતાં તરતાં સૌ આવ્યાં.' બાવી બોલી સમુદ્ર વચ્ચે ડોકિયાં કરી ઊભેલા ખડકોના શિખરોનાં વચાળાંમાંથી વચલે ભાગે ઊભેલી સુંદર નાજુક લીલોતરી દેખાઈ આવે તેમ આ સ્ત્રીઓની વચ્ચે તેમના હાથ ઉપર રહેલી કુમુદસુંદરી દેખાતી હતી. એના વસ્ત્રમાંથી ચારે પાસથી નીગળતું પાણી ચારે પાસનાં પાણીમાં પડતું હતું અને એના મનનાં દુઃખ અને વિકાર તેમ એના કર્મવિપાક* માતાના પ્રતાપથી ઓગળી જઈ, જાતે જ એને છોડી નીચેના મહાસાગરમાં સરી પડતા હોય એમ એ પાણીની ધારાઓ એના શરીર પાસેથી સરી, નીચે ટપકી જતી હતી.

દુષ્યન્તને ત્યાં અણઓળખાયેલી અને તિરસ્કાર પામેલી શકુન્તલા પતિમંદિરની બહાર નીકળી કે દયા-વત્સલ માતૃજ્યોતિ એને આ પૃથ્વી ઉપરથી અધ્ધર ઉપાડી ગયેલું. આ રંક અનાથ પુત્રીને ઉપાડી શરણવત્સલ માતૃજ્યોતિ જ

* કર્મોનું ફળ. (સં.)



મહિયરમાં આજ તાણી લેતું હતું.

* * *

'દુલારી ! મધુરી મારી દુલારી ! દેખ દેખ યહ મૈયાકા ખેલ !' એવું બોલતી બોલતી બેટની બાવી ઝૂંપડી બહાર આવી અને ચૈત્ર માસને સાયંકાળે સમુદ્રના સામું જોતી માતાના ઓટલા ઉપર બેઠેલી બાળાને પાછળથી બાઝી પડી.

'ચંદ્રાવલીબહેન ! હું માતાજીનું ઘણું ધ્યાન ધરું છું, પણ હૃદયનો પુરુષ હૃદયમાંથી ખસતો નથી.' આંખનાં આંસુ લોહતી લોહતી બાળા બોલી અને સમુદ્ર સામે જોઈ રહી. 'બેમાંથી ક્યો પુરુષ ખસતો નથી ?'

જોડે બેસી ચંદ્રાવલી પૂછવા લાગી, 'જે પુરુષની સાથે સંસ્કારથી હું ચોરીમાં જોડાઈ હતી તે પુરુષ તો મારા મરણ-ભાનથી સુખી થશે, એટલે મને માજીના ધામમાં આવવાથી જંપ છે. પણ જે મહાત્મા મને પોતાના સંસારમાંથી છૂટી કરી પોતાના હૃદયમાંથી છોડતો નથી, તેને મારું કૃપણ હૃદય પણ છોડી શકતું નથી.'

આ બોલનારી તે કુમુદ જ હતી. ચંદ્રાવલીના પ્રયાસથી ડૂબેલી કુમુદનું શરીર હાથ આવ્યું હતું, અને ચારેક દિવસ થયાં એના મનનું સમાધાન કરવાને બાવી મથતી હતી. કુમુદનાં સંસાર-સંસ્કારી ભીનાં વસ્ત્ર નદીમાં નાખી દઈ માતાની પ્રસાદીની આછી હીરાગળ ચૂંદડી એને પહેરાવી હતી. એની સર્વ વાત ચંદ્રાવલીએ સાંભળી લીધી હતી; માત્ર વાતમાં આવતાં સર્વનાં નામઠામ કુમુદે જણાવ્યાં નહોતાં અને તેને માટે ચંદ્રાવલીની ક્ષમા માગી લીધી હતી. ચંદ્રાવલીએ એનું નામ મધુરી પાડ્યું હતું.

'મધુરી મૈયા ! આ બેટમાં આવતાં પહેલાંનું પાણી આ સ્વર્ગનું દ્વાર સમજ. આ માજીના ધામમાં તું આવી ત્યાંથી મૃત્યુલોકનો તેં ત્યાગ કર્યો એમ જ તું સમજ. જેવો એક પુરુષ તારા હૃદયમાંથી ખસ્યો તેવો જ બીજો પણ ખસશે એટલી માજીના ઉપર શ્રદ્ધા રાખ.'

કેટલોક પ્રોત્સાહક ઉપદેશ આપ્યા બાદ ચંદ્રાવલી તેની સાથે વિનોદ કરવા લાગી પાણી ઉપર ચાંદની ફરી વળતી હતી અને તૂટતાં સંધાતાં મોજાંમાં એનો પ્રકાશ અંદર સરી જતો હતો. ભાંગતો હતો, સંધાતો હતો અને વાંકોચૂંકો થતો હતો. એ જોઈને એકલી પડેલી કુમુદને એક પછી એક સ્વજનો સાંભરી આવ્યાં. પ્રીતિચંદ્રિકા જેવી સાસુ, પ્રેમાળ અલકબહેન, સસરાજી ને સરસ્વતીચંદ્ર ! કુમુદનું હૈયું હાથ ન રહ્યું. 'સરસ્વતીચંદ્ર ! શું તમે ડૂબશો જ ? શું તમે હતા તે સ્થાને નહીં જ જાઓ ? શું તમારા દુર્ભાગ્યની જ હું સાધન થઈ ?

આકાશમાં ચંદ્રને વાદળીઓ ડુબાડે છે અને સમુદ્રમાં વહાણને વાદળીઓ

જેવાં મોજાં ડુબાડે છે. શું તેમને આ સદ્‌ભાગ્ય છે અને મને નથી ? આમ ને આમ સમુદ્રમાં હું ચાલી જાઉં તો મને કોણ અટકાવનાર છે ?'

એ જરાક આગળ ચાલી અને પગની પાનીએ પાણી અડક્યું.

'હા, જરાક આગળ ચાલીશ કે પાણી ઢીંચણ સુધી આવશે, જરાક આગળ જઈશ કે કેડ સુધી આવશે. જરીક આગળ-ખભે-ને પછી માથા ઉપર પાણી ફરી વળશે ને દુઃખી કુમુદ હતી ન હતી થઈ જશે ! બિચારી ચંદ્રાવલીના થોડાક ભિક્ષાન્નમાં ભાગ પાડવાનું મારે માથે બાકી હતું તે પાપ કર્યું. દિવસે તણાઈ તે બધાયે દીઠી ને ઉગારી; પણ આ અંધકારમાં તો કોઈ જુએ એમ નથી જ.' અને મનને બળવાન સાંકળથી બાંધી બાળા આમ આગળ ચાલવા લાગી, ત્યારે માત્ર એનાં આંસુએ એની આજ્ઞા પાળવા ના પાડી. નવાં આંસુ આગળ ધસી આવતાં હતાં, અને આંસુના પ્રત્યેક બિન્દુમાં સરસ્વતીચંદ્રની છબી જોતી જોતી એ ચાલી.

કેડ સુધી કુમુદસુંદરી ડૂબી; તેની કોમળ છાતીને પાણીની છાલકો વાગવા લાગી, તેની સાથે જ તેના કાનમાં નવીન સ્વર આવવા લાગ્યો. આઘે ઊંડાણમાં કોઈ ગાનારનું ગાન સંભળાતું હોય એમ એ સ્વર આવવા લાગ્યો. ખેતરની રખેવાળ જુવાન કણબણનો લલકાર સાંભળી ચમકેલી હરિણી ગાન સાંભળવાની લહેરમાં ડાંગર ખાવાનું ભૂલી જાય તેમ ગાન સાંભળી કુમુદ ચમકી. પોતાનો નિશ્ચય યાદ આવતાં પગ ઉપાડવાનું કરે છે ત્યાં પાછળ પાણીમાં કંઈક પછડાયું. ચંદ્રાવલીના હાથ કુમુદના શરીરની ચારે પાસ વીંટાઈ વળ્યા અને એ માયાળુ સાધુજનનો કોમળ સ્વર આવ્યો :

'મધુરી ! મધુરી ! તારો આટલો જ વિશ્વાસ ? બેટા, જો તું પાછી ન ફરે તો તને માજીની આણ છે.'

બીજી બે-ચાર સ્ત્રીઓ એની આસપાસ ફરી વળી. કુમુદ પાછી ફરી અને ચંદ્રાવલીને બાઝી પડી. એની છાતીમાં મોં-માથું સંતાડી દઈ, મોટા સ્વરે રોઈ પડી ને રોતી રોતી બોલી : 'હું શું કરું ને ક્યાં જઉં રે. મારી મા ? મને કાંઈ સૂઝતું નથી. મારાથી નથી રહેવાતું રે, મારી મા !' કુમુદ ચોધાર રડવા લાગી. મોં દેખાડતાં શરમાઈ અને ચંદ્રાવલીની સોડમાં ભરાઈ મોં સંતાડી, પાસે બેસી રહી. બીજી વાતોમાં એનું ધ્યાન જાય એમ ધીરે ધીરે સૌ વાતો કાઢવા લાગ્યાં. સ્ત્રીઓની સંખ્યા. પણ આઠ-દશની થઈ. ચંદ્ર પણ મધ્યાકાશમાં આવી ગયો.'

'ચંદ્રાવલીમૈયા, આપણા ગુરુજીને વ્હાં તો નવીન અતિથિ આવ્યા છે. ગુરુજીનો તેમના ઉપર બડો પક્ષપાત છે.'

કુમુદ કંઈક સાંભળવા લાગી.



'ભક્તિમૈયા, તે કોણ છે અને જૂના શિષ્યો મૂકી તેમના ઉપર કહાંસે પક્ષપાત થઈ ગયા ?' ચંદ્રાવલીએ પૂછ્યું.

ભક્તિમૈયા : 'એ અતિથિનું નામ નવીનચંદ્રજી છે.' કુમુદસુંદરીના શરીરમાં વીજળીનો ચમકારો થયો. તે સફાળી બેઠી થઈ અને સાંભળવા લાગી..'ગુરુજીને ત્રિભેટાના અરણ્યમાંથી એ પુરુષ મળી આવ્યા ને નક્ષત્રયોગ ઉપરથી પક્ષપાત થયો અને વિદ્વત્તા ઉપરથી વધ્યો.'

કુમુદસુંદરીને જાગ્રત થયેલી જોઈ ચંદ્રાવલીએ માજીનું રહસ્ય દર્શાવતો વાર્તાલાપ કર્યો ને તેથી ભક્તિભાવથી આર્દ્ર બનેલા કુમુદસુંદરીના ચિત્તનું ઘણે અંશે સમાધાન થયું ને શાંતિ પ્રાપ્ત થઈ. આમ વાર્તાલાપ ને ગીતકીર્તનાદિમાં સમય ઠીકઠીક ચાલ્યો ગયો.

સર્વના નેત્ર મીંચાયાં ન મીંચાયાં ત્યાં કુમુદે પોતાની આંખ ઉઘાડી. જાગતાં ભક્તિમૈયાનો નવીનચંદ્ર સાંભર્યો. તે જ વેળા ચંદ્રાવલીએ પાસું ફેરવ્યું : 'મધુરી ! તું હજી જાગે છે ?' 'ચંદ્રાવલીબહેન, મને થાય છે કે કાલ પ્રાતઃકાળે હું ભક્તિમૈયા સાથે યદુશૃંગનાં દર્શન કરવા જાઉં.' વાતો સાંભળતાં ભક્તિમૈયા જાગી ને એણે પણ અનુમોદન આપ્યું. નાજુક મધુરી ગિરિરાજ કેમ ચઢી શકશે, એમ ચંદ્રાવલી વિચારતી હતી. ભક્તિમૈયાએ મધુરીને હાથમાં ઉપાડીને લઈ જવાનું જણાવ્યું ને ચંદ્રાવલી સંમત થઈ... ફરી સર્વ સૂતાં.

કુમુદને સ્વપ્નું આવ્યું. પોતે માજીના ઓટલા ઉપર બેઠાં છે, સમુદ્રમાં છેટે તોફાન જાગ્યું છે, પવનના ઝપાટા આવે છે, આકાશ ક્રૂર અને ભયંકર દેખાય છે, અને તે સર્વની વચ્ચે એક નાનો 'બેડો'' જરી જરી દેખાય છે. બેડામાં તેનો જીવ છે - તેના પ્રાણ છે - તેનું સર્વસ્વ છે, બેડો ઊગરે અને કિનારે આવે તો એ સુન્દરીના જીવમાં જીવ આવે અને બેડો ડૂબે તો સુન્દરીનો જીવ જાય એમ છે ! એક પાસ તોફાને ચઢેલા સમુદ્રમાં બેડો ઊછળે છે ત્યારે બીજી પાસ આમ સુન્દરીનું હૃદય ઊછળે છે, આ બે ત્રાજવાંની દાંડી ઝાલી આકાશમાંનો ચંદ્ર વિધાતા પેઠે ઊભો છે ! દીન હૃદયની રંક કુમુદ સ્વપ્નમાં લવતી હતી-ગાતી હતી :

'બેડો, બાઈ, બૂડતો તારો રે ! અંબે ! આઈ ! પાર ઉતારો રે !
માજી ! તમારી બાધા રાખું, ભરીશ હું કુંકુમથાળ,
બેડલિયો હેમક્ષેમ આવે તો ! નીકર થશે મુજ કાળ !'

❑

## ૨૨

# સરસ્વતીચંદ્રની અશ્રુધારા

સરસ્વતીચંદ્રે વિરક્તિનાં* રંગનો રાગી થઈ, વિષ્ણુદાસ બાવાને પૂર્ણ પ્રસન્ન કરવા આખા શરીરે ભગવો વેશ – ધોતિયું, અંચળો અને માથે ફેંટો – એમ ભગવાં ધર્યાં તે કાળે બાવાના મઠોમાં અને ત્યાંથી આખા યદુશૃંગ ઉપર અલખની ગર્જના જાગી રહી. એ દિવસ સર્વ જટાધરોએ અનધ્યાય+ અને અભિક્ષાનો પાળ્યો અને સર્વ પોતાને મનગમતે સ્થાને ફરવા નીકળી પડ્યા. સરસ્વતીચંદ્રને લઈ વિહારપુરી અને રાધેદાસ તેને પર્વતનાં શૃંગો દેખાડવા નીકળી પડ્યા.

'પૂર્વ દિશામાં સામે જળ જળ થઈ રહેલું આ શું દેખાય છે ?'

'આપણે ઊંચામાં ઊંચા શૃંગ પર છીએ અને રત્નનગરી વચ્ચે નીચામાં નીચું રેતીનું મેદાન છે. તેમાં આ જળ નથી પણ મૃગજળનો સાગર છે.'

સરસ્વતીચંદ્ર વિહારપુરીનો હાથ ઝાલી અટક્યો... 'મૃગજળ કહે છે તે આ જ ?' ઓઠ ઉપર આંગળી મૂકી બોલ્યો : 'અહો કાંઠે ભરાઈ ગયેલા રમણીય જળના સરોવર જેવું આ સર્વ મિથ્યા જળ ?'

'હા જી, એ સર્વ મિથ્યા જળ જ ! એની પાછળ સેંકડો મૃગો ભમે છે અને તરસે મરે છે.' સૌ પથરાઓ પર બેઠા. સરસ્વતીચંદ્રનાં નેત્ર મૃગજળ ઉપર ખેંચાઈ જતાં હતાં અને એના ચિત્તમાં વિચાર ઊઠતા હતા.

'મૃગજળ જેવી લક્ષ્મી ! તને મેં તજી ! આ મૃગજળ જેવી રમણીય અને એના જેવી જ મારે મન થયેલી કુમુદ ! તને પણ તજી-પણ-પણ, તું ક્યાં ? હું ક્યાં ? કુમુદ ! ચંદ્રકાંત ! એક જીવ અનેક જીવોનાં સુખદુઃખનું સાધન થાય છે – મરનાર પોતાની પાછળ જીવનારાઓને દુઃખ દે છે તેમ. મરનારને માથે એ દુઃખ દેવાનું પાપ નથી, આપઘાત કરનારને માથે છે. મેં પણ એક જાતનો આપઘાત આત્મઘાત જ કરેલો છે !'... એટલામાં ઊડતો ઊડતો એક કાગળનો કડકો એના પગ આગળ આવ્યો.

* વૈરાગ્ય (સં.) + અભ્યાસમાંથી નિવૃત્તિ... રજા (સં.)



અક્ષર જોઈ એ ચમક્યો. ચંદ્રકાંત ઉપર લખેલા પત્રનું પરબીડિયું અને બુલ્વર સાહેબના અક્ષર ! વિહારપુરી અને રાધેદાસને પૂછતાં રાધેદાસ બોલ્યો :

'નવીનચંદ્રજી ! બે ચાર દિવસ ઉપર આપણું મંડળ અલખ જગવવા ગયું હતું, ત્યારે રત્નનગરીથી ભદ્રેશ્વર જવાના માર્ગ ઉપરથી એક કાગળોનું પોટકું જડી આવેલું : તે તેમણે ગુરુજીના આશ્રમમાં આણેલું છે. તેમાંથી આ પત્ર પડી અહીં ઊડી આવ્યો હશે.' પોતાના પ્રિય મિત્ર ચંદ્રકાંતનું જ એ પોટકું છે એમ જણાવી સરસ્વતીચંદ્રે તે જોવા માગ્યું. ચંદ્રકાંત વિદ્યાચતુરનો અતિથિ હોઈ. સરસ્વતીચંદ્રે કેટલીક ગુપ્ત સંજ્ઞાઓ સુંદરગિરિના ગોંસાઈને આપી. જે જાણતાંની સાથે જ તેના મોકલનાર સરસ્વતીચંદ્રને ઓળખી કાઢી ચંદ્રકાંત સુંદરગિરિ પર આવવા પ્રેરાય.

અત્યારે પાછલા પહોરના ચાર વાગ્યા હતા. સૂર્ય પર્વત ઉપરનાં ઝાડો પાછળ અદૃશ્ય થયો હતો. એક પાસ મૃગજળ, આસપાસ વનની ઘટા, વચ્ચે વચ્ચે રસ્તાઓની રેખાઓ, તળાવોનાં કૂંડાળાં, સ્થળે ઉઘાડી, સ્થળે ઢંકાયેલી નદીઓ. એ સર્વ ચિત્રોથી ભરેલા પટ ઉપર દૃષ્ટિ પડતાં સરસ્વતીચંદ્રની આંખ ચમકી. દક્ષિણમાંથી કુમુદસુંદરી અને ઉત્તરમાંથી વિષ્ણુદાસની પ્રતિમાઓ ચાલી આવીને જાણે વારાફરતી બોલતી હોય એમ સ્વર નીકળવા લાગ્યો. આ સ્વરો વચ્ચે ગૂંચવાતો સરસ્વતીચંદ્ર આશ્રમ ભણી ચાલવા લાગ્યો. થોડી વારમાં કુમુદસુંદરીની પ્રતિમા તેની પાસે આવી ઊપડતે પગલે ગાવા લાગી :

**'લીધો ભગવો વ્હાલે ભેખ, સુંદર થયો જોગી રે:**
**મને વ્હાલો લાગે એનો વેશ, થયો બ્રહ્મભોગી રે.'**

* * *

વિષ્ણુદાસ પોતાના મંડળ સાથે અલખ જગાવવા પર્વત ઉપરથી ઊતરી નીચે ગયા હતા. તેમની ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો પડ્યો ને વિહારપુરી તથા રાધેદાસે આણેલા પત્રોનું પોટકું ઉઘાડી તેમાં ડૂબી ગયો. બહારવટિયાઓએ ચંદ્રકાંતને લૂંટી એના સામાનમાંથી હાથ આવેલા સર્વ કાગળો ફેંકી દીધા હતા તે બાવાઓએ ઉપાડી લઈ આણ્યા હતા.

ચંદ્રકાંત સરસ્વતીચંદ્રનો પરમ મિત્ર હોવા છતાં મિત્રના સુખસરોવરમાં દુઃખનું ખારું પાણી ન ભેળવવા ઇચ્છનાર રંક મિત્રે પોતાની નિર્ધનતા અને કુટુંબકલેશની કૂથલી સરસ્વતીચંદ્ર પાસે કદી કરી ન હતી. પોતાનો પ્રિય મિત્ર ને તેની પત્ની કુટુંબકલેશથી કેવાંક પીડાઈ રહ્યાં છે ને છતાં કેટલી ધીરજ ને હિંમત તે રાખી રહ્યાં છે, તેની સરસ્વતીચંદ્રને ચંદ્રકાંત પરના ગંગાભાભીના અને તેના મિત્રો તથા કુટુંબીજનોના પત્રો પરથી આજ જ ખબર પડી ને દુઃખી સરસ્વતીચંદ્ર વધુ દુઃખી

થયો. 'મારી આ નિરાધાર અવસ્થામાંયે મારા કરતાં ચંદ્રકાંત ઘણો વધુ દુઃખી છે; અરેરે, મને તેની કદી કલ્પનાયે ન આવી.' – એ વિચારે એનાં નેત્રમાં અશ્રુધારા ચાલી રહી.

ગંગાએ ચંદ્રકાંતને પત્રમાં સરસ્વતીચંદ્ર વિશે લખ્યું હતું : હાથમાં આવેલા મિત્ર પાછા નાસવાનું કરે તો આ કાગળ વંચાવી દાખલો દેજો કે ગંગાના જેવી બાયડીઓ ઘેર ઘેર વેઠે છે ને પહોંચી વળે છે, તેનાથી હજારમા ભાગ જેટલી તમને તો કોઈએ ચૂંટી પણ ભરી નથી; ને એવા સુકોમળ તમે થયા તેમ સૌ ભાયડાઓ થશે તો બ્રહ્માએ ઘડેલી બધી બાયડીઓ કુમારી રહેશે. પણ બાપના વાંક માટે બાયડીને રોવડાવે એવો ન્યાય બારિસ્ટરે કર્યો, તેવો ન્યાય તમારું જોઈ વકીલ કરી બેસશે તો બિચારાં કુમુદસુંદરી તો ગરદન માર્યાં મૂવાં, પણ ગંગાભાભી તો તમારી કોટે વળગશે.' પત્ર વાંચી આ ગંભીર અને તીવ્ર આવેશને કાળે સરસ્વતીચંદ્ર સર્વ ભૂલી ઊભો થયો ને એકલો એકલો ખડખડ હસી પડ્યો. 'ગંગાભાભી ! તમે સૌથી જોરાવર !' વળી શાન્ત પડ્યો ને ચંદ્રકાંતનો કુટુંબક્લેશ, ગંગાભાભીની દશા વગેરે યાદ આવતાં શોકની છાયા મુખ પર આવી.

વિચારગ્રસ્ત બની શિલાઓની એક ભીંતથી બીજી ભીંત ભણી સરસ્વતીચંદ્ર હેરાફેરા કરવા લાગ્યો. ચંદ્રકાંત ને ગંગાભાભી જેવાં તો દેશમાં અનેક શક્તિશાળી છતાં દુઃખી સ્ત્રીપુરુષો છે, ગુપચુપ પોતાનાં સુખદુઃખોને સહ્યે જાય છે, ઊંકારો સરખો કરતાં નથી, એ ખ્યાલ આવતાં સરસ્વતીચંદ્રથી નિઃશ્વાસ નીકળી ગયો. પોતાના મિત્ર ઉદ્ધતલાલ, તરંગશંકર ને ચંદ્રકાંત તેમની સૌની કૌટુંબિક સ્થિતિ યાદ આવતાં સરસ્વતીચંદ્રનું ચિત્ત વધુ વધુ મંથન પામ્યું. પિતાનો સ્નેહ, તરછોડાયેલી કુમુદનો સ્નેહ યાદ આવ્યો ને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. ઊઠી, આંખો લોહી વિચારમાં પડી સરસ્વતીચંદ્ર બોલી ઊઠ્યો : 'પ્રિય કુમુદ ! એક ચંદ્રકાંતના દુઃખમાં અનેક નરરત્નનાં દુઃખ અને એક રંક કુમુદના દુઃખમાં અનેક સ્ત્રીરત્નનાં દુઃખ દેખું છું. નક્કી મારા ભાગ્યહીન દેશમાં –

**નર-રત્ન કંઈ કંઈ ગુપ્તપણે**
**બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે,**
**જન રંકની ત્યાં કરવી શી કથા ?**
**ધનરાશિ નિરર્થક મુજ પડ્યા !'**

આ ભાવ જેમ જેમ ઘેરો થતો ગયો તેમ તેમ સ્વદેશ-સેવાનો સરસ્વતીચંદ્રનો સંકલ્પ વધુ વધુ દઢ થતો ગયો ને તે બોલી ઊઠ્યો :

**'જનપશુજગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સૌ મારાં.'**



એવામાં, કુમુદસુંદરીની છાયા આવી ને અદૃશ્ય થતી દેખાઈ; તે અદૃશ્ય થઈ ત્યાં ભીંતોના શિખર પર ઊગેલા વૃક્ષની શાખાનાં પાંદડાંમાં સરસ્વતીચંદ્રે પોતાની માતા ચંદ્રલક્ષ્મીની આકૃતિ જોઈ. પોતે સ્તબ્ધ બની શું બોલવું, શું પૂછવું, વિચારે છે ત્યાં જ માતૃછાયાના ઓઠ કૂંપળો પેઠે ઊઘડવા લાગ્યા. 'ઓ મારા પુત્ર ! એક વાર-ફક્ત એક વાર તો તું ઘેર જા ! તારા પિતાના દુઃખી મોં સામું તો જો ! હું અહીં ઉપર રહી રહી એમની આંસુધારા જોઉં છું હોં ! ભાઈ ! તારી માનું આટલું કહ્યું ન કરે !' એમાં વારંવાર વીનવતી માતૃમૂર્તિ સરસ્વતીચંદ્રને ઊંડે ઊંડે સ્પર્શી ગઈ. ઉદ્ધતલાલ, તરંગશંકર, ચંદ્રકાંત વગેરેના પત્રો પરથી તેમનાં સર્વનાં દુઃખ, દીન અવસ્થા, ગંગાભાભી જેવાંની દુર્દશા - બધું ફરી પાછું યાદ આવ્યું. હવે પાછા ઘર તરફ વળી દેશબંધુઓનો ઉદ્ધાર કરવાની ઇચ્છા જાગી. એટલામાં એનો ભગવો અંચળો શરીરની આસપાસ વેરાઈ ગયો તેની ઉપર દૃષ્ટિ પડતાં એ ચમક્યો ને બોલવા લાગ્યો :

'સરસ્વતીચંદ્ર ! એ સર્વ અભિલાષ આ દેશને અનુચિત છે ! જે મૂર્ખતાએ ઘર છોડાવી અહીં આણ્યો તે જ મૂર્ખતાએ આજ આ દશદશાનું દર્શન કરાવ્યું. તો હવે ત્યજેલું ગૃહ પાછું સ્વીકારવું. ધનભાઈને અર્પેલું ધન પાછું લેવા ઇચ્છવું, અને આ લીધેલો વેશ ત્યજવો - એ તે હવે મૂર્ખતા કે શાણપણ ? અધર્મ કે ધર્મ ? એ કલ્યાણનાં સાધન હતાં ને ગયાં તે ઈશ્વરની ઇચ્છા ! છોડેલાં શસ્ત્ર પાછા લેવાં નથી. કુમુદ ! તારે માટે કરેલી પ્રતિજ્ઞા તૂટશે નહીં ! તને દુઃખકુંડમાં નાખી દીધાનું પ્રાયશ્ચિત્ત કરવા જે જ્વાળામુખ સંન્યાસની પ્રતિજ્ઞા લીધી હતી તેને યોગ્ય વેશ આ જ છે. શું જગતમાં એક પણ પદાર્થ એવો છે કે જેથી ઘેર જવાની વાસના મારામાં પ્રકટે ? શું પરમાર્થ અથવા દયાને નામે મેં કરેલું પાપ ધોવાશે અને લીધેલી પ્રતિજ્ઞા છૂટશે ? કુમુદસુંદરી ! તમારો ત્યાગ કરી તમને જે દુઃખમાં મારી સ્વચ્છંદતાએ નાખેલાં છે તેનું પ્રાયશ્ચિત્ત મારી પ્રતિજ્ઞા પ્રમાણે જ કરીશ ! બુદ્ધની પેઠે આ જ વસ્ત્રો પહેરી તમારી ક્ષમા એક દિવસ માગીશ. મારી અલ્પશક્તિ પ્રમાણે આ જ વેશે લોકહિતનો પ્રયત્ન કરીશ.

ચંદ્રકાંત ! ક્ષમા કરજે. કુમુદની ક્ષમા મળતાં સુધી આ પ્રીતિના તપથી તપોમય સંન્યાસ છે, ક્ષમા મળવા પછી શાંત સંન્યાસ છે. એ સંન્યાસની શાંતિને કાળે તને અને મારા - તારા દેશને સ્મરીશ અને વગર દ્રવ્યે તેમનું હિત કેમ કરવું એ વિચારીશ.'

❑

૨૩

# કુસુમની ચિંતા

હાલમાં એક પાસથી કુમુદની ચિંતા અને બીજી પાસથી કુસુમની ચિંતા, એ બે દુઃખથી ભરેલાં બે ત્રાજવાંના ભાર ગુણસુંદરીના મનની દાંડીને બે પાસથી નમાવતા હતા. દુઃખકાળે ઊછરેલી, દુઃખોમાં ધાવેલી રંક કુમુદસુંદરીની બુદ્ધિસુન્દરતાનો સ્વામી એને યોગ્ય બની શક્યો નહીં, ત્યારે ઊછળતી કુસુમસુંદરીને યોગ્ય સ્વામી જડતો પણ ન હતો. એ બે દુઃખ વચ્ચે ક્યું અધિક ગણી સંભારવું અને કયા દુઃખને ન્યૂન ગણી ભૂલવું તે માતાને સૂઝતું ન હતું.

મેનારાણીના બાગમાંથી પોતાને ઘેર આવી, આ દુઃખી અબળા થોડી વાર મનમાં ને મનમાં રોઈ. પ્રમાદધનને ઠપકો દઈ તેના પાસેથી ન્યાય માગતી હોય તેમ દયામણે મોંએ કહેવા લાગી : 'અથવા બેટા પ્રમાદધન ! તને ગુણ ઓળખતાં જ ન આવડ્યા, તો તારો શો દોષ ? અરેરે ! મીઠી નદીને ખારા સમુદ્રમાં ભેળવી ખારી કરી નાખવાનું પાપ તે તો મારે જ માથે – સમુદ્રને શો ઠપકો દેવો ? તે તો મૂળથી જ ખારો હતો. હરિ ! હરિ !' આંખમાંથી આંસુની ધારા ચાલી રહી. દુઃખથી થાકી, ઊભી થઈ, બારી બહાર પોતાની વિશાળ વાડી ઉપર દૃષ્ટિ ઠારી તે આશ્વાસન શોધવા લાગી. આ વાડી રત્નનગરી અને મુંબઈ બેના નમૂનાઓના મિશ્રણરૂપ હતી. પ્રધાનપદે ચડ્યા પછી વિદ્યાચતુરને મહેલમાં જવું પડ્યું. તે પ્રાસાદ મહેલ નગરીની બહાર એક મોટા ઉદ્યાનમાં હતો. આ ઉદ્યાનની વ્યવસ્થા પ્રધાનપત્નીએ લીધા હતી અને તેમાં વિવિધ સામગ્રી સજવામાં આવી હતી. કુંજો, ગલીઓ, ફુવારા, ઝરા, નાનાં તળાવો, ઝાડોની ઘટાઓ, રેતીનાં અને ઘાસનાં ઉઘાડાં મેદાન જેવા ભાગો, ઊંડી ગુફાઓ, નીચાં કોતર, ઊંચા પર્વતનાં અનુકરણ અને કૃત્રિમ મિનારાઓ-આ સર્વ આ ઉદ્યાનના જુદા જુદા ભાગમાં ખડાં કર્યાં હતાં. આ ઉદ્યાનનું નામ મણિરાજે સૌન્દર્ય ઉદ્યાન પાડ્યું હતું. એમાં રાજા, રંક, વિદ્વાન, બાલક, યુવાન, વૃદ્ધ સર્વેને પ્રસંગેપ્રસંગે આમંત્રણ થતું.

જે વિધાતાએ કુમુદના ભાગ્યનો અસ્ત કર્યો તેણે કુસુમનો ઉદય કર્યો. પ્રથમ



પુત્રી કુમુદને પારકે હાથે ઊછરવા દીધી હતી તે માતાએ બીજી પુત્રીને પોતાના હાથમાં લીધી. પ્રધાનના આવાસનો જે ભાગ સ્ત્રીવર્ગ માટે રાખેલો હતો તેની પાછળનો ઉદ્યાનભાગ કુસુમને માટે તૈયાર કરાવ્યો હતો. આ ઉદ્યાનભાગમાં કુસુમને બેસવા, ઊઠવા, અભ્યાસ કરવા, વ્યાયામ કરવા, નિર્દોષ સ્વતંત્ર વિકાસ પામવા યોગ્ય સામગ્રી રાખી હતી. પ્રિય પુત્રી આ સ્થળે હોય ત્યારે પણ તેના પર મહેલમાંથી ગુપ્ત નજર રાખી શકાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી.

માતા આશ્વાસન માટે બારી આગળ ઊભી; ત્યાં વિકસતી રમણીય કુસુમનું દર્શન માતાને વધારે ચિંતાજનક નીવડ્યું.

બારી નીચે પાસે એક માંડવો હતો. તેને ચારે પાસ લાકડાની ચીપોની જાળી હતી. જાળીની ચારે પાસ વેલાઓ ચઢાવી દીધા હતા. તેનાં લીલાં પાંદડાંઓ ઉપર ભૂરાં ધોળાં, પીળાં અને લાલ ફૂલોએ ભાત પાડી હતી. આ માંડવામાંથી નીકળવાના દ્વાર આગળ બટમોગરા અને ગુલાબના છોડ દ્વારપાળ પેઠે ઊભા રાખેલા હતા. એક દ્વાર સામે નાનો સરખો પાણીનો કુંડ હતો. ગુણસુંદરી બારી આગળ આવી તે વેળા કુસુમ એક પાસેની જાળી આગળ આવી ઊભી હતી. ગૌર અંગની ઊભી રેખા એક વેલી પેઠે કશાને આધારે ટેકાઈ ચળકતી હતી, તેને વચગાળે પર્વેપર્વે ફૂલ જેવા રૂપાના આંકડા સૂર્યતેજથી વિશેષ ચળકાટ મારતા હતા. એટલામાં કુસુમ એક પાતળા ઝાડને બાઝી – તેનો વાંસો લટકતા કેશભારથી ઢંકાઈ ગયો - જોતજોતામાં ચઢી, આકાશમાં નાજુક વાદળી તૂટી પડે તેમ કુંડમાં કૂદી પડી, નીચે ઘડી ઉપર કરતી રંગેલી નાની વિહારતરણિ* પેઠે ટૂંકા વામ ભરતી તરવા લાગી.

એટલામાં સુંદર પાછળથી આવી ગુણસુંદરીને કહેવા લાગી : 'ચંદ્રકાંતભાઈ જોડેના ખંડમાં એકલા અત્યંત શોકમાં બેઠા છે,' ચંદ્રકાંત સરસ્વતીચંદ્રને ઉદ્દેશીને બોલતો હતો : 'હરિ ! હરિ ! બની બનાઈ બન રહી – અબ બનનેકી નાહી – એક વાર જોડ થઈ હત તો થઈ હત. હવે બીજી જોડ બંધાવી અશક્ય.'

* * *

વિદ્યાચતુરનું કુટુંબ એકઠું થઈ ગયું. વૃદ્ધ માનચતુરે ઘેર આવી કુમુદ વિશે આશા મૂકી અને મુકાવી. બુદ્ધિધનના પત્રથી પ્રમાદધનના મૃત્યુની કૃષ્ણપત્રી જણાઈ ગઈ. એક દિવસમાં રંક પુત્રીનું અને મૂર્ખ જમાઈનું મરણ સિદ્ધ થયું. અમાવાસ્યાની રાત્રિના અંધકારમાં ચોમાસાનાં વાદળાંનો અંધકાર ભળે – નિદ્રાની જડતા અને વૃષ્ટિનું શૈત્ય+ ભળે – તેમ વિદ્યાચતુરના મહેલમાં થઈ ગયું. પ્રમાદધન નામ ઉપર

* વિહાર-નૌકા (સં.), જોલીબોટ
+ શીતળતા, ઠંડી (સં.)

આરોપ, ઠપકા અને શાપની વૃષ્ટિ પૂરી ન થઈ ત્યાં પ્રમાદધનના સમાચારે સૌને શાંત કર્યાં. મણિરાજ પોતે સર્વને આશ્વાસન આપી પાછા ગયા. મિત્રો, કુટુંબીઓ, જ્ઞાતિજનો, રાજમહેલનું મંડળ, અધિકારી-મંડળ વગેરેની આવજા ચાલુ રહી અને એ વ્યવહારમાં શોક કંઈક શમી ગયો.

ગુણસુંદરીને કુમુદનો ઘા અતિશય લાગ્યો. એ હૃદયશૂન્ય જેવી દેખાતી હતી; પણ ઘરની જવાબદારી અને કુસુમની ચિંતાથી કુમુદના શોકે એને ઘડીભર મુક્ત કરી. સુંદર એક પાસથી ગુણસુંદરીની પાછળ ભમતી અને બીજી પાસથી કુસુમ પર દેખરેખ રાખતી. કુસુમના સ્વચ્છન્દ લાગતા આવેશને દાબેલો રાખવામાં સુંદરની ચિંતાઓ વહેંચાઈ ગઈ અને જન્મપર્યંત પોતાને આભારી કરનારી ગુણિયલ દેરાણીના ઉપકારોનો બદલો વાળવાનો ઈશ્વરે આ પ્રસંગ આપ્યો માની સુંદર તેમાં શિથિલ થઈ નહીં.

પોતાના લતાગૃહના માંડવામાં, પાસેના તળાવની કોર ઉપર અને આસપાસની કુંજગલીઓમાં, કુસુમ એકલી એકલી ફરવા લાગી અને કુંવારા રહેવામાં શો લાભ છે, લગ્ન પછી પણ તેની છાયારૂપે પાછળ રહેતું, કુમુદબહેન જીવતાં હોય તો આવત તે વૈધવ્ય કેવું ચિંતાજનક ને શોકજનક છે, વગેરે વિચારવા લાગી. કુસુમ આમતેમ દોડદોડ કરતી હતી તેને સુંદરે ટકોરી : 'બેટા, તું દોડાદોડા કરે એ તે આટલી વયે છોકરી માણસને માટે કાંઈ સારું કહેવાય ? ગુણિયલને તારી કેટલી ચિંતા થાય છે તે તને ખબર છે ? કુસુમ ! હવે તું ડાહી થા; આવે કાળે માની ચિંતા તું ઓછી નહીં કરે તો પછી ક્યારે કરવાની હતી ?' આ વાક્યના મર્મભાગે સફળ પ્રહાર કર્યો અને કુસુમ અંકુશમાં આવી ગંભીર થઈ.

ગુણસુંદરી કુમુદના શોકમાં ડૂબી જડ દેખાતી હતી; તે કુસુમ તરફ ધ્યાન આપી શકતી ન હતી. આ દરમિયાન ફ્લોરા નામની અંગ્રેજ કુમારિકા જે મણિરાજનાં પત્ની કમલાવતી રાણીની શિક્ષિકા હતી. તેને ઘડીક કુસુમ પાસે મોકલવાની વ્યવસ્થા થઈ. કુસુમ અંગ્રેજ સ્ત્રીઓના સુઘડ સંસ્કારોની રસિયણ હતી. વળી અંગ્રેજ સંસારમાંથી આપણા દેશી સંસારને કેટલું અનુકૂળ અને પ્રતિકૂળ છે તે શોધવાની કુસુમને અભિલાષા હતી અને ફ્લોરા અને કુસુમેના વાર્તાવિનોદ રસભર થવા માંડ્યા. વિલાયતમાં સ્ત્રી ધારે તો કુમારિકા રહી શકે, પરાણે પુત્રીને પરણાવવી એ તો પાપ છે, વગેરે ફ્લોરા પાસેથી કુસુમે જાણ્યું ને એનો કુંવારા રહેવાનો અભિલાષ વધુ દઢ થયો. જોકે સુંદર વારેવારે એને આ વિચારમાંથી પાછી જ વાળવા મથતી હતી. પોતાના ખંડ આગળ આવીને કુસુમ જાગી હોય તેમ બોલવા લાગી :

'હાં હાં ! જખ મારે છે. પિતાજી ગમે તે કરે પણ વર મળશે ત્યારે પરણાવશે



કની ? સરસ્વતીચંદ્ર જડવાના જ નથી ને બીજો વર મળવાનો જ નથી. પિતા મારા સામું નહીં જુએ પણ અનાથનો બેલી ઈશ્વર કહ્યો છે તેયે શું મારા સામું નહીં જુએ ?'

નવી આશાના ઉમંગથી સ્વસ્થ થયેલી બાળકી કમાડ ઉઘાડી અંદર પેઠી અને કમાડ વાસી દીધાં.

સુંદર સૌ સાંભળતી પાછળ પાછળ ચાલતી હતી તે ઊભી રહી અને છાતીએ હાથ કૂટી બોલી ઊઠી :

'છોકરી ! ગજબ કર્યો ! હવે તો તું બાપનીયે ન રહી !'

* * *

હિંદુ સંસારમાં કુસુમ કુમારિકા કેમ રહી શકે, પણ ત્યારે પુત્રીની સ્વતંત્રતાયે કેમ નષ્ટ થાય - આવા વિચારોમાં ડૂબી ગયો. પણ હસતો હસતો વિદ્યાચતુર એક મધ્યાહ્નને ભોજનનો નશો ચઢેલો તેથી નિદ્રાવશ થઈ ગયો. થોડી વારે તેની આંખ ઊઘડી ત્યાં તેના હાથમાં પત્રો મૂકતી કમરાયેલે મોંએ ગુણસુંદરી બોલી : 'સૌભાગ્યદેવીએ પણ સ્વર્ગવાસ કર્યો !'

'હેં ! શું થયું ?' કરી વિદ્યાચતુર ચમકી ઊઠ્યો અને પત્નીના સામું આતુરતાથી અને શોકથી જોઈ રહ્યો. 'પુત્ર દુષ્ટ નીવડ્યો અને ગયો, કુમુદ પણ પ્રમાદધનને લીધે જ ગઈ. સાથે લાગો સર્વ પાસથી માર પડ્યો અને માયાળુ હૈયું ફાટી ગયું. બુદ્ધિધનભાઈને માથે હવે બાકી ન રહી. આપણું દુઃખ હવે ઢંકાઈ ગયું. ઈશ્વરે કંઈક તેના સામું જોયું છે તે છ માસનો ગર્ભપુત્ર અવતર્યો છે, પણ એટલા અણવિકસ્યા ફૂલ ઉપરની આશા તે તો કાચા સૂતરનો તાંતણો !' ગુણસુંદરી બોલી.

વિદ્યાચતુરે કાગળો ટેબલ પર મૂકી દીધા, આસનમાં શરીર કળી ગયું અને આંખોમાં પાણી ભરાઈ આવ્યું.

વિદ્યા : 'હવે બીજી વાત કરો. આ પત્રોમાં તેં કહ્યું તે જ છે કે કાંઈ મારે જાણવા જેવું વિશેષ છે ?'

ગુણ : 'એક પત્ર અલકકિશોરીનો છે ને બીજો વનલીલાનો છે, તે મેં વાંચ્યા છે. બીજા પત્રો પુરુષોના છે તે મેં ઉઘાડ્યા નથી. અલકકિશોરી પોતાના પિતાને માટે કુસુમનું માગું કરે છે. વનલીલા પણ એ જ વિશે લખે છે.'

વિદ્યાચતુર આભો બન્યો. 'કુસુમ બુદ્ધિધનને માટે ?'

ગુણસુંદરી સ્વસ્થ રહી બોલી : 'છૂટકો નથી. દેશ-પરદેશ-નાતમાં કોઈ બીજો નથી.'

વિદ્યા : 'ગુણિયલ ! તું શું બોલે છે ? દુઃખબાબહેનની ભાણીને માટે જે વયનો વર તેં જ જોયો તે કુસુમને માટે જોવાની વાત તું શી કરે છે ? પ્રમાદને કુમુદ દીધી

તે કાળે ઉતાવળ થઈ ગઈ. પણ એ તો એકલી વિદ્યાનું જ કજોડું હતું અને આ તો સાથે સાથે વયનું પણ કજોડું.'

ગુણ : 'અલકનો પત્ર કાળજું વલોવે છે. તે વચન આપે છે કે બુદ્ધિધને દેવી ઉપર જે સ્નેહ રાખેલો તે પરથી સમજી લેવું કે કુસુમને પણ તેવા જ સુખની સીમા થશે.'

વિદ્યા : 'એ તો ગમે તે કહે. એ કરતાં કુસુમ કુમારી સારી. પુત્રી દેતાં પુત્રીના જ સ્વાર્થનો વિચાર કરવો.'

ગુણ : 'બીજા બે પત્રો તો વાંચો.'

વિદ્યા : 'હું તો એ પત્રો કાંઈ વાંચતો નથી. ગુણિયલ સરસ્વતીચંદ્રનું નક્કી થાય ત્યાં સુધી કાંઈ વિચાર કરવો નથી.'

દ્વારા અર્ધ ઉઘાડું હતું ત્યાં ઊભી ઊભી કુસુમ આ સૌ સાંભળતી હોય તેમ વિદ્યાચતુરને લાગ્યું અને તેણે ધીમે રહી તેને બોલાવી, 'કુસુમ !'

દ્વાર આગળથી કુસુમ વીજળીના ચમકારા પેઠે ઝપાટાબંધ બીજી પાસ ચાલી ગઈ. જન્મ્યા પછી તેમની આજ્ઞા આજ જ પહેવહેલી એણે લોપી. એની આંખોમાં તીવ્ર રોષની રતાશ અને અનાથતાના ભાને આણેલી આંસુની છાલક સ્પષ્ટ હતી. છેટેથી પણ તે માતાપિતા જોઈ શક્યાં. દ્વાર આગળ જઈ ગુણસુંદરીએ એને બે-ત્રણ વાર બોલાવી છતાં કુસુમ દેખાઈ પણ નહીં અને બોલી પણ નહીં.

માતાપિતાની વિશ્રમ્ભકથા* કુસુમે સાંભળી લીધી અને ત્યાંથી જ તેના મનને મોટો ધક્કો લાગ્યો.

પોતાના ખંડમાં તે આવી, દ્વાર બંધ કરી દીધાં અને સુંદર-ઉદ્યાનમાં એક બારી પડતી હતી ત્યાં કઠેરે ટેકો દઈ ઉદ્યાનના લાંબા વિસ્તાર ઉપર દૃષ્ટિ નાખતી ઊભી. કાને પડેલા શબ્દોએ એને દિગ્મૂઢ બનાવી દીધી અને તે શબ્દોએ ઉત્પન્ન કરેલી કલ્પનાએ એનાં આંસુને ગાલ ઉપર જ સૂકવી દીધાં. તેના ડાઘ બારીમાં આવતા તડકાએ ચમકાવવા માંડ્યા. એની રોષભરી આંખોની રતાશ લીલાં ઝાડોની ઘટા ઉપર પડતાં નરમ પડી અને એ શાંત થઈ. તેના વિચાર બીજી દિશામાં વળ્યા.

'પિતાજી અને ગુણિયલ-બેમાંથી કોઈનો વાંક કાઢવા જેવું નથી. તેઓ મારા સ્વાર્થનો જ વિચાર કરી મારે માટે જ આટલો ક્લેશ પામે છે. આ ઝાડોની ઘટાથી અને આ તડકાથી મારો ક્લેશ દૂર થયો. મીરાંબાઈ ગાઈ ગયાં છે કે –

'મીરાં ભક્તિ કરે રે પ્રકટકી,
ઓ નાથ ! તુમ જાનત હો સબ ઘટકી !'

ઓ પ્રકટ પ્રભુ ! તું શું મને નહીં/બચાવે ?

* ખાનગી વાત (સં.)



બુદ્ધિધનની પિતા સ્પષ્ટ ના કહે છે અને ગુણિયલ હા કહે છે. મેં જાણ્યું કે સરસ્વતીચંદ્ર જડવાના નથી એટલે નિરાંત થઈ, ત્યારે આ નવું ક્યાં જાગ્યું ? મારે એકનુંયે કામ નથી ને બીજાનુંયે નથી. ઈશ્વર કરે ને આ વાતમાં ગુણિયલ હારે ને સરસ્વતીચંદ્ર જડે નહીં તો મારું ધાર્યું થાય ! માટે હું પણ હાલ તો એમ જ કરું કે બુદ્ધિધનની ચોખ્ખી ના કહું એટલે ગુણિયલ હારશે ને પિતા ફાવશે.'

દ્વાર ઉઘાડ્યું અને માતાપિતાને ગયેલા દીઠાં. તેમના ખંડમાં કુસુમ ગઈ. ટેબલ ઉપર પત્ર હતા તે લીધા. નરભેરામનો પત્ર વિદ્યાચતુર ઉપર હતો તેમાં બુદ્ધિધનને માટે કુસુમનું માગું હતું. બુદ્ધિધનની હવે લગ્ન માટે ઇચ્છા નથી પણ મહારાણાસમેત સર્વનો વિચાર દઢ છે એમ પણ લખેલું હતું. કુસુમને આશા પડી. બીજો પત્ર બુદ્ધિધનનો હતો. કુસુમ વાંચવા લાગી. એમાં લખ્યું હતું :

'મારા ગૃહસંસારનાં બે રત્ન ખોવાયાં. પથ્થર ડૂબ્યો અને તેના ભારથી ચંપાઈ તેની તળે રત્ન પણ ડૂબ્યાં.... મારા ઘરમાંથી કુમુદસુંદરી ગયાં ત્યારથી મારું સર્વસ્વ ગયું. કુમુદસુંદરીની સાસુ વહુના શોકથી ગઈ ! તમારો ગુણસુંદરી ઉપર સ્નેહ તે ઉપરથી મારો મારી ધર્મપત્ની ઉપરનો સ્નેહ જાણી લેજો. એણે મારો વિપત્તિકાળ દીઠેલો ને મારો સંપત્તિકાળ પણ દીઠો. હવે મને કશી વાસના નથી. નવો ભોગ કે નવો અવતાર ઉભય હવે મને અનિષ્ટ છે.

દેવી એક બાળકપુત્ર મૂકી ગઈ છે. જો તે જીવશે તો તેની બહેનને હાથે ઊછરશે, નહીં જીવે તો મને શોક નથી. મોટો કરેલો પુત્ર મૂવો તો વીજળી પેઠે ક્ષણવાર ચમકતો બાળક સુપુત્ર નીવડશે એ જાણવું કઠણ છે.

ચિ. કુમુદસુંદરીને કોઈ વિદ્વાન, નીતિમાન, રૂપવાન, શ્રીમાન, યુવાન સ્વામી મળે એવો મારો અંતઃકરણનો આશીર્વાદ છે; અને મારે પોતાનો આપેલો આશીર્વાદ હું જાતેં નિષ્ફળ નહીં કરું. કુમુદસુંદરીની નાની બહેન તે મારી પુત્રીરૂપ છે.'

કુસુમને શેર લોહી ચઢ્યું. 'હા.. શ ! હવે જગત જખ મારે છે. કુસુમની પ્રાર્થના પ્રભુએ સાંભળી. બુદ્ધિધનભાઈ ! તમારું ઘણું જ કલ્યાણ થજો !... સરસ્વતીચંદ્રને પણ મારી પેઠે છે – એ તો મારા પ્રથમ ગુરુ હવે માત્ર ગુણિયલ અને કાકીને જીતવાં રહ્યાં. સરસ્વતીચંદ્ર નહીં જડે એટલે પિતાજીની ચિંતા નથી.' – એમ વિચારતી કુસુમ ભાવિજીવનની કલ્પના કરવા લાગી.

❑

## ૨૪

# રસ્તામાં તારામૈત્રક

જે પ્રાતઃકાળે ભક્તિમૈયા અને અન્ય સાધુજનના સાથમાં કુમુદસુંદરી સુંદરગિરિ ઉપર જવા નીકળી તે પ્રાતઃકાળે સરસ્વતીચંદ્ર વિહારપુરી અને રાધેદાસના સાથમાં સુરગ્રામ અને સમુદ્રતટ જોવા પર્વત ઉપરથી નીચે જવા નીકળ્યો.

સુંદરગિરિનું પશ્ચિમ અંગ આ કાળે વિચિત્ર રમણીયતા ધરતું હતું. ચિત્રવિચિત્ર વૃક્ષોની ઝાડીઓ, લીલાં અને સૂકાં ઘાસનાં જંગલ વચ્ચે વચ્ચે ઉઘાડાં કાળાં માથાવાળા ખડકો અને તેની અણિયાળી શિખાઓ અને અનેક નાના મોટા સર્વ પદાર્થ તીર્થવાસી બ્રાહ્મણોના સાથરાઓ પેઠે અને તેમની સામગ્રી પેઠે આરા જેવા ઢોળાવ ઉપર પથરાયેલા હતા.

આ બધો ભાગ પશ્ચિમ દિશાનો હતો. આકાશ સ્પષ્ટ કેવળ ભૂરું અને ડાઘ વગરનું હતું અને છેલ્લામાં છેલ્લો તારો અસ્ત થઈ ગયો હતો. સૂર્ય તારા અને વાદળાં-એમાંના કંઈ પણ પદાર્થ વગરનું, કરચલી વગરની મોટી ભૂરા વસ્ત્રની છત જેવું આકાશ હતું. તે કાળે સાધુજનોના સથવારામાં કુમુદસુંદરી અર્ધો ઢોળાવ ચઢી ગઈ હતી અને માર્ગની આસપાસની શિલાઓ ઉપર એ અને સર્વ સ્ત્રીઓ વિશ્રાન્તિ લેવા વાતો કરતી બેઠી હતી.

સર્વ સાધુ સ્ત્રીઓ વચ્ચે એકલી કુમુદસુંદરી રૂપથી, વસ્ત્રથી, અને અલંકારથી જુદી પડતી હતી. ભક્તિમૈયા ઊંચી, પહોળી, કાળી અને કદરૂપી બાવી હતી. બીજી બાવીઓ એનાથી નીચી હતી અને એક વામરૂપ ઠીંગણી બાવીને બાદ કરતાં બીજી સર્વ કુમુદથી ઘણી ઊંચી હતી. સર્વ બાવીઓનાં વસ્ત્ર તો ભગવાં જ હતાં. માત્ર કુમુદે માતાની પ્રસાદીની ચૂંદડી પહેરી હતી તે ધોળાં ટપકાંવાળી કસુમ્બલ અને રેશમી હતી. વર્ષાઋતુની વાદળીઓ વચ્ચે ચન્દ્રલેખા જેવી દેખાતી કુમુદ આ બાવીઓની વચ્ચે એક પથરા ઉપર બેઠી હતી.

પ્રસંગોચિત વાર્તાલાપ ગાયન અને નૃત્ય થઈ રહ્યું ને એટલામાં માર્ગનો વાંક



ઓળંગી સરસ્વતીચંદ્રને લઈ વિહારપુરી અને રાધેદાસ ઊતરી આવ્યા. સ્ત્રીમંડળો જોઈ તેઓ સ્તબ્ધ થઈ સંકોચાઈ ઊભા. તેમને જોઈ સ્ત્રીઓ પણ વીજળીની ત્વરાથી સાવધાન અને સ્વસ્થ થઈ ઊભી. ભક્તિમૈયા જરા આગળ આવી અને તેણે તથા રાધેદાસે યદુશૃંગના સાંકેતિક અભિવંદનનો ઉચ્ચાર કર્યો. 'નન્દકો નન્દન એક આનન્દ દેત હય !' આ ઉચ્ચારની ગર્જના સરસ્વતીચંદ્ર અને કુમુદ વિના બાકીના સર્વ મંડળે કરી. તેમાં ન ભળેલાં બે જણની દૃષ્ટિ એકબીજા ઉપર સ્વાભાવિક રીતે વળી. ભગવા વસ્ત્રમાં ઢંકાયેલો પ્રિયજન કુમુદે ત્વરાથી ઓળખી લીધો. સરસ્વતીચંદ્રે તેને જોઈ; કુમુદસુંદરી જ ઊભી લાગી. પણ આ સ્થાને એ હોવાનો સંભવ કોઈ પણ રીતે નથી એમ ગણી આંખ પાછી વાળી લેવા પ્રયત્ન કર્યો.

વામની : 'નવીનચંદ્રજી તે આ જ કે ?'

કુમુદ જાણતી છતાં પળવાર કંપી.

વિહારપુરી : 'હા, એ જ.'

નવીનચંદ્રના સુંદરગિરિ પરનાં આશ્રમના અંગે વાર્તાલાપ ચાલતો હતો ત્યાં વિહારપુરી બોલ્યો : 'વામનીમૈયા, દિવસ ચઢશે અને ભગવાન સૂર્યનારાયણ તપશે અને શિલાઓને તપાવશે ત્યારે બીજા કોઈનાં ચરણને નહીં તો જે પુષ્પલતાને લઈ તમે જાઓ છો તેને કરમાવી નાખશે; માટે હવે આપણે પોતપોતાને માર્ગે પડીએ.' ભક્તિમૈયાએ કુમુદને ઉપાડી લીધી અને અન્ય સ્ત્રીઓ સાથે ગિરિરાજ ઉપર ચઢવા લાગી.

'તારામૈત્રક જ !' બંસરી મોહનીના કાનમાં ભણી. મોહની સર્વને ખસેડી બોલતી સંભળાઈ : 'શ્રીકૃષ્ણ પરમાત્મા કરે તે ખરું. ક્યાં એ યોગીનો યોગ અને ક્યાં આવી આવી પ્રીતિની મધુરતા ? તારામૈત્રક તો નિઃસંદેહ જ !'

* * *

તીર્થક્ષેત્ર સુરગ્રામમાં ઘણાંક દેવાલય હતાં, પણ તે સર્વ ગામબહાર નદી અને સમુદ્રના તીર ઉપર અને તેમના સંગમ ઉપર હારોહાર ઠઠબંધ હતાં. ગામમાં માત્ર બે જ માર્ગ પાઘડીપને એકબીજાની આગળ પાછળ સમાંતર રેખામાં આવેલ હતા. એક માર્ગનું નામ ગુરુમાર્ગ અથવા ગોરની શેરી હતું. બીજો માર્ગ ચૌટાને નામે પ્રસિદ્ધ હતો. શેરી અને ચૌટાની વચલી હારમાં એક મોટું શિવાલય હતું.

પ્રાતઃકાળે નવ વાગતામાં સરસ્વતીચંદ્ર પોતાના સાથ સાથે અહીં આવી પહોંચ્યો. એને આ શિવાલયના ચોકની એક પાસના ઓટલા પર બેઠા બેઠા સર્વ થાક ઉતારવા લાગ્યા. કુમુદસુંદરીને દીઠા પછી તે એ જ છે એવો નિર્ણય થઈ શકતો નહોતો, પણ તેના સ્વરૂપના સંસ્કાર ખસતા ન હતા. શિવાલયને જોઈ રાજેશ્વર અને

ત્યાંના અનેક અનુભવ મનમાં તરવરવા લાગ્યા. સહચારી બાવાઓની સાથે તે ગોષ્ઠીવિનોદ કરતો હતો. તેટલામાં એક બ્રાહ્મણ મહાદેવનાં દર્શન કરવા આવ્યો, ઘંટ વગાડવા લાગ્યો, અને દર્શન કરી, ચોખા નાખી, મંડપના બહારના પગથિયા ઉપર પાઘડી ઉતારી બેઠો. ત્યાંથી બાવાઓ પાસે આવ્યો. બાવાઓ 'અત્યારે અહીં ક્યાંથી ?' એમ પૂછતા 'મહેતાજી ! નવીનચંદ્રને સુરગ્રામ બતાવવા લાવ્યા છીએ.' એવો વિહારપુરીએ જવાબ દીધો.

મહેતાજી : 'વર્તમાનપત્રોમાં... એક ચંદ્રની વાત આવે છે તે તો આપ નહીં ?' એમ પૂછી મુંબઈથી ચંદ્ર ઉપરના નામવાળા એક વિદ્વાન અદૃશ્ય થઈ ગયા છે તે તેણે છાપાંઓમાં વાંચ્યું હોવાનું જણાવ્યું. સરસ્વતીચંદ્રની તે બાબતમાં જિજ્ઞાસાથી પાસે જ પુસ્તકશાળામાં તે લઈ ગયો ને ત્યાંથી વર્તમાનપત્રો કાઢી બતાવ્યાં. મુંબઈના એક પત્રમાં લક્ષ્મીનંદન શેઠે પ્રસિદ્ધ કરાવેલા લેખ હતા અને તેને મથાળે 'સરસ્વતીચંદ્રનો શોધ નંબર-૧૦' એવા અક્ષરો મોટામોટા હતા. સર્વ વાત વાંચતાં આંસુ મહા પ્રયત્નથી તે દાબી શક્યો. 'બીજા કંઈ પત્રો અને સમાચાર છે ?' એમ પૂછ્યું.

મહેતાજી : 'હા જી, આ રત્નનગરીમાં નીકળતા પત્રમાં અમારા પ્રધાનજીના કુટુંબમાં બનેલા શોકકારક સમાચાર છે.'

તે ઉતાવળથી વાંચતાં વાંચતાં સરસ્વતીચંદ્ર ગભરાયો. પ્રમાદધન મૂઓ, કુમુદસુંદરી ડૂબી ગયાં, સૌભાગ્યદેવી ગુજરી ગયાં અને બુદ્ધિધનને સંન્યસ્તનો વિચાર છે ! આ સર્વ વાંચતાં સરસ્વતીચંદ્ર હબકી ગયો.

મહેતાજી : 'આપને આ સમાચારથી આટલું દુઃખ થાય છે તે આપ જ સરસ્વતીચંદ્ર તો નથી ?' સરસ્વતીચંદ્ર શોકને દાબી શક્યો. તેનાં અશ્રુ દૂર થયાં. કપાળે પરસેવો વળ્યો તે લોહતો લોહતો બોલ્યો :

'સરસ્વતીચંદ્ર નાસી ગયો. તેની મને લેશ ચિંતા નથી. હું સુવર્ણયુગમાં રહેલો છું અને બુદ્ધિધનભાઈના સૌજન્યને જાણું છું. તેનો આ ક્ષણિક શોક ક્ષણમાં શાંત થયો.'

મહેતાજીની જિજ્ઞાસા નષ્ટ થઈ. સાધુજન તૃપ્ત થયા. એટલામાં એક વણિક ગૃહસ્થ આવ્યો અને વિહારપુરીને નમીને બોલ્યો : 'મારી ભક્તિ ઉપર પ્રભુએ જ નજર કરી ને મને આપનાં દર્શન થયાં. મહારાજ, ત્રણે મૂર્તિઓ રંકને ઘેર પધારી ભોજન લેવાની કૃપા કરો.'

સૌ શિવાલયમાંથી બહાર નીકળ્યા. વણિકને ત્યાં ભોજન માટે જતાં પહેલાં રાધિકેશજીના મંદિરના ઠાકોરજીની પ્રતિષ્ઠાનો વાર્ષિક ઉત્સવ હોઈ તે તરફ વળ્યા.



રસ્તામાં મહેતાજી સાથે જ હતા. તેમની પાસેથી રત્નનગરી વગેરેના રાજકીય સમાચાર જાણી સરસ્વતીચંદ્ર ગંભીર થઈ ગયો. આખા દેશના અનેક વિચારો એના હૃદયને વલોવવા લાગ્યા. 'મારો દેશ ! મારી કુમુદ ! મારા પિતા ! મારું મુંબઈ !' એવા ઉચ્ચાર હૃદયમાં ઊછળવા લાગ્યા. જતાં જતાં દેવાલયો માર્ગમાં આવવા લાગ્યા અને શાંતિનો મેઘ ઝરમર ઝરમર વૃષ્ટિ કરવા લાગ્યો.

રાધિકેશજીના મંદિરમાં સૌ ગયા, ત્યાં પણ સરસ્વતીચંદ્રના ચિત્તમાં તો મંથન જ ચાલ્યા કરતું હતું. 'પ્રમાદધન મૂઓ, કુમુદ વિધવા થઈ' વગેરે વિચાર એને જંપીને બેસવા નહોતા દેતા. સરસ્વતીચંદ્ર વિના સર્વેયે દેવને પ્રણામ કર્યા. સર્વ પાછા ફર્યા ને મંદિર બહાર નીકળ્યા. સામી ચંદ્રાવલી મળી. રાધેદાસને પકડી ઊભો રાખી પૂછવા લાગી : 'રાધેદાસજી, ભક્તિમૈયા માર્ગમાં દેખાઈ ? એની સાથે મારી મધુરી હતી ?' સરસ્વતીચંદ્ર ઉત્તર સાંભળવા ઊભો.

'કોઈ નવીન ગૃહસ્થકન્યા તો હતી.'

'તમે પુરુષજાતિની કઠોરતાનો ભોગ થઈ થઈ પડેલી એ બાપડી ડૂબતી ડૂબતી માતાને શરણે આવી જીવી છે.'

'જ્યાં ત્યાં અમ પુરુષોનો જ દોષ ?'

'છે તે છે.'

રાધેદાસ બહાર ચાલ્યો. ચંદ્રાવલી મંદિરમાં અંદર ચાલી. સરસ્વતીચંદ્ર રાધેદાસની આગળ ચાલતો હતો. વિહારપુરી સૌથી આગળ નીકળી ગયો હતો અને વાટ જોતો માર્ગમાં ઊભો હતો.

ચંદ્રાવલીને માસીનું જ અનુકરણ કરી કુમારી રહેલી ભાણેજ બિન્દુમતી સામે મળી અને બોલી :

'મૈયા, વિહારપુરી જોડે નવીન કોણ હતું ?'

'આપણે શી ચિંતા ?'

'હું તો સહેજ પૂછું છું. તેની આકૃતિ રમણીય હતી. એ ઘણું કરીને વિષ્ણુદાસજીના અતિથિ છે' 'હેં ! ત્યારે તો આપણે તેનું કામ છે-મધુરીની કથા તેં સાંભળી છે કની ?'

'તે પુરુષ આ ?'

'એમ જ હોવું જોઈએ.'

'સૂર્ય ગયે પદ્મિની મીંચાય છે તે યોગ્ય જ છે. મધુરીના દુઃખની મધુરતા અને તીવ્રતા હવે સમજાય છે.'

'મધુરી વિશે મારો જીવ ઊંચો હતો, તે હવે વધારે ઊંચો થયો.'

'તે યદુશૃંગ જવા ધારો છો ?'

'હા... ને તું પણ મારી સાથે ચાલજે. બેટા બિન્દુ, તારા અને મધુરીના વયમાં બહુ ફેર નથી. તારી સાથે એ મન મૂકી વાત કરશે ને એને સુખી કરવામાં તું સાધનભૂત થાય તો એ પુણ્ય તારે ઓછું નથી. માટે મારી સાથે ચાલ.'

❑

## ૨૫

# કુસુમનું તપ

'કુસુમ, ઓ કુસુમ ! તને ખોળીખોળીને તો હું થાકી ગઈ ! બળ્યું, આમ તે શું કરતી હઈશ ?' એમ બોલતી કુસુમના માંડવા ! આગળ થઈને સુંદર ઉતાવળી ચારે પાસ જોતી ફરતી હતી. છેવટે માળણની ઓરડીની પાછળ એક પીપળા તળે કંઈક ઘસારો લાગ્યો. જુએ છે તો એક હાંલ્લામાં કંઈક રાંધવા બેઠેલી કુસુમની પીઠ-માળણનો જાડો સાલ્લો પહેરેલો તેથી ઓળખાઈ નહીં...

કૃષ્ણપક્ષમાં મધ્યરાત્રિએ ચંદ્રબિંબ ક્ષિતિજમાં ઊગે અને આસપાસના પ્રદેશમાં રમ્ય નવીન પ્રકાશ પ્રકટાવી રહે, તેમ ઝાડના મેલા થડ આગળ કાળા સાલ્લામાં કુસુમનું ગૌર મુખબિમ્બ નવીન કાન્તિ ધરતું હતું. તે જોતાં સુંદરને ઉમળકો આવ્યો અને છતી થઈ તેને બાઝી પડતી અટકી.

ઝાડની ડાળો અને પાંદડાં વચ્ચેથી કોયલ ટહુકી ઊઠે તેમ આ શાંત સ્થાનમાં કુસુમ બોલી ને સુંદરનો પગ અટક્યો :

'જમની, આ ચૂલામાંથી દેવતા ઘેર જાય છે ને ધુમાડો થાય છે તે ભૂંગળી વગર શું કરવું ? વગર ભૂંગળીએ તાપ લાગે એવું બતાવ.'

માળણ ઊઠી આવી ને ચૂલા સામી જતી જતી બોલી : 'વારુ, બહેન, તમે કર્મી લોક તેને આ તે શા અકર્મીના ધંધા કરવા ? જાવ, ઘેર જાવ ! જુઓ તો ખરાં ! આ ધુમાડે તમારી આંખો કરી છે તે-કેસુડાનાં ફૂલ જેવી !'

કુસુમ જરાક ઊંચી થઈ વિચારમાં પડી ને બોલી ઊઠી, 'જો ભૂંગળીને ઠેકાણે આ હથેળી મોં આગળ રાખું ને ફૂંક મારું તો દેવતા સળગશે કની ?'

ફૂંક મારતાં આંખમાં રાખ ઊડી.ને માળણ હસી પડી.

'લ્યો, લ્યો હવે ! જાવ ઘેર. જેનું કામ તે તે જ કરે. આવા રૂડા મોં ઉપર રાખોડી ઊડી ચોંટી તે બાવીઓ જેવાં કાળાં હતાં તે તો બરોબર લાગત.'

'ત્યારે આ કેવી લાગે છે ?' કુસુમ બોલી. માળણ બોલે ત્યાર પહેલાં સુંદર પાસે આવી બોલી ઊઠી :

'આ દિવસમાં ધોળી વાદળીઓથી ઢંકાયેલો ચંદ્ર લાગે છે, એવું તારું રાખોડીવાળું મોં લાગે છે, કુસુમ !'

કાકીને દેખીને કંઈક ચમકી અને સ્વસ્થ થઈ, ખીચડીના દાણા કાઢી ચાંપી જોતી, કુસુમ બોલી :

'કાકી, એ રાખોડી ને એ મોં-એ બે આખરે એક દેખાવાનાં; આખરનું જે સાથી તેનું આજથી જ હેત કરું છું.'

સુંદરગૌરી : 'કર્યું કર્યું એ હેત ! કેમ કુસુમ, કહ્યું માને છે કે નહીં ? ઊઠે છે કે ઘરમાંથી વડીલને બોલાવું ?'

ચાંપેલો દાણો હાંલ્લીમાં પાછો નાખી હાંલ્લાં ઢાંકતી ઢાંકતી કાકી ભણી ઊંચું જોઈ કુસુમ બોલવા લાગી : 'શું, કાકી, એમ જાણો છો કે વડીલ કુસુમને તમારી પેઠે ધમકાવશે ?'

'ના, તું તો એમની હોડી-લજામણી ! તે તને કેમ ધમકાવે ? પણ એટલું તો થશે કે તારા ચાળા જોઈ વડીલ દુઃખના દરિયામાં ડૂબશે. માનું કાળજું બાળે છે ને દાદાનું બાળ ! જોઉં તો ખરી કે કોનાં કોનાં કાળજાં બાળે છે ? ભાયડાઓ છોકરીઓને ભણાવે ને આમ બગાડે તે તારા બાપ નથી જાણતા, પણ દાદા તો જાણે છે.'

હસતી હસતી હાંલ્લીમાં પાણી રેડતી કુસુમ બોલી :

'કાકી ! કોઈને ભારે પડ્યા વિના ગરીબ થઈ એકલાં બાવીઓ પેઠે કેમ રહેવાય – આવું કેમ ખવાય ને આવું કેમ પહેરાય તે શીખું છું.'

'શું આમ હાથમાંથી જવાને બેઠી છે ? ઘરના જેવું આ અન્ન ન હોય.'

'કાકી, આ ખીચડી ખાતે તો બે ત્રણ દિવસ થયા.'

'હેં ! ત્રણ દિવસ થયાં ખાય છે ? દીકરી, ગજબ કર્યો !' સુંદર ચપ લઈને ઊભી થઈ અને હાંલ્લીને અડકવા ગઈ.

'હાં, હાં, અડકશો નહીં – નવણમાં છું. કુસુમ ગાજી ઊઠી.

'કાકી, આવો તો ખરાં, જરા ચાખો તો ખરાં; આમ શું ગાંડાં કાઢો છો ?'

'હા, હા, હું ગાંડી; ને તું ગાંડી તે ડાહી. હું તો અડકું છું ને હાંલ્લી બાંલ્લી બધું લઉં છું ઘરમાં – તારાં માને ને બાપને દેખાડવાને.' સુંદર અડકવા ગઈ. કુસુમે તેને અટકાવી.

'તમે કબૂલ કરો છો કે તમારે આ વાત કોઈને કહેવી નહીં ?'

'હા.'

'ને મને અટકાવવી નહીં ?'



'એ તો અટકાવવાનું હોય ત્યાં અટકાવવીયે પડે !'

'તે બળથી કે કળથી ?'

'કળથી, બાપુ, કળથી. એટલુંયે કબૂલ તો કર.'

'જુઓ, ગુણિયલના મનમાં મને બુદ્ધિધનભાઈને પરણાવવાનું છે – તેની આપણે ના છે. બહેનના સસરા તે મારા વડીલ. પિતાજીના મનમાં મને સરસ્વતીચંદ્રને પરણાવવી છે – તેમાં પણ આપણી ના સમજવી. અને આ ચંદ્રકાંતભાઈના ઘરમાં એક છે ને ઉપર મને બીજી બેસાડવાની માગણી તેમના ભાઈએ કરી છે – તેનો કાગળ પિતાજી ઉપર છે – તેની પણ ના.'

સુંદર : 'બેની તો ના સમજાઈ; પણ સરસ્વતીચંદ્રની ના કેમ કહે છે ?'

કુસુમ : 'બે વાતની ના – માં છેલ્લે સુધી બધાંને સમજાવવા મને મદદ આપો તો સમજાવું.'

સુંદર : 'તે એટલી બધી હું બંધાઉ તેને સાટે તું કેટલું બંધાય છે ?'

કુસુમ : 'સરસ્વતીચંદ્રને ના પરણવાનું મારું કારણ બદલામાં તમને સમજાવું.'

સુંદર : 'ના, તે એટલામાં બદલો ન વળે ! હું બંધાઉ તેના બદલામાં તું સરસ્વતીચંદ્રને પરણવાને બંધાય છે ?'

કુસુમ : 'આવડી આવડી ના !' એણે 'આવડી' ઉચ્ચારતાં હાથના ચાળા કર્યા.

સુંદર : 'ત્યારે અમારીયે આવડી આવડી ના; આટલી છોકરી મને પટાવે છે; જમની ! જો તો ખરી.'

કુસુમ : 'જો તમે આટલું બંધાઓ તો હું એટલી બંધાઉ કે જો સરસ્વતીચંદ્ર જડે ને પોતાના વિચાર ફેરવે તોપણ તેટલાથી કંઈ મારે મારા વિચાર ફેરવવાના નથી – પણ હું પૂછું એ બધા પ્રશ્નોના ઉત્તર આપે ને એવા ઉત્તર આપે કે તેથી મારા મનનું સમાધાન થાય ને મારા વિચાર ફરે ને તેમનો ને મારો બેનો વિચાર એક થાય, તો પછી હું મને ઠીક લાગે તે વિચાર કરું - તે વિચાર કરું – હાં વિચાર કરું; બીજું કાંઈ અત્યારથી બંધાવાનું નહીં.'

સુંદર : 'આ જોને – આનું આમ થાય, તેનું તેમ થાય, પેલાનું પેલું થાય – તો પછી મારાં કુસુમબહેન શું કરે ? – વિચાર કરે ! બીજું કાંઈ ન કરે, પણ વિચાર કરે; જાઓ, અમે તો કંઈ બંધાતાં નથી.'

કુસુમ : 'હું તો આ ખાવા બેસું.'

પત્રાળું તૈયાર થયું હતું. તેમાં ખીચડી નાખી કુસુમ ખાવા લાગી.

કુસુમ મોં ધોઈ ઊઠી અને મોં લોહતી લોહતી આગળ આવી.

સુંદર : 'ત્યારે શું ?'

કુસુમ : 'ત્યારે કે-ગાઉં ?'

'કુસુમબહેન ચા....લ્યાં.... રે.... ગોદાવરી !'

'ગોદાવરી જતાં તે પૈસા બેસે, પણ સુન્દરગિરિની બાવીઓ અને એવાં સ્થાન ક્યાં ઓછાં છે ? કાકી, હવે કુસુમ મીરાંબાઈ થવા તૈયાર છે, શરીરનો રથ અને મનની સવારી; કુસુમ કાઢે સંઘ ત્યાં આનંદની વારી.' ક્રોધ અને અશ્રુથી ભરેલી સુંદર ગઈ. કુસુમ ઓઠે આંગળી મૂકી પાછળ ઊભી રહી. ગ્લાનિ તજી કુસુમ કાકીની પાછળ ઘરમાં ચાલી.

ત્યાં એક બારીએ વિદ્યાચતુરને એકલો ઊભો ઊભો વિચાર કરતો દીઠો. કુસુમને દૂરથી જોતાં તેના વિચાર અટક્યા. કુસુમની કૌમારવ્રતની ભાવના એને પ્રિય હતી. મેધાવિની* પુત્રીને દાદર ઉપર જોઈ પિતાના હૃદયે હૃદયમાં કાલિદાસની વાણી વડે, પણ બોલ્યા વિના આશીર્વાદ દીધો :

શાન્તાનુકૂલપવનશ્ચ શિવશ્ચ પન્થાઃ ॥ +

'રંક કુમુદની સ્વતંત્રતા ઊગતાં પહેલાં જ મેં નષ્ટ કરી. કુમુદનાં દુર્ભાગ્ય જોઈ આ દૃષ્ટિ ઊઘડી. તેનો લાભ કુસુમને મળશે – એ તેનું ભાગ્ય. કુસુમ ! લગ્નની ઉપાધિમાંથી મુક્ત રહેવાનો તારો અભિલાષ દઢ જ રહેશે તો તારા આ સુન્દર સ્વતંત્ર પવિત્ર અભિલાષને માટે નાતજાત ને પ્રધાનપદ જેવા સર્વ સ્વાર્થનો ત્યાગ કરવા તારો પિતા તત્પર છે.'

❏

* બુદ્ધિશાળી (સં.)

\+ શાન્ત અને અનુકૂળ પવન હો અને પન્થકલ્યાણમય હો ! (સં.)

## ૨૬
# શશી અને શશિકાંત

ચંદ્રકાંતના મનમાં ઘણી જાતના ગૂંચવાડા હતા. પ્રથમ એણે વિદ્યાચતુર શોધ કરશે એવી આશા રાખી હતી. બહારવટિયા, કુમુદના સમાચાર, આદિ અનેક વિઘ્નોએ આ આશાને ખોટી પાડી. સરસ્વતીચંદ્રના ઉપર આટલો સ્નેહ દેખાડનાર ગુણસુંદરી પાસે શી રીતે કહેવું કે હવે મને એકલો જવા દ્યો; તમારી મદદની મારે જરૂર નથી ? આ પ્રશ્નોએ ચંદ્રકાંતને મધુર ગૂંચવાડામાં નાખ્યો.

ચંદ્રકાંત આવા વિચારો કરતો સૌન્દર્ય ઉદ્યાનના કોટ ઉપર એકલો ફરતો હતો, ઉદ્યાન અને નગરના કોટ વચ્ચેના ચોગાનમાં અનેક લોક આવજા કરતા હતા. ગામડામાંથી આવેલા અનેક વ્યાપારીઓ હાટ માંડી બેઠેલા હતા. વચ્ચે વચ્ચે ભિખારીઓ, સાધુઓ, ફકીરો અને બ્રાહ્મણો જુદા જુદા રાગ કાઢી, જુદા જુદા ઉચ્ચાર કરી, ઉદરપૂર્તિ પામવા ફરતા હતા.

ચંદ્રકાંતની દૃષ્ટિ આ સર્વ ઠાઠ ઉપર ફરીફરી ફરી વળતી હતી. 'શું આટલા મહાન અને ચિત્ર* સમુદાયમાં સરસ્વતીચંદ્ર મને શોધવા ન ઊભો હોય ? શું એ સૌમાં એના સમાચાર આપનાર કોઈ નહીં હોય ?'

ખીસામાં હાથ મૂકી આળસ મરડે છે ત્યાં હાથમાં બેચાર પત્ર આવ્યા. એ પત્ર વાંચેલા હતા, તે પાછા મૂક્યા. 'મુંબઈમાં ગંગા એટલી માંદી છે કે મારી ત્યાં જરૂર છે. કારકુન લખે છે કે મુંબઈ છોડ્યાથી મારો ધંધો ધૂળધાણી થઈ જવા ઉપર છે.

સરસ્વતીચંદ્રના કરતાં આ વધારે નથી, પણ ગંગા મરે તે તો કાળજે ધક્કો લાગે. આવે પ્રસંગે હું ત્યાં ન હોઉં તો ઈશ્વરનો અપરાધી થાઉં - પણ એનો મંદવાડ ક્યાં સુધી પહોંચશે તે કહેવાતું નથી અને આ શોધ કરવાનું પડતું મૂકવું તે તો ચંદ્રકાંતથી નહીં થાય.'

ત્યાં પ્રધાનજીના શિરનામાથી પત્ર આવેલો તે સરસ્વતીચંદ્રસંબંધી લાગતાં,

* વિચિત્ર, ભાતભાતનો (સં.)

ચંદ્રકાંતને પ્રધાનજીના માણસ મારફત મળ્યો.. ગંગાએ ચંદ્રકાંત પર એ પત્ર લખેલો, પણ ચંદ્રકાંતનું નામ લખવું રહી ગયેલું તેથી પત્રની આ દશા થઈ.

તેમાં લખાણ ટૂંકું જ હતું.

'મને મંદવાડ છે, પણ તમે એમના એમ પાછા આવશો તે મને ઠીક નહીં પડે. સરસ્વતીચંદ્ર જડશે તો તે જેટલા આપણા છે એટલાં તમારા ઘરનાં આપણાં નથી. માટે ખોટાં સગાંનું માનશો નહીં ને ખોળો છો તેને ખોળજો. ધુતારાલાલનાં માણસ તમારા ઘરમાં આવે છે, જાય છે ને લાંચલાલચો આપે છે. મારું નામ દઈ બોલાવે તો છેતરાશો નહીં ને આવશો નહીં.'

ચંદ્રકાંતને પરસેવો થઈ આવ્યો ને કપાળ પર તેનાં ટીપાં ઊભરાયાં. પણ ઓઠ કરડે મુખ ઉપર આવેલો ભાવ પાછો ખેંચી લીધો. પત્ર ખીસામાં મૂક્યો. ચંદ્રકાંતના ક્ષોભનો પાર રહ્યો નહીં; આણી પાસ ઉદ્યાન અને પેલી પાસ વસ્તીનો તરવરાટ - કશામાં એનું મન ગયું નહીં. એટલામાં આઘેના કોલાહલમાં એક ઉચ્ચ સ્વરે ગાયેલી સાખી ચંદ્રકાંતના કાન પર અથડાઈ.

'જડ જેવો દ્રવતો શશી
સ્મરી રસમય શશીકાંત.'

આ શબ્દો કાનમાં પહોંચતાં તે ચમક્યો અને ઉદ્યાનની બહાર. સ્વર ઉચ્ચારનારને શોધવા તેનાં નયન સહસા તે તરફ વળ્યાં.

* * *

ચંદ્રકાંત સૌન્દર્યદ્યાનમાંથી બહાર નીકળ્યો અને લોકસમુદાયમાં કાને પડેલા સ્વરનો ઉચ્ચારનાર શોધ્યો. આટલામાં જ સરસ્વતીચંદ્ર હશે જાણી. હાથની કોણીઓથી સર્વને ધક્કા મારી તે ઘેલાની પેઠે ધસતો હતો. ઘણું શોધી શોધી પાછો ફરે છે ત્યાં ઉદ્યાનના કિલ્લાની એક પાસ ઊગેલા ઘાસ ઉપર ચારપાંચ બાવાઓ બેસી ચલમ ફૂંકતા હતા અને એક બાવો તેમના સામો પગ ઉપર પગ ચડાવી, તેમની સાથે વાતો કરતો હતો અને વચ્ચે વચ્ચે 'શશી' અને 'શશિકાંત' વાળી કડી બોલતો હતો. ત્યાં આગળ આવી ચંદ્રકાંત ઊભો અને આ સાધુના મુખમાં આ શબ્દ સાંભળી ચમક્યો. ફરી સરસ્વતીચંદ્રવાળી લીટીઓ લલકારાઈ.

ચંદ્રાકાંત આગળ આવ્યો ને બાવાને નમસ્કાર કરી પૂછવા લાગ્યો : 'બાવાજી, આપ ક્યાંથી આવો છો ને આ ઉદ્ગારનો અર્થ શો છે ?'

'બચ્ચા, તેરા નામ ક્યા ?'

'મારું નામ ચંદ્રકાંત.'

'હાં ? ચંદ્રકાંત ? નામ તો અચ્છા છે. જો નામ પ્રમાણે અર્થ હોય તો મારું



ગાવાનું જાતે જ સમજી લ્યો.' બાવાએ જાડા પણ સુન્દર સ્વરથી આગળ ગાવા માંડ્યું. ચંદ્રકાંત એ પંક્તિ સાંભળતાં કંપવા લાગ્યો અને અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો.

'શું બાવાજી, મારા ચંદ્રે તમારા જેવો ભેખ લીધો છે ? મને હવે સ્પષ્ટ વાત કહી દ્યો. તે મને ક્યારે મળશે ? ક્યાં મળશે ? મારે અત્યારે જ નીકળવું છે.'

'બચ્ચા, આ કામ ગુપ્તપણે કરવાની મને આજ્ઞા છે. આ સ્થાન ને સમય તેને પ્રકટ કરવાને અનુંકૂળ નથી. તારું રત્ન સુવર્ણની પેટીમાં સાચવી રાખેલું છે અને સર્વ રીતે આનન્દરૂપ છે, એટલું જાણી શાંત અને શીતળ થા. ચંદ્રકાંતજી, હું આ સ્થાને સંધ્યાકાળથી પ્રાતઃકાળ સુધી તમારી વાટ જોઈશ અને એકાંતમાં તમારી ઇચ્છા તૃપ્ત કરવાનો સંકેત દેખાડીશ.'

ત્યાં વિદ્યાચતુરના માણસો આવી પહોંચ્યા. બાવો ચાલ્યો ગયો. બાવાની ગોષ્ઠીમાં ભંગ પાડનાર આ મિત્રોનો યોગ અત્યારે તેને રજ પણ ગમ્યો નહીં. ત્યાં વિદ્યાચતુરના માણસો પ્રવીણદાસ ને શાંતિ શર્માએ સરસ્વતીચંદ્રના સંબંધમાં જ વાત કાઢી ને ચંદ્રકાંત આકર્ષાયો. 'કારાગૃહમાંથી કેટલાક વિશેષ સમાચાર સરસ્વતીચંદ્રના સંબંધમાં મળે એમ છે માટે આપ ત્યાં ચાલો.' એમ એમણે કહ્યું. ચંદ્રકાંત ચાલ્યો.

પોલીસઅધિકારી સરદારસિંહે સરસ્વતીચંદે કેવા સંયોગોમાં ભદ્રેશ્વર જવાને નિમિત્તે સુવર્ણપુર છોડ્યું, સરસ્વતીચંદ્ર કેમ કરીને લૂંટાયો તે બધું વિગતવાર જણાવ્યું. 'આટલી વાત તો નિશ્ચિત છે, પણ તે પછી જે બન્યું તેની વાર્તા બેત્રણરૂપે આવી છે ને જ્યાં સુધી તેનો નિર્ણય કરી શકીએ નહીં ત્યાં સુધી ન્યાયાસન પાસે આ કામ ચાલવું અશક્ય છે.'

ચંદ્રકાંત : 'એ શી વાર્તાઓ છે ?'

સરદાર : 'પ્રથમ વાર્તા પ્રમાણે સરસ્વતીચંદ્રને બહારવટિયાઓએ કતલ કર્યા છે.'

ચંદ્રકાંત કંપ્યો.

સરદારસિંહ : 'બીજી વાર્તા પ્રમાણે અર્થદાસે મણિમુદ્રા માટે તેનું ખૂન કર્યું. ત્રીજી વાર્તા પ્રમાણે તેઓ કોઈ સ્થળે છે.'

ચંદ્રકાંત : 'ત્રીજી વાત જ સત્ય છે.'

સરદારસિંહ : 'પ્રથમ વાત હીરાલાલ નામનો મુંબઈનો માણસ કરે છે. સરસ્વતીચંદ્રનો સગો ધૂર્તલાલ મુંબઈના કારાગૃહમાં છે. તેનો માણસ હીરાલાલ ભારે ખટપટી છે. તેના કહેવા પ્રમાણે સરસ્વતીચંદ્રનું ખૂન બહારવટિયાઓને હાથે બ્રિટિશ હદમાં થયું છે. તેમ હશે તો આ કામ ત્યાં ચાલશે. ધૂર્તલાલના મનમાં એમ છે

કે ગમે તેમ કરી સરસ્વતીચંદ્રને મૂએલા ઠરાવવા – કારણ તેમને તેમ કરવામાં દ્રવ્યનો લાભ છે. અર્થદાસના મનમાં એમ છે કે હીરાલાલ પોતાના સ્વાર્થને માટે એને મારી પાડશે; અંગ્રેજી હદમાં કામ ચાલવાની અરજી કરવા હીરાલાલ ઘણુંયે સમજાવે છે પણ અર્થદાસ બેનો એક થયો નથી ને અરજી કરતો નથી. સરકારી પોલીસ ધારે તો સરસ્વતીચંદ્રને શોધી શકે. પણ સરસ્વતીચંદ્રને શોધવાનું એ ધારે જ નહીં એવી હીરાલાલે યોજના ઘડી છે.'

ચંદ્રકાંતે ઓઠ પીસ્યા : 'ધૂર્તલાલ કેદમાં પડ્યો પડ્યો પણ આટલા દાવ રમે છે ! ઠીક !'

સરદારસિંહ : 'અસ્તુ. અર્થદાસની વાતમાં વાંધો એટલો આવે છે કે અર્થદાસ એ માણસનું નામ નવીનચંદ્ર કહેતો નથી પણ ચાંદાભાઈ કહે છે.'

ચંદ્રકાંત : 'એમાં કાંઈ નહીં. જે એક નામ બદલે.તે બીજા નામને પણ બદલે.'

સરદારસિંહને ચંદ્રકાંત ને સાધુના મેળાપની પણ ખબર હતી; તે જણાવી. ચંદ્રકાંત આશ્ચર્ય પામ્યો. સરદારસિંહે કહ્યું : 'આપની જે વાત ગુપ્ત હોય તે ભલે ગુપ્ત જ રાખો. પણ સરસ્વતીચંદ્રની શોધના હિતમાં જે વાત અમને કહેવા જેવી લાગે તે કહેજો ને વેળાસર કહેજો. વેળા વીત્યા પછી કહેશો તો અમારા હાથમાંથી વાત જતી રહેશે. બીજું પણ ધ્યાનમાં રાખજો. સરસવતીચંદ્રની ભાળ બીજા કોઈને લાગી છે ને એ ક્યાં છે એવું હીરાલાલ જાણશે તો એમને ઠાર કરાવવા એવી એની પ્રતિજ્ઞા છે. આપના ઘરમાં પણ હીરાલાલની ખટપટ છે તે ભૂલશો મા.'

'મારા ઘરમાં ?' ચંદ્રકાંત ચમક્યો. 'મારા ગરીબના ઘરમાં તે શું જડવાનું હતું ?'

'આપના મોટા ભાઈ અને આપનાં માતા, ગંગાબાને માથે શોક્ય લાવવાનો પ્રયત્ન કરે છે અને તેમને હીરાલાલનો શેઠ દ્રવ્યની સહાયતા આપે છે.'

'ધૂર્તલાલને તેથી શું ફળ ?'

'આપ સરસ્વતીચંદ્રને શોધવા મૂકી ઘેર જાઓ તો ધૂર્તલાલ નિશ્ચિંત થાય તે ફળ !... વળી સરસ્વતીચંદ્રનું મરણ જેઓ ઇચ્છે છે તેઓ જ ગંગાબાની કાશ પણ કાઢવા ઇચ્છે છે.'

'કારણ ?' ચદ્રકાંતને કપાળે પરસેવો છૂટ્યો.

'કારણ એ જ કે મુંબઈ છોડતી વેળા સરસ્વતીચંદ્રે આપેલા પત્રો તથા દ્રવ્યની કૂંચી તમે અહીં હો ને ગંગાબા સ્વર્ગમાં હોય તો જ તેમને મળે.'

'એ વાત તો ખરી ! અરેરે ! આ ગૂંચવાડો સૌથી ભારે આવ્યો !' માથું ખંજવાળતો, દાંત, પીસતો, ચંદ્રકાંત બબડ્યો.



'તેની પણ ચિંતા ન કરશો. આપ અમને આપના અક્ષર આપો કે ગંગાબા અમારા માણસ ઉપર વિશ્વાસ રાખે અને તેની જોડે મુંબઈ છોડી જાય અથવા આપના કોઈ મિત્ર મુંબઈમાં હોય તો તેને ત્યાં જાય.'

'તો હું ગંગાને તમને સોંપું છું ને સરસ્વતીચંદ્રને મને સોંપો.'

'એમ જ. પણ મેં કહેલી વાત એકએક લક્ષમાં રાખજો. ભૂલશો તો માર ખાશો.' અહીંથી સર્વ વેરાયા. સરદારસિંહના શબ્દોના ભણકારા ચંદ્રકાંતના કાનમાંથી ગયા નહીં. એક પાસ સરસ્વતીચંદ્ર અને બીજી પાસ ગંગાને માથે ઝઝૂમતાં ભયસ્વપ્નોએ એની સ્વસ્થતાનો નાશ કર્યો. અંતે રાત્રિ પડી. રાત્રે ચંદ્રકાંતે બાવાની વાટ જોઈ પણ તે મળ્યો નહીં. કોઈ વટેમાર્ગુએ તેના હાથમાં ચિઠ્ઠી આપી કે 'ગુપ્ત વાત પ્રકટ થવાના ભયથી આપણો સંકેત પાર પાડી શકાયો નથી. જો ગુપ્ત વાત ગુપ્ત રાખી શકશો તો ખોએલો પ્રસંગ ફરી પ્રાપ્ત થશે.' ચંદ્રકાંત વધારે ગૂંચવાયો. ગભરાયો, ખિજાયો અને ચિંતામાં પડ્યો. પ્રાતઃકાળે બાવાને શોધવા, ને ન જડે તો એકલા યદુશૃંગ જવા મનમાં ઠરાવ કર્યો. એક સરસ્વતીચંદ્રને તો શોધવાનો હતો તેમાં બીજો બાવો શોધવાનો થયો. વિધાતાની ગતિમાં આવાં વૈચિત્ર્ય જ છે.



## ૨૭

# કુમુદની અવસ્થા

વિષ્ણુદાસના મઠથી અર્ધા કોશને છેટે વિવાહિત સાધુઓનો મઠ હતો. તે ગૃહસ્થમઠ કહેવાતો. તેની પાછળ તેટલે જ છેટે પરિવ્રાજિકામઠ હતો. તેમાં અવિવાહિત અને વિધવા સાધુસ્ત્રીઓ રહેતી. ત્રણે મઠ વચ્ચે પર્વતની લીલોતરી અને શિલાઓ હતી; સાધુઓએ તેમાં ધ્યાનયોગ્ય, તપયોગ્ય અને વિહારયોગ્ય કુંજવન કરેલાં હતાં. અને પર્વત ઉપર ઊડનારાં પક્ષીઓ તેમાં ટોળાબંધ આવજા કરતાં.

ભક્તિમૈયા વગેરેનો સાથ કુમુદસુંદરીને લઈ ખરે મધ્યાહ્ને પરિવ્રાજિકામઠના દ્વાર આગળ આવ્યો. સંધ્યાકાળે આકાશમાં ચંદ્રોદય થયો તેની સાથે સ્ત્રીવનમાં કુમુદિની જેવી કુમુદ પણ ઉત્ફુલ્લ થઈ ભાસી. મઠની ઓસરીમાંથી એક બારી પર્વતના એક ભાગ ઉપર પડતી હતી, તેને જાળીવાળું બહાર લટકતું છજું હતું તેમાં કુમુદ બેઠી હતી, અને બંસરી અને મોહિનીની વાતો ધ્યાનથી સાંભળતી હતી.

સુરગ્રામ ગયેલા સરસ્વતીચંદ્રને પાછો આવતો આ ખોના તળિયાને માર્ગેશોધતી કુમુદની આંખ એ તળિયાના અંધકારમાં પણ ફરકતી છાયાઓથી ચમકતી હતી.

મોહની : 'મધુર મધુરી ! તારા જીવનનો ચંદ્ર આ જ પ્રદેશમાં છે તે જાણી તું શાંતિ પામ.'

કુમુદ : 'પ્રિય બહેનો ! મારા જીવનને એ ભાન અભાન જેટલું જ સંતાપકર છે. મારા ચંદ્રનો પ્રત્યક્ષ સંયોગ મારે અધર્મ્ય છે અને હું તેની વાસના રાખતી નથી. સર્વ ધર્મ જેને શ્રેષ્ઠ ગણે છે – પતિવ્રતને પ્રિય ગણવું અને આ જીવિતને અને જીવિતના નાથને અપ્રિય ગણવાં એવો મારો ધર્મ છે.'

બંસરી : 'એ નિશ્ચય મધુર છે પણ તેનો આધાર સત્ય ધર્મ ઉપર નથી.'

કુમુદ : 'કેમ નથી ?'

બંસરી : 'કન્યા જેને મનથી વરે તે તેનો વર. માતાપિતાનો વરાયેલો કે વરેલો



વર તે કન્યાનો વર નહીં. મધુરી, જે ચંદ્રને તેં તારો આત્મા આપ્યો તે એક જ તારો પતિ અને જે યુવાનને તારાં માતાપિતાએ તારું શરીર આપ્યું તે તારો જાર; હવે તારું પતિવ્રત કેવું તે સમજી લે.'

કુમુદે ઊંડો નિઃશ્વાસ મૂક્યો અને આંખ ભીની થઈ તે બારી બહાર જોઈ લોહી નાખી.

કુમુદ : 'એ સિદ્ધાંતોનો* પ્રતિવાદ કરવાની મારામાં શક્તિ નથી. મારું ભાવિ તો મેં કહ્યું તેમ બંધાઈ ચૂક્યું છે, તેમાંથી મને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કૃપા કરી ન કરશો. આ બહારના પ્રકાશમાં નાહવાનો અધિકાર આ જાળીમાં રહેલા પ્રાણીને નથી, તેમ મારા ચંદ્રના પ્રીતિપ્રવાહમાં નાહવાનો અધિકાર આ પ્રતિજ્ઞા-જાળીમાં બેઠેલી હું છું તેને નથી.'

કુમુદની કથા થોડાક વખતમાં – થોડીક ઘડીમાં – પરિવ્રાજિકામઠમાં અને વિહારમઠમાં સુપ્રસિદ્ધ થઈ ગઈ. આ સંબંધમાં મધુરીના નામ સાથે નવીનચંદ્રનું નામ પણ ગવાયું, પરંતુ મધુરી સાથેનું એનું વર્તન અધર્મ્ય ગણાયું. બીજી રીતે વિષ્ણુદાસ સ્વામીનો એના ઉપરનો પક્ષપાત વધારે ઉચિત ગણાયો. ચર્ચાનો વિષય માત્ર એટલો જ રહ્યો – આ બે પ્રેમી જીવનો યોગ કરાવવો કે ન કરાવવો, અને કરાવવો તો કેવા વિધિથી કરાવવો.

કુમુદ સાધુસાધ્વીઓમાં રાત્રે સૂતી, થોડી વાર તેને સરસ્વતીચંદ્રના વિચાર થયા અને આંખ ઘડીમાં મીંચાય ને ઘડીમાં ઊઘડે. એની બે પાસ મોહની અને બંસરી સૂતાં હતાં તે એના મુખ ઉપર દૃષ્ટિ નાખતાં હતાં અને પાછાં સૂઈ જતાં હતાં.

પ્રાતઃકાળે સરસ્વતીચંદ્રને સાધુવેશમાં જોઈ કુમુદના ચિત્તને અત્યન્ત ધક્કો લાગ્યો હતો. આ મઠમાં સાંભળેલી વાતોથી તે કંઈક સ્વસ્થ થઈ સૂતી. પણ નેત્ર મીંચાય ત્યાં પ્રાતઃકાળનું ચિત્ર પ્રત્યક્ષ થાય અને ઊઘડે ત્યાં વિચાર સૂઝે.

'આવા પુરુષ ત્યાગી હોય તે સારું કે સંસારી હોય તે સારું ? એ સંસારમાં હોય તો કેટલાં પ્રાણીનું કેટલું કલ્યાણ કરી શકે ? હું તો ભાગ્યહીન છું તે છું, પણ આવું રત્ન આ ભસ્મમાં અદૃશ્ય થાય તે તો અનિષ્ટ જ ! હું હવે તેમને શું કહેવા – કથવાની હતી ? અરેરે, એમની ભવ્ય સુંદર આકૃતિ પ્રાતઃકાળના ચંદ્ર જેવી નિસ્તેજ થઈ ગઈ છે નક્કી એમનો શોકશંકુ+ ઊંડો છે. ઊંડો ઊંડો પણ છે ! તેમણે નક્કી મને ઓળખી !'

* સામી દલીલ (સં.)

+ શોકનો કાંટો, શોકરૂપી કાંટો (સં.)

Scanned by CamScanner

કુમુદ સ્વપ્નવશ થઈ, આ બાજુ બંસરી, મોહની, ભક્તિમૈયા વગેરેએ મળી નક્કી કર્યું કે મધુરી અને નવીનચંદ્રજીનો યોગ તો કરવો જ. વિહારમઠના કુંજવનમાં રાસલીલા આરંભાશે. નવીનચંદ્રજી ગુરુજી સાથે ફરવા નીકળશે, તે અવસરે નવીનચંદ્રજીની વાસના દૂરથી જાણી લેવી અને તે પ્રમાણે પછીનો વિચાર કરવો.

* * *

પ્રાતઃકાળ થયા પહેલાં પરિવ્રાજિકામઠનું સર્વ મંડળ જાગ્રત થઈ ગયું હતું. ધોયેલાં ભગવાં વસ્ત્ર પહેરી સર્વ સાધુ સ્ત્રીઓ પોતાપોતાના પ્રાતઃકર્મમાં મળી ગઈ, ભક્તિમૈયા વગેરે મંડળ 'મધુરી'ને લઈ વિહારમઠમાં કુંજવનોમાં જવા નીકળ્યું.

પર્વતના એક મહાન શૈલને* મથાળે ચન્દ્ર પરિપૂર્ણ પ્રકાશ નાખી શકે અને દક્ષિણ-પશ્ચિમનો પવન આવી શકે એવે સ્થાને એક ખુલ્લો ચોક હતો. ત્રણે મઠ કરતાં એ સ્થાન ઊંચું હતું તેની વચ્ચોવચ એક મહાન કદમ્બવૃક્ષ રોપેલું હતું અને ચારે પાસ નાના પણ રમણીય સુવાસિત પુષ્પના રોપાઓ પોષીને ઉછેર્યા હતા. અને કરંગી સુંદર પક્ષીઓ ત્યાં બેસતાં, માળા બાંધતાં અને મધુર કોમળ ગાન કરી રહેતાં. આ ચોક ઉપર મધ્યે યમુનાકુંડ હતો ત્યાં આગળ રાત્રે રાસલીલાની યોજના હતી. સમુદ્રનો પટ ત્યાંથી શુદ્ધ દેખાતો અને એના તરંગની લેખાઓ અને ફીણના ચળકાટ કોઈ ગૌર યુવતીના ઉદરભાગની રોમાવલીઓ જેવાં છેટેથી લાગતાં હતાં.

સમુદ્ર અને ચંદ્રિકા જોઈ વામની અને બંસરી વગેરે કુમુદ સાથે સમુદ્રલહરીની રમણીયતાની ને ચંદ્રિકાના ઉછાળની વાતો ફરવા લાગ્યાં તે જોઈ કુમુદ બોલી:

'એ ચંદ્રિકા ઉદય પામશે. અમારી-મારી ને મારા હૃદય-સ્વામીની ચંદ્રિકા તો શિવજીના જટાજૂટમાં દબાઈ ગઈ છે.' કુમુદના તારામૈત્રકની ને એના હૃદયરાગની વાતો ચાલતી હતી ત્યાં કુમુદને પાછળથી કોઈએ ખેંચી. કુમુદનું દુઃખી રોતું મુખારવિંદ ચંદ્રાવલીની વત્સ છાતીમાં સમાઈ ગયું. ચંદ્રાવલી કુમુદની દશા દેખી બોલી:

"મધુરી ! તને પ્રિય, હિતકર અને પથ્ય હશે તે જ માર્ગ શોધીશું. તારી જે ચિકિત્સા કરી આ કૃપાળુ સાધુજનોએ તારું સખીકૃત્ય કરવા માંડ્યું છે, તે ગભરાયા વિના કે ક્ષોભ વિના કરવા દે. વિવાસિત+ અદશ્ય સીતાએ રામનું દર્શન કર્યું અને રામનો સ્પર્શ કર્યો તે કાળે જેમ સીતાની પાસે તમસા હતી તેવી જ મને સમજ્જે. ભક્તિમૈયા ! તમે જે ચિકિત્સા આરંભી છે તે કંઈક જાણું છું. પણ તે ચિકિત્સાની વેળાએ મારી દુલારીને રજ પણ વ્યથા થાય એમ ન કરશો.'

પાછલે પ્રહરે વામની અને બંસરીની જોડી ગિરિરાજનાં સુંદર સ્થાનો જોવા

* શિખર (સં.)

\+ નિર્વાસિત-દેશનિકાલ થયેલી (સં.)



મોકલી. ચોકની એક છાયાકુંજમાં શિલા ઉપર મોહની, ભક્તિ અને બિન્દુમતી સાથે ચંદ્રાવલી બેઠી અને સૌની પાસેથી કુમુદ વિશે તેમણે કહેલી વાર્તા અને ધારેલી યોજના સાંભળી.

ભક્તિમૈયા : 'નવીનચંદ્રજી નીચે આવ્યા ને અમે ઉપર આવ્યાં ને જુદાં પડ્યાં તે કાળે સૂર્યકિરણ અંધકારને શોધે તેમ મધુરીની દૃષ્ટિ નવીનચંદ્રજીના હૃદયને સ્પષ્ટ શોધતી હતી.'

ચંદ્રાવલી : 'બેટા બિન્દુ, સાંયકાળે સાધુદંપતીઓએ રાસલીલા યોજી છે ત્યાં નવીનચંદ્રજી આવવાના છે, એમ કહી મધુરીને પણ ત્યાં લઈ જવાની વાત કરી, ત્યારે એણે શું કહ્યું ?'

બિન્દુમતી : 'માત્ર આકાશ અને પૃથ્વી વચ્ચેનો ભાગ જોયાં કર્યો અને કંઈ બોલી નહીં.'

ચંદ્રાવલી : 'તેમનો વૈરાગ્ય જોઈ મધુરીને શો વિકાર થયો ?'

ભક્તિમૈયા : 'તે કોઈએ સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું નથી, પણ રાત્રે તે કહેતી હતી કે વિરક્ત ચન્દ્રનો ગ્રાસ* કરનારી ધૂમગ્રહની લેખા થવા પોતાની ઇચ્છા નથી.'

ચંદ્રાવલી : 'નવીનચંદ્રનો વિરક્ત જોઈ મધુરીને દુઃખ થયું કોઈએ પ્રત્યક્ષ કર્યું નથી.'

મોહની : 'ઊતરવાના સ્થાન આગળ તો અશ્રુધારા વહેતી હતી. આ વેશ તો તેણે પ્રથમ ત્યાં જ જોયો... કન્યા વર પાસે જાય કે વર કન્યા પાસે આવે, તે વિના તેમની હૃદયગુહાઓ ઊઘડવાનો સંભવ નથી.'

ચંદ્રાવલી વિચારમાં પડી. અંતે બોલી : 'ભક્તિમૈયા ! આપણે તો માત્ર દૂતકર્મ હવે બાકી રહ્યું. બંને પક્ષે એ કામ ઉપાડનાર કોણ હશે ?'

ભક્તિમૈયા : 'કોઈ નથી. નવીનચંદ્રજી માત્ર વિહારપુરી અને રાધેદાસની જોડે ફરે છે અને એકાન્તમાં રહેતા નથી. ગુરુજીની સાથે જ ગોષ્ઠી કરે છે અને શય્યા પણ તેમની પાસેની ગુફામાં રાખે છે. મધુરીને તો જે કહો તો આપણે.'

મોહની : 'બે દોરડાં સંધાડશો તો કૂવામાં પહોંચશે.'

ચંદ્રાવલી : 'કેવી રીતે ?'

મોહની : 'નાયિકાના કર તમે ઝાલો અને નાયકનો વિહારપુરી ઝાલે.'

ભક્તિમૈયા : 'પણ વિહારપુરીનો કોણ ઝાલે !'

મોહની : 'દયા અને સ્નેહ બે છૂટા પડેલા હાથને એકઠા કરે ત્યારે. માટે ચંદ્રાવલીબહેન, આ બે હરિણયુગનો યોગ તમે કરો, તમારા વિના તે કરવા બીજું

* ગળી જવું તે (સં.)

Scanned by CamScanner

કોઈ સમર્થ નથી.'

ચંદ્રાવલી એક કાળે વિહારપુરી સાથે વિવાહિત હતી ને એ દંપતી પાસે વિહારમઠનું અધિષ્ઠાનપદ હતું. પાછળથી બંનેએ પૂર્ણ સંન્યાસ લીધો. વિહારપુરી વિષ્ણુદાસજીના મઠમાં ગયો ને ચંદ્રાવલી સુન્દરગિરિનો ત્યાગ કરી બેટમાં ગઈ. એટલે વિહારપુરી પાસે જવામાં ચંદ્રાવલીને કશો બાધ ન હતો. ચંદ્રાવલીએ ઘણી અનિચ્છા છતાં આખરે મધુરી પ્રત્યેના ઊંડા સ્નેહથી દૂતીકૃત્ય સ્વીકાર્યું. 'મોહિની, ત્યારે કહી દો કે મારે શું કરવું ?'

મોહની : 'આજ રાત્રે યમુનાકુંડ પાસે રાસલીલા થાય તે કાળે અમે મધુરીને લઈને જઈશું. નવીનચંદ્રજીને શોધી વાર્તાવિનોદ કરીશું અને તે આઘાપાછા હશે, ત્યારે મધુરી સાથે વિનોદ કરીશું. ચંદ્રાવલી ! તમારે તે સર્વનાં માત્ર મૂક સાક્ષી થવું અને મધુરી સાથે રાત્રે એકાંતમાં સૂવું અને તેનું હૃદય ઉઘાડવું. એ સર્વનો સાર વિહારપુરીને તમારે એકાંતમાં કહી દેવો અને તેમણે નવીનચંદ્રનું મન જાણી લેવું અને નવીનચંદ્રજી ગુરુજીની ગુફા છોડી અન્યત્ર કોઈ ગુફામાં કે કુંજમાં એકાંતવાસ રાખે એટલી વ્યવસ્થા વિહારપુરી દ્વારા કરવી.'

ચંદ્રાવલી : 'હું ધારું છું કે એટલું તો થશે.'

ચંદ્રોદયકાળે યમુનાકુંડ પાસે ચોકમાં વિહારમઠની સ્ત્રીઓએ રાસલીલા નાટકરૂપે ભજવી. કેટલીક સ્ત્રીઓએ કૃષ્ણના વેશ લીધા હતા અને બાકીની સ્ત્રીઓ ગોપીઓ થઈ હતી. છેલ્લા પાંચમા પ્રવેશમાં રાધાકૃષ્ણનું યમુનાતીરે પરસ્પરલીન સંગીત અને નૃત્ય થયું અને રાસલીલા સમાપ્ત થઈ. સર્વ મંડળ લગભગ મધ્યરાત્રિએ છૂટું પડ્યું. સર્વ નિદ્રાવશ થયાં પણ કુમુદ અને તેનું મંડળ જાગ્રત રહ્યું અને બીજો એક પ્રહર વાર્તામાં ગાળ્યો. છેવટે તે પણ સૌ સૂતાં. પ્રભાત થતાં કુમુદ જાગી અને સ્નાનાદિ આટોપવામાં બિન્દુ કુમુદને કામ લાગી. પરવારીને મઠના દ્વારમાં મંડળ બેઠું ને ગોષ્ઠી કરવા લાગ્યું.

ચંદ્રાવલી : 'મધુરી, તું નિરાશ થઈ છે.'

કુમુદ : 'આશા નિરાશ છે, ત્યાં નિરાશા જ આશા છે.'

મોહની : 'રાસલીલા તેં જોઈ પણ તેનું રહસ્ય તું ભૂલી ગઈ. ગઈકાલે ગવાયું હતું તેમ, શ્રીકૃષ્ણના અધર પર ચઢેલી મોરલીની જેમ તું નવીનચંદ્રના મુખ ઉપર આવી મોરલી થા.'

ચંદ્રાવલી : 'મહાત્માના હાથમાં જઈ તેને મુખે ચઢી એક જડ બંસરી જગતને આટલું કલ્યાણ આપે છે, તો મધુરી જેવી મેધાવિની સુંદરી નવીનચંદ્ર જેવા દક્ષિણ* જનના હૃદયમાં વસી કોનું કોનું શું શું કલ્યાણ નહીં કરે ?'

* પ્રવીણ (સં.)



કુમુદ : 'મને તે અધિકાર નથી ત્યાં પછી વધારે વાત શી ?'

ચંદ્રાવલી : 'તું હજી મુગ્ધ છે. પણ હું તારો ને તેનો યોગ કરી આપીશ. તારું સ્થૂળ શરીર જેને વશ રાખવું હોય તેને વશ રાખજે, પણ સૂક્ષ્મ શરીર હૃદયના સ્વામીને વશ કરવું પડશે. તે પછી તે તને સ્વતંત્ર રાખે તો માજીની પાસે આવજે ને સ્વતંત્ર રાખે તો તેની ઇચ્છાને વશ થજે. આમાં તને કાંઈ બાધ નથી. તું જાતે નહીં ચાલે તો અમે તને ઊંચકીને લઈ જઈશું. નવીનચંદ્ર પાસે તારો સત્કાર નહીં થાય તો માજીનું મંદિર ને ચંદ્રાવલીનું હૃદય તારે માટે સર્વદા સજ્જ છે, માટે હવે તું તૈયાર થજે.'

દરમિયાન ચંદ્રાવલીએ નવીનચંદ્ર સાથે કુમુદના યોગ માટે બધી પૂર્વતૈયારી કરી મૂકી છે તેની જાણ કુમુદને થઈ ત્યારે તે અસ્વસ્થ બની ચોંકી ઊઠી. નવીનચંદ્ર ચંદ્રાવલીની વાત શાંતિથી સાંભળે એવી યોજના વિહારપુરીએ ગુરુજીની સંમતિ મેળવવાની રાખી નક્કી કરી દીધી હતી.

'મેં નવીનચંદ્રજીનાં દર્શન કર્યાં; હવે તેથી વધારે મારે તેમને નથી મળવું. ચંદ્રને જેમ દૂરથી જ જોઈ કુમુદ પ્રફુલ્લ થાય છે, તેમ તેથી વધારે મધુરી નહીં કરે.'

'મધુરી ! આ આશાના સુધાબીજનું પ્રાશન* કર. તારો હૃદયનો ઈશ તો એક જ છે, એ હૃદયેશને અનુસરવું તે તારો ધર્મ છે; તે પળાવવાને ચંદ્રાવલીનું વિરક્ત ચિત્ત ચિન્તા કરે છે.'

કુમુદે આ વાત કાને ધરી નહીં. સૌની પાસેથી તે ઊઠી અને રાત્રે જે બારી આગળ બેઠી હતી ત્યાં જઈ બેઠી.

❑

* આસ્વાદન (સં.)

## ૨૮

# સરસ્વતીચંદ્ર અને ચંદ્રાવલી

સાધુઓ ભિક્ષા માટે જાય ત્યારે સરસ્વતીચંદ્ર એકલો આશ્રમમાં રહેતો અને તેની સાથે વિહારપુરી અને રાધિદાસ તથા આશ્રમ સંભાળનાર એ-બે જણ રહેતા. આજ તો વિહારપુરી પણ ભિક્ષાર્થે ગયો હતો. આશ્રમ પાછળની ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો ફરતો હતો. રાધિદાસ આગલા દ્વારને ઓટલે બેઠો બેઠો વાંચતો હતો. આશ્રમ સંભાળનાર સાધુઓ રસોઈની તૈયારી કરતા હતા.

સુરગ્રામનાં દર્શનને દિવસે કંઈ કંઈ નવા સંસ્કાર સરસ્વતીચંદ્રને થયા. પર્વત ઉપરથી ઊતરતાં કુમુદ મળી અને તેના અણસારે તેમ જ સાધુજનોનાં વિનોદવાક્યોએ એના તર્કને પક્ષી પેઠે ઉરાડ્યા. પર્વત નીચે મહેતાજી અને વર્તમાનપત્રોએ તો મધપૂડો જ ઉરાડ્યો. કુમુદ, સૌભાગ્યદેવી, પ્રમાદધન, બુદ્ધિધન, લક્ષ્મીનંદન આદિના કૌટુમ્બિક સમાચાર વર્તાનપત્રમાંથી જાણતાં જ આંચકો લાગ્યો. ગઈકાલની રાસલીલાને અંતે કુમુદનું જોડેલું ગીત ગવાયું તેથી તે વધારે ચમકતો હતો.

'શું ? મધુર કોમલ કાન્તિવાળી મધુરી તે કુમુદ ? મધુરીની કાન્તિ કુમુદના જેવી નથી ? અત્યંત દુઃખથી તો ચિત્રની છાયા ઝાંખી થઈ છે, પણ ઝાંખી ઝાંખી એ છાયામાંની રેખાઓ તો કુમુદની જ છે. કાલના ગીતમાં તો નક્કી મારા ઉપર જ કટાક્ષ છે. હરિ ! હરિ ! હું જીવું છું ને એને વૈધવ્ય પ્રાપ્ત થયું ! એને તો પ્રમાદધન ગયાનું સ્વપ્ન પણ નહીં હોય ! એ જાણશે તો એને કેટલું દુઃખ પડશે ? જો એ કુમુદ જ હોય તો એને જાતે ગુણસુંદરીને ત્યાં પહોંચાડી આવીશ. સીતાને વનવાસમાં પહોંચાડનાર લક્ષ્મણ પાછા સીતાને મળ્યા ત્યારે નમસ્કાર કરી બોલ્યા હતા કે 'માતા, તમને આટલું દુઃખ દેનાર નફ્ફટ લક્ષ્મણ નમસ્કાર કરે છે.' હું પણ ગુણસુંદરી પાસે આમ જ નમસ્કાર કરીશ ને દુઃખી કુમુદને તેમના હાથમાં મૂકીશ. જે મોં કોઈને દેખાડવું જોઈએ નહીં તે ગુણસુંદરી પાસે દેખાડીશ. નિર્લજ્જ સરસ્વતીચંદ્ર ! એ જ હવે તારું પ્રાયશ્ચિત્ત ! પણ મધુરી તે કુમુદ ખરી ? ચંદ્રકાંત ! મારા કંપતા હૃદયને



આધાર આપવાને તારી સાત્ત્વિક બુદ્ધિનો ખપ છે. તું મારે માટે ભટકે છે, હું તને શોધું છું, પણ હજી સુધી સંયોગ થયો નથી.'

જે સાધુ ચંદ્રાકાંતને મળ્યો હતો અને રાત્રે મળવાનો સંકેત કરી મળ્યો ન હતો તે, સુંદરગિરિ ઉપર પાછો આવ્યો હતો. પોલીસ પોતાની શોધમાં છે, પોતાની અને ચંદ્રકાંતની વાતનો ને સંકેતનો પોલીસને પતો મળ્યો છે એટલું જાણતાં સાધુ સંકેત તોડી પાછો પર્વત ઉપર આવ્યો હતો, અને નવીનચંદ્રજીનું નામ અને સ્થાન પ્રકટ કર્યા વિના આ સંકેત સિદ્ધ થાય એમ નથી એવા સમાચાર સરસ્વતીચંદ્રને તેણે કહ્યા હતા. ચાર પાંચ દિવસ વાત ટાઢી પાડવી ને પછી ઉપાડવી એવો માર્ગ સર્વેએ કાઢ્યો. ચંદ્રકાંતના મેળાપમાં આમ વિલંબ થયો અને એનો ખપ તો આમ તીવ્ર થયો. વિચારમાં ને વિચારમાં સરસ્વતીચંદ્ર શતપત્ર કમલના ભરેલા ઝરાના ઝીણા ગાનમાં લીન થયો. કોમળ નાના ઘાસમાં એક વસ્ત્ર ઉપર હાથનું ઓશીકું કરી સૂતો. ઉપરના વડની ડાળીઓ લટકતી હતી તેના ઉપર એની દૃષ્ટિ ઠરી. અંતે પાસે પડેલાં બેચાર પુસ્તકો ઉપર દૃષ્ટિ જતાં એ ઊઠ્યો ને બેઠો થયો. એના હૃદયમાં અર્વાચીન સ્થિતિને માટે શોક ઉદય પામ્યો અને ભવિષ્યને માટે ભયચિત્ર પ્રત્યક્ષ થયું. એટલામાં રાધિદાસ અંદર આવ્યો ને બોલ્યો : 'જી મહારાજ ! ચંદ્રાવલીમૈયા આપનું દર્શન ઇચ્છે છે.' સ્ત્રીજનને મળવું આ વેશને કે દેહને ઉચિત નથી એમ માનતો સરસ્વતીચંદ્ર જરા ઘડભાંજમાં પડ્યો. પણ રાધિદાસે જણાવ્યું કે 'આપને મળવામાં ભગવતી ચંદ્રાવલીને ગુરુજીની પણ અનુમતિ મળી ગઈ છે.' ત્યારે સરસ્વતીચંદ્ર તુરત તૈયાર થયો.

બેજણ આશ્રમ બહાર ગયા. ત્યાં ઓટલા ઉપર ચંદ્રાવલી બેઠી હતી. નવીનચંદ્રને જોઈ તે ઊભી થઈ. ચંદ્રાવલીનાં સર્વ અંગ સુંદરતા અને પતિવ્રતાના સર્વ ચમત્કારથી ચમકતાં હતાં. એના દર્શનથી જ નમ્ર અને તૃપ્ત થઈ સરસ્વતીચંદ્રે મસ્તક નમાવ્યું. રાધિદાસ, સરસ્વતીચંદ્ર અને ચંદ્રાવલી નિરાંતે વાતો કરી શકે માટે એમનાથી જરા દૂર બેઠો.

ચંદ્રાવલી : 'નવીનચંદ્રજી ! હું ઓટલે બેસું છું; તમે આ પગથિયા પર બેસો; મારે અતિ વિશ્રમ્ભની ગોષ્ઠી કરવાની છે.' જિજ્ઞાસા, આતુરતા, લજ્જા અને કંપ અનુભવતો સરસ્વતીચંદ્ર બેઠો. ચંદ્રાવલી પણ બેઠી. ચંદ્રાવલીએ મધુરીની કેટલીક વાત કાઢી ને પછી કહ્યું : 'મધુરીરૂપી મંદિરમાંના હૃદયની કૂંચી લઈને હું આવી છું અને તમને હું તે સોંપી દઈશ.' સરસ્વતીચંદ્રને શંકા થઈ, 'મધુરી કોઈ બીજું જ હોય તો ?'

ચંદ્રાવલી : 'તમારી અન્યોન્યની ઓળખ સંપૂર્ણ થાય તો જ મારી-તમારી

કથાઓ સત્ય ગણવી, નહીંતર સ્વપ્નવત્ ગણવી.'

સરસ્વતીચંદ્ર : 'તો આજ્ઞા કરો.'

ચંદ્રાવલી : 'આપને ગુરુજી જાતે જ નિરાળો એકાંતવાસ આપે તો આપે સ્વીકારવો.'

સરસ્વતીચંદ્ર : 'ગુરુજીની ઇચ્છા તે આજ્ઞા જ છે.'

ચંદ્રાવલી : 'નવીનચંદ્ર તૃષિત ચકોરી ચંદ્રપ્રકાશથી જ તૃપ્ત થશે.'

સરસ્વતીચંદ્ર : 'મૈયા, તેને ઉપદેશ કરજો કે જે શમપ્રકાશ* ચંદ્રાવલીમૈયા વિહારપુરીજીને આપે છે તે જ પ્રકાશ ચકોરીને અનેક ચંદ્રની માળા જેવાં ચંદ્રાવલીમૈયા આપી શકશે.'

ચંદ્રાવલી : 'તેમાં તમે શું કર્યું, નવીનચંદ્ર ? અહો કઠોર પુરુષ ! તમને શમ પ્રિય છે તે ઠીક, પણ આ તે તમારો શમ કે શમને નામે શમની વિડંબના છે ? પારકા ગૃહમાં મૃગનયનીનું શું થયું હશે તે કહો તો ખરા ?'

સરસ્વતીચંદ્રનાં નેત્રમાં અશ્રુધારા ઊભરાઈ. ભીંત ભણી મસ્તક ટેકવી સાંભળી રહેલો સરસ્વતીચંદ્ર ઊંડા આવેશથી ધીમે ધીમે બોલવા લાગ્યો :

'જેટલો આરોપ મૂકો તે સત્ય છે, ઉચિત છે. શકુન્તલાને ચરણે પડી, દુષ્યન્તે ક્ષમા મેળવી; પણ તે ક્ષમાને માટે દુષ્યન્તની યોગ્યતા હતી એવી મારી નથી. મને કોઈનો શાપ ન હતો, વિસ્મૃતિ ન હતી, અને મેં ફૂલની માળાને સર્પ જાણી ફેંકી દીધી નથી. ઉભય હૃદયની પ્રીતિ જાણી સર્વ પ્રત્યક્ષ છતાં, કોમળ, સુંદર અને સુગંધી પુષ્પમાળાને જાણી જોઈને ગ્રીષ્મમધ્યાહ્નનમાં સૂર્યના તડકા વચ્ચોવચ બળી જાય એમ મૂકી દીધી. ક્ષમા માગવાનો પણ મારો અધિકાર નથી; છતાં આ હૃદય ક્ષમાને ઇચ્છે છે, તે મળે એટલે સંસારમાં મને બીજી વાસના નથી.'

સરસ્વતીચંદ્ર દીનમુખે ટટાર થઈ બેઠો.

ચંદ્રાવલી દયાર્દ્ર થઈ. તેના નેત્રમાં જળ આવ્યું : 'નવીનચંદ્રજી, માધુરીનો મધુર હૃદયસાગર ક્ષમાના તરંગોથી ઊભરાય છે ને ઊછળે છે. એ માટે તમે નિઃશંક રહો.'

સરસ્વતીચંદ્ર : 'એની ક્ષમા મળ્યે મારું દુઃખ શાંત થશે.'

ચંદ્રાવલી : 'જો તમારું દુઃખ એટલાથી શાંત થવાનું હોય તો તમે તેના શરીરના પતિના ગૃહમાં ગયા તે શા માટે ? શું તમે ત્યાં એના દુઃખની મશ્કરી કરવાને માટે ગયા હતા ?'

સરસ્વતીચંદ્ર : 'તેના મનમાં હું એવો દુષ્ટ હોઉં તો તેમ ગણવું.'

ચંદ્રાવલી : 'નવીનચંદ્રજી, જે આવેશને બળે તમે તમારા પિતાનો ત્યાગ કર્યો

* શાંતિભર્યાં, શાંતિદાયી પ્રકાશ અથવા શાંતિ અને પ્રકાશ (સં.)



તે જ આવેશને બળે તમારા પ્રીતિપરિપાક* ની અવગણના કરી, એ જ અવગણના તમારી પવિત્ર પ્રીતિએ સ્વીકારી નહીં અને તમારી પ્રીતિએ તમને મધુરી પાસે મોકલ્યા. તમારી ઉદાત્તતા એવી છે કે આટલી વાત તો તમે તરત સ્પષ્ટ કરવાના.'

પળવાર લજ્જાથી નીચું જોઈ સરસ્વતીચંદ્ર બોલ્યો : 'મારા હૃદયતંત્રનું પૃથક્કરણ કરવામાં તમારી પ્રજ્ઞા સફળ હોય એટલી સફળ દુઃખમાં ડૂબેલી મારી પ્રજ્ઞા થઈ શકે એમ નથી...

'હરિ ! હરિ ! હું શું કરું ? મૈયા, મારું પ્રાયશ્ચિત્ત નથી જ. શોક જશે પણ થયું પાપ નહીં ધોવાય.'

ચંદ્રાવલી : 'ગુરુજી તમને તે ધોવાનો પ્રસંગ પણ પ્રાપ્ત કરાવશે. મારે એવી યોજના સાધવી છે કે તમારો ને મધુરીનો એકાંત સમાગમ થાય અને તમે બે પરસ્પર-અવસ્થા સાંભળી, સમજી, પરસ્પર સમાધાન કરો, અને તે પછી તમારી બેની ઇચ્છા પ્રમાણે યોગ કે વિયોગ જે ઉચિત હશે તે સાધવામાં અમે સાધનભૂત થઈશું.'

સરસ્વતીચંદ્ર હબક્યો.

'મૈયા ! ક્ષમા મેળવવાનો એ જ માર્ગ લેવો પડે તો નવીનચંદ્ર વશે કે કવશે તેને માટે સજ્જ થાય એમ ધારો. પણ મધુરીનું પોતાનું હૃદય, એનો એના પતિ ઉપરનો પ્રેમ, અને એનો પતિવ્રતાધર્મ એ ત્રણ વાનાં શું આ માર્ગને અનુકૂળ છે ?'

ચંદ્રાવલી : 'અમારા ન્યાયથી તો તમે કુમુદે સ્વયં વરેલા શુદ્ધ પતિ છો, અને એના શરીરના પતિને તો અમે જાર ગણીએ છીએ... વળી, કયો માર્ગ અનુકૂળ છે, એ વિચાર કરવાનો મધુરીને છે, તમારે નથી; મધુર દુઃખની રસિક અમારી મધુરી તમને સુખ ઇચ્છે છે પણ પોતાને માટે તમારું સુખ ઇચ્છતી નથી. હું આવી છું તે મધુરીએ સ્પષ્ટ ના પાડી છતાં, મારા હૃદયની અને સર્વ સાધ્વીઓની પ્રેરણાથી આવી છું. અંતે મારે એટલું જ કહેવાનું રહે છે કે જે જીવને શમ આપવા ઇચ્છો છો તેને તે તમે જાતે જ આપો, નવીનચંદ્રજી, હું આપની પાસે હાથ જોડી ઊભી રહું છું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.'

આટલું બોલતાં બોલતાં ચંદ્રાવલી ગળગળી થઈ ગઈ. તેનાં નેત્રમાં આંસુ ઊભરાયાં. 'સાધુજન ! વિહારપુરી વિના બીજા કોઈ પુરુષના સામું આ આંખોએ આજ સુધી ઊંચું જોયું નથી, તે તમારા મુખચંદ્રની મધુર દયાર્દ્રતાનો પ્રકાશ જોતી ઊભી છું. મને શી આજ્ઞા છે ?'

સરસ્વતીચંદ્ર હજી વિચારમાં હતો. 'સાધુજન, શી આજ્ઞા છે ?' ફરી ચંદ્રાવલીએ પૂછ્યું.

* ગાઢ થયેલી પ્રીતિ (સં.)

સરસ્વતીચંદ્ર ચમકી ઊઠ્યો હોય તેમ તેણે અચિન્ત્યું ઊંચું જોયું. તેટલામાં એની આંખમાં આંસુ આવી પણ ગયાં ને સુકાઈ પણ ગયાં. હાથ જોડી તે બોલ્યો :

'મૈયા ! મને પુત્ર જાણ્યો ને પુત્રના ઉપર જે ક્ષમા, વત્સલતા ને ઉદાર ચિન્તાવૃત્તિ માતા રાખે તેવી આપે મારા ઉપર રાખી. માતાજી, આપની આજ્ઞા તોડવાનો મને અધિકાર નથી. જે મધુરીને આપ મારી કહો છો, તેનું અભિજ્ઞાન* થશે તો તેના કલ્યાણનો માર્ગ તેને દર્શાવીશ.'

'ને તમારા કલ્યાણનો માર્ગ તે તમને દર્શાવે તો તે પણ તમે જોશો.' ચંદ્રાવલીએ કંઈક અટકતાં અટકતાં કહ્યું, 'સાધુજન ! તમારું કલ્યાણ થજો. હું તમારી પવિત્ર સેવામાં કોઈ રીતે કામ લાગું એવું કંઈ કહેવાનું બાકી છે ?'

સરસ્વતીચંદ્ર : 'મારે કંઈ પણ આ વિષયમાં કહેવાનું થશે તો તે આપને જ થશે.'

ચંદ્રાવલી ગઈ. સરસ્વતીચંદ્ર તેની પાછળ દૃષ્ટિ નાખી રહ્યો... સરસ્વતીચંદ્ર ચમક્યો. બુદ્ધિધનના ઘરમાં કુમુસુંદરી સાથે ગાળેલી ઘડી સાંભરી ને શરીર કંપવા લાગ્યું. 'સ્થૂળ શરીરનો વિશ્વાસ શો ? પણ જે ધૈર્યે તે કાળે રક્ષણ કર્યું તે આજ સહાયભૂત નહીં થાય ?... ચંદ્રાવલી તો એ ભયને પણ લેખતાં નથી. તેમને મન તો હું જ કુમુદનો પતિ છું અને પ્રમાદ જાર છે... હું પતિ કે પ્રમાદ પતિ એ પ્રશ્ન પ્રમાદના મરણથી શાંત થાય છે. કુમુદનું પાણિગ્રહણ અધર્મ્ય નથી. પણ મને તેની વાસના નથી.... કુમુદસુંદરીની અત્યાર સુધીની રમણીય પવિત્ર ચિત્તવૃત્તિના ચિત્રમાં આ પાણિગ્રહણથી કલંક બેસે તે તો દુઃસહ જ. કુમુદસુંદરી પરિવ્રાજિકામઠમાં અથવા ચંદ્રાવલી પાસે આયુષ્ય ગાળે એ ચિત્ર જ રમ્ય છે.

પણ... આ વિચાર કરવાનો મને શો અધિકાર છે ? મેં તો તેનો અપરાધ સંપૂર્ણ કર્યો. એ અપરાધ ધોઈ નાખવાનો માર્ગ માત્ર એટલો જ કે એ અપરાધનું બલિદાન થયેલીને જે માર્ગે શાંતિ મળે તે માર્ગે આપવી. એ માર્ગ રમણીય છે કે નહીં, ધર્મ્ય છે કે નહીં, એ વિચારનો અધિકાર મને નથી, તેને છે; અથવા એ વિચારનો અધિકાર કુમુદને સોંપી મારે તટસ્થ રહેવું એ પણ ધર્મ્ય નથી. એ દુઃખી હૃદયના ગુપ્ત મર્મ શોધી, એ શોધથી જે માર્ગ જડે તે લેવો એ જ મારો ધર્મ છે.

અતિતીવ્ર ધર્મ ! શું તું કુમુદને સંસારમાં નાખવા મને પ્રેરશે ? અથવા, તે ગમે તેમ હો ! પ્રમાદ ગમે તેવો હો ! પણ એના મરણના ત્રાસકારક સમાચાર એને મોઢે કહેનાર હું જ થઈશ ? એથી એને કેવું દુઃખ થશે ?

સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ! સુંદરગિરિના વિચિત્ર માર્ગ તને શા શા ધર્મ

* ઓળખાણ - પરિચય (સં.)



નહીં દેખાડે ?

અથવા – રહો – એ દુઃખ ખમવાને પણ આ સમાચાર સંભળાવું તો તો પતિમૃત્યુથી પોતાને સ્વતંત્ર થયેલી સ્થૂળ વિવાહ ઇચ્છવાના લોભમાં તે પડે તો ?

તો મારે શું કરવું ?

પ્રમાંદના સમાચાર તો નહીં જ કહું. તે સમાચાર નથી જાણ્યા ત્યાં સુધી એ પતિવ્રતા પોતાના મન ઉપર અંકુશ રાખશે... સમાચાર તો હું નહીં જ કહું !

ગુણસુંદરીના હૃદયની પ્રતિમા ! સૌભાગ્યદેવીના પવિત્ર પક્ષપાતના પાત્ર ! તું જે માર્ગે મને પ્રેરીશ તે સુંદર અને ધર્મ્ય જ હશે ! તારી વાસનાનું ગાન મારા કાનમાં સંભળાય છે અને તે પવિત્ર જ છે ?

એના કાનમાં સંભળાયેલું ગાન આજ ફરી સંભળાવા લાગ્યું, ચક્ર પેઠે ચારે પાસ ફરવા લાગ્યું.

'વાંસલડી વાજે ! જોગીડા ! તું વાંસલડી વાજે !'



## ૨૯

# ચિરંજીવશૃંગ

પ્રાતઃકાળમાં જ વિષ્ણુદાસે કેટલાક ઉત્તમ અધિકારીઓની સમક્ષ સરસ્વતીચંદ્રને ગૂંચવતો પ્રશ્ન - ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ ? - નું સુંદર નિરાકરણ કર્યું. એના અનુસંધાનમાં, સાધુજનોના સંસારીઓને મળતા, માત્ર પ્રકારભેદ જુદા, વધુ વ્યાપક ને વધુ સૂક્ષ્મ પંચમહાલયજ્ઞ – પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, દેવયજ્ઞ ને બ્રહ્મયજ્ઞ* – ની ભાવના ને રહસ્ય સમજાવ્યાં. એમના ઉપદેશનો મુખ્ય મુદ્દો એ હતો કે સાધુજન હોય, ત્યાગી હોય, તો પણ તેને શિરે પંચમહાયજ્ઞના ધર્મ છે – માત્ર તેણે નિષ્કામ થવું ઘટે. એટલે સુધી કે મનુષ્યયજ્ઞમાં કોઈ મહાન સમારંભને માટે આવશ્યક હોય તો સાધુજન સંસારીઓમાં સંસારીવત એટલો કાળ આચરણ કરે ને કન્થાદિની ઉપેક્ષા કરે, તો તે પણ ધર્મ્ય છે.

સરસ્વતીચંદ્રને આ ઉપદેશમાં ને સમગ્ર દશ્યમાં ભવ્યતા લાગી. એક પાસ પ્રચંડ અને પુષ્ટ જ્ઞાનીઓ, સામી-હારમાં ભગવાં વસ્ત્રવાળી સ્ત્રીઓ અને તેને અગ્રભાગે કુમુદસહિત ચંદ્રાવલી, અને એ બે હારોની મધ્યમાં, ઊંચે, જર્જરિત, હાડકાંનાં પંજર જેવા પણ તેજસ્વી વિષ્ણુદાસ વચ્ચે હિમાલય અને ત્યાંથી નીકળતી ગંગાયમુનાનાં પ્રવાહ જેવો આ સમાગમ સરસ્વતીચંદ્રને લાગ્યો. પણ એ પ્રવાહો પાસે ક્વચિત્ ગુપ્ત સરસ્વતીગંગા જેવી કુમુદસુંદરી ભણી એની આંખ ત્વરાથી જતી ને તેવી જ ત્વરાથી પાછી ફરતી.

વિષ્ણુદાસ બાવાએ વિહારમઠના અધિષ્ઠાતા જ્ઞાનભારતી, વિહારપુરી વગેરે સાધુમંડળની સાથે નક્કી કર્યું કે આજ રાતથી નવીનચંદ્રજીને ચિરંજીવશૃંગમાં વાસ આપવો. ચંદ્રાવલીની સૂચના મુજબ નવીનચંદ્ર મધુરીને મળે અને એમનાં બંનેનાં હૃદયની ગ્રંથિઓ ભેદાઈ જાય ને એ બંને પૂર્ણ શમતા અને પ્રસન્નતા પામે તે માટે આ સ્થાન બધી રીતે અનુકૂળ હતું. વળી વિષ્ણુદાસ તો જ્યોતિષશાસ્ત્રને આધારે પણ માનતા ને કહેતા કે નવીનચંદ્રને કોઈ મહાન ત્યાગનો અને યદુશૃંગને તેનાથી

* માતાપિતા, માનવજાત, પશુ-પ્રાણી, દેવો ને પરમેશ્વર પ્રતિ કર્તવ્યની-ત્યાગની ભાવના (સં.)





મહાન લાભનો યોગ છે. પોતાની પાછળ આ મઠના મહંતપદે તેમણે નવીનચંદ્રનો યોગ કરવાનું નક્કી કર્યું હતું. તે પૂર્વે સર્વ વાસનાઓના મોક્ષ અર્થે ચિરંજીવશૃંગ સૌથી વધુ પ્રેરક, પ્રસન્નતાજનક ને પવિત્ર હતું.

ચિરંજીવશૃંગ સુંદરગિરિનાં સર્વ શૃંગોમાં ઊંચામાં ઊંચું હતું અને યદુશૃંગની પાછળ આવેલું હતું. એ શૃંગના શિખર ઉપર એક મહાન ગોળ કિલ્લા જેવી ખડકોની ભીંત હતી અને બે ગોળ ભીંતની વચ્ચે પહાડના પથરાઓમાં મોટી મોટી ગુફાઓ હતી. આવી આશરે પચાસ પોણોસો ગુફાઓ હશે. તેની વચ્ચે એક નિર્મળ અને મીઠા પાણીનો સાંકડો ઝરો બારેમાસ રહેતો. તેની આસપાસ ઊંચા પથરા આવેલા હોવાથી તેમાં સૂર્યનો પ્રકાશ જતો, પણ તડકો તો ખરા મધ્યાહ્નને પણ જઈ શકતો ન હતો. એ ઝરો દશ પંદર ગુફાઓ વચ્ચે થઈને વહેતો, એક બે ગુફાઓની તો પ્રદક્ષિણા જ કરતો. સર્વ ગુફાઓમાં મોટી ગુફાની ઉપર તો બે માળ હતા અને તેના ઉપર અગાશી હતી. છેક ઉપલે માળે જોડેની ગુફામાં જવા આવવાનો પથ્થરનો પુલ હતો અને એ પુલની તળે ઝરો અને બે પાસ આ બે ગુફાઓની પછીતોને બારીઓ પુલથી સંધાતી હતી. આ ગુફાનું નામ સૌમાન્યસ્યગુફા હતું.

વિષ્ણુદાસની આજ્ઞા પ્રમાણે સરસ્વતીચંદ્રને આ ગુફામાં આણવામાં આવ્યો. તે વેળા સાયંકાળ થવા આવ્યો હતો, પણ દિવસ દેખાતો હતો. ઝરાની પાસે થઈને સરસ્વતીચંદ્ર, રાધેદાસ, જ્ઞાનભારતી વગેરે આ ગુફામાં આવ્યા. જ્ઞાનભારતીએ વાત કાઢી :

'નવીનચંદ્રજી મહારાજ, આ ગુફાનું નામ સૌમનસ્યગુફા છે. યોગીજનો અને તપસ્વીઓને માટે આ સ્થાન ઉત્તમ છે અને અનેક અપાર્થિવ* સંસ્કારોનું પ્રદીપક+ થાય છે. આપને અહીં ઉપલા માળ ઉપર શુભ વિચારમાં પંચરાત્રિ ગાળવાની છે. આપની સેવા માટે અમે સાધુજનો રાત્રિદિવસ આ છેક નીચલે સ્થાને જ નિવાસ કરીશું.' એટલામાં ઝરામાંનું પાણી એક સ્વચ્છ પાત્રમાં એક જણે આણ્યું ને સર્વેને પાયું. થોડી વાર બેસી સર્વ ઉપર ચઢ્યા. ઉપર જવાની એક સીડી હતી તે ઉપરથી ઉપલે પ્રથમ માળે અને ત્યાંથી તેથી ઉપલે માળે ચઢ્યા અને ચંદ્રોદય થતાં પહેલાં આજ્ઞા માગી નીચે ગયા.

સૌ ગયા. સરસ્વતીચંદ્ર એકલો પડ્યો. અગાશી વચ્ચોવચ એક લાંબી શિલા લીલા ઘાસવાળી હતી તે ઉપર બેઠો.

'કેવું ભવ્ય એકાન્તસ્થાન !... શા વિચાર કરું ? ચંદ્રકાન્તના ? ઘરના ? પિતાના ? ધૂર્તલાલના ? ગુમાનબાના ? અથવા સર્વ વિચારને ડુબાડનાર કુમુદના ?'

* દિવ્ય (સં.) + પ્રગટાવનાર (સં.)

કુમુદસુંદરી ડૂબી ગયા. તે અહીં ક્યાંથી હોય? મધુરીમૈયાનો સ્વર કુમુદસુંદરીના જેવો જ છે પણ ચંદ્રાવલીમૈયાએ દર્શાવેલ માર્ગ કુમુદસુંદરીનાથી ઊલટા છે – તે તે માર્ગ સ્વીકારે એ અશક્ય છે.

પિતા મારે માટે વર્તમાનપત્રોમાં ખબર આપે છે! પ્રમાદધન અને સૌભાગ્યદેવી ગયાં! સુરગ્રામના મહેતાજીએ વર્તમાનપત્રો વંચાવ્યાં. મારા દેશની રાજકીય વિપત્તિઓ તેણે મારી પાસે ખડી કરી. મુંબઈ! તારા યજ્ઞનો હું ઋણી છું.

'જવું છે જી! જાવું છે! જાવું છે જરૂર!'

'એક દિન પંખીસે ઊડ જાવું!'

પંખી ઝાડની એક ડાળીથી બીજીએ ને બીજીથી ત્રીજીએ ઊડીને બેસે તેમ જ મેં કર્યું છે – પરમાત્મા! મારે અહીંથી ક્યાં ઊડવાનું છે!... કુમુદ! રાણાએ મીરાંજીને માટે વિષ મોકલ્યું હતું. તેમ મેં તારો ત્યાગ કરી પ્રમાદને સોંપી - ઉદાર કુમુદસુંદરી! મેં ઝેર મોકલ્યું, પણ તમે શું કર્યું?

'હરિચરણામૃત કરી પી ગઈ મીરાં જૈસી જાનત અમૃત ઘટકી!'

ચંદ્રોદય થયો. ચૈત્ર સુદ એકાદશીની આ રાત્રિ હતી; પોણું ભરેલું ચંદ્રબિંબ પૂર્વ દિશાની ક્ષિતિજરેખાથી કેટલેક ઊંચે ઊગ્યું અને સૌમનસ્યગુફાની અગાશીમાં તેનાં કિરણ વાંકાં ઊંચાં થઈ આવવા લાગ્યાં. ઝીણી મલમલની મોટી ચાદર પેઠે સૃષ્ટિ ઉપર ચંદ્રિકા ઢંકાતી હતી. સરસ્વતીચંદ્ર અગાશીમાંથી નીચે ઊતર્યો અને પોતાના ભણીની પુલની પાસની બારીમાં દૃષ્ટિ કરે છે તો તેમાં સ્ત્રીનો આકાર દેખાયો; દેખાતાં એ પળવાર ઊભો રહ્યો અને તરત જ દૂર ખસી ગયો. પુલ ભણીથી આંખને પાછી ખેંચી લીધી. પણ કાન તો એણી પાસ જ રહ્યા. ચંદ્ર ઊંચો ચઢ્યો. પર્વતના શિખર ઉપરનો પવન સમુદ્રનાં ઊછળતાં મોજાં પેઠે ગાજવા લાગ્યો. તાડોનાં ને ઝાડોનાં પાંદડાંના ખડખડાટ કાનમાં વીંઝાવા લાગ્યા. સરસ્વતીચંદ્ર એકલા ચંદ્રને જ જોઈ રહ્યો અને સ્વર માત્રને સાંભળવા લાગ્યો. સર્વ સ્વરોને ભુલાવી પુલભણીથી આવતા સ્વરે તેને પ્રેર્યો. અન્ય વિચારોનો ત્યાગ કરી, આતુરતાની મૂર્તિ જેવો સરસ્વતીચંદ્ર પથરાઓમાં પથરા પેઠે જડ જેવો સ્તબ્ધ થઈ ઊભો રહ્યો.

સૌમનસ્યગુફાની પાછળની ગુફામાં સાધ્વીજનોએ કુમુદસુંદરીને ગુફાદર્શનને નિમિત્તે આણી હતી. ભક્તિમૈયા, વામની આદિ સાધ્વીઓએ અંતે પુલની પાછળની ગુફામાં એને આણી. ચૈત્ર સુદમાં આ ગુફાની પાછળના એક વૃક્ષમાં અનેક પક્ષીઓ ભરાતાં અને તેમાં કોયલો પણ ઘણી આવતી. હજી વસન્તઋતુ ગણાતી હતી. આ ગુફાનું નામ વસન્તગુફા હતું. તે સૌમનસ્યગુફા જેવી જ હતી, માત્ર જરી નીચાણમાં હતી. અંતે સાયંકાળ થતાં કોડિયામાં વાટ મૂકી સળગાવતી સળગાવતી એક જણ



બોલી:

'મધુરીમૈયા! ગુરુજી નવીનચંદ્રજીને જે શૃંગ ઉપર પાંચ રાત્રિનો વાસ આપવો કલ્પેલો છે તે આ જ! આની જોડેની જ ગુફામાં તે હશે અને નહીં હોય તો આવશે. અમે આખી રાત્રિ નીચલે માળે ગાળીશું.'

કુમુદ આ સાંભળીને ભડકી. પણ ચંદ્રાવલીમૈયાએ જાણીને જ હેતપૂર્વક મધુરી અને નવીનચંદ્રજીનો એકાંત મેળાપ યોજ્યો છે, ને તેમાં ગુરુજીની પણ સંમતિ મેળવી છે, એ સઘળું ભક્તિમૈયાએ જણાવ્યું, એટલે કુમુદ શાંત થઈ, વિચારમાં પડી, બોલ્યા વિના નીચું જોઈ રહી.

સર્વ ઊઠ્યાં અને કુમુદને એકલી મૂકી નીચે ગયાં. કુમુદે તેમની પાછળ ઊઠવા પ્રયત્ન કર્યો પણ તે ઊઠી જ ન શકી. ચારે પાસ રાત્રિ અને ચંદ્રિકા એકઠાં નીતરતાં હતાં અને ઊઠવા ઇચ્છનારીને પૃથ્વી સાથે દાબી દેતાં હતાં. એના હૃદયમાં શું હતું તે એ પોતે જ સમજતી ન હતી. રત્નનગરીમાં સરસ્વતીચંદ્ર કુમુદને કવિતા આપી હતી તેમાં કુમુદે અરધોઅરધ ફેરફાર કર્યો હતો. આ કવિતા સરસ્વતીચંદ્રે સાંભળે તેમ ગાવા તેણે વિચાર્યું. 'હવે એ કાંઈ મુંબઈ જાય એમ નથી. આવા વિરક્ત પદનો સ્વીકાર કરી હવે કંઈ એ તેનો ત્યાગ કરવાના હતા? મારા વિના તે સુખી છે અને એમના વિના હું – સુખી તો નથી – પણ સંતુષ્ટ રહીશ અને માજીનાં ચરણમાં હૃદયનો યોગ કરીશ.' થોડી વાર તે બેઠી, વળી ઊઠી, ચંદ્ર દીઠો ને ચમકી; પુલની પેલી પાસની છાયા દીઠી, વળી ચમકી, વળી પાછી વળી અને વચ્ચોવચ એક પથ્થર ઉપર બેઠી.

ઓઠે આંગળી મૂકી. 'પ્રસંગ ગયો મળવાનો નથી. ઈશ્વરે જ જ્યારે ધકેલી અહીં સુધી મોકલી છે ત્યારે હું તેની ઇચ્છાને વશ થઈ પ્રસંગનો લાભ લઈશ. જો મારું જ મન પવિત્ર છે તો સરસ્વતીચંદ્રને તેનાથી શો ભય હોય? અને મને પણ શો ભય હોય? મારા મનના ગૂંચવાડાની ગાંઠો તેમનાથી જ ઊકલશે; અને – સુખ તો આ અવતારમાં નથી પણ – ધર્મ અને શાંતિનો માર્ગ તેઓ મને બતાવી શકશે.'

થોડી વાર તે બેસી રહી – અંતે હિંમત આણી – મુખ ઊઘડ્યું, ગીત નીકળ્યું.

વસન્તગુફામાંથી નીકળતો કુમુદનો સ્વર પુલની વચ્ચે થઈ સૌમનસ્યગુફામાં જવા લાગ્યો. કુમુદનો સ્વર સરસ્વતીચંદ્ર ન ઓળખે એવું હોય નહીં. એ હૃદયનું હૃદય, એ હૃદય ધરનારીનો કોમળ કંઠ, અને ચન્દ્રોદયની વેળાએ આ એકાન્ત! સરસ્વતીચંદ્ર સ્વસ્થ પણ આતુર થઈ સાંભળવા ઊભો.

'જોગીરાજ! ઊભા રહો જરી,
મને વાટ બતાવોની ખરી.'

'કુમુદ ! તારા હૃદયની વાત તેં હવે ગાવા માંડી અને પવનના ઝપાટા આગળ દીવો કંપે તેમ મારું હૃદય કંપવા લાગે છે. કંપાવ કુમુદ ! એને કંપાવ !'

'મને એવો મળ્યો એક જોગી,
પ્રીતિ ખોટી જાણી ખરી બોધી.
ખરી પ્રીતિ ધરી, ખોટી દીઠી,
નરે ગેરુ ધર્યો ને કરી પીઠ !'

આત્મદોષનું ભાન પામનારે નિઃશ્વાસ મૂક્યો.

'પ્રીતિ પુરુષમાં હો કે નહીં હો,
સ્ત્રીને કોમળ હૈયે ખરી હો !

* * *

પ્રેમી અબળાને પ્રેમે ભુલાવી,
ધીકધીકતા અગ્નિમાં ચલાવી.'

સરસ્વતીચંદ્રનું હૈયું હાથ ન રહ્યું. 'શું તારી આ દશા ?'

'આશા છે નહીં તો યે ધરું છું,
જીવ છે નહીં તો યે જીવું છું !'

કુમુદે પાછળથી ભીંતમાં માથું કૂટ્યું - સરસ્વતીચંદ્રે એ જોયું – એનું હૃદય ચિરાયું – અંદર જવા તત્પર થયો. 'કુમુદ દૂરથી જ ચંદ્રને ન્યાળે છે ને દૂરથી જ પ્રફુલ્લ બને છે.' એ ભાવની પંક્તિઓ ગવાતાં સરસ્વતીચંદ્રને ખાતરી થઈ કે મધુરી તે કુમુદ જ ! હવે એને વીલી ને તરફડતી જોવી - પ્રમાદધનના ઘરમાં જે ધર્મ હતો – તે જ અહીં અધર્મ દીસ્યો. છેક વસન્તગુફાની બારી સુધી પગલું ભર્યું, પણ બેભાન કુમુદ ચંદ્રને જ નિહાળતી, નમસ્કાર કરતી, ગાતી હતી. ભાનમાં હોય તો સરસ્વતીચંદ્રને દેખ્યા વિના રહે ? કુમુદની આંખોમાં દીનતા અને આર્જવ હતાં; સરસ્વતીચંદ્રની આંખો સામી તે વળી હતી, પણ પથ્થરની મૂર્તિ જેવી જ.

'કુમુદસુંદરી !'

ઉત્તરમાં ગાન જ ચાલ્યું.

વિધાતાએ તો લેખ લખ્યા છે;
પ્રાણનાથ–શું પ્રાણ જડ્યા છે !'

'અરેરે ! હજી બેભાન છે ને બેભાન સ્થિતિમાં જ ઊભી છે, બોલે છે ને ગાય છે !' સરસ્વતીચંદ્ર કંઈક ઝીણેથી બોલ્યો.

કુમુદવતી લવતી આકાશના તારા ભણી જોતી જોતી કહેવા લાગી : 'ભગવાં વસ્ત્ર ધર્યાં ભગવું, તોપણ હવે નહીં જવા દઉં ! જોગીરાજ !' સરસ્વતીચંદ્રનો અંચળો ખેંચવા લાગી. ગાન એમનું એમ લંબાતું ચાલ્યું. અંતે કોમળ દેહલતા વળી જઈ



પડી. નીચે કઠણ અને ખરબચડા પથરાઓનું તળ હતું ને જરીક પાછળ દાદર હતો; તે ઉપર પડી જ હત, એટલામાં સરસ્વતીચંદ્ર ફલંગ ભરી દોડી આવ્યો ને ઝીલી લીધી. મૂર્છાવશ મુખ સામું જોઈ દીન મુખે કહેવા લાગ્યો :

'કુમુદસુંદરી ! જાગ્રત થાઓ ! હું સરસ્વતીચંદ્ર છું.'

અટવાતો, વિચારતો, વ્યથિત થતો, સરસ્વતીચંદ્ર બેઠો. 'કુમુદસુંદરી ! તમારા પવિત્ર હૃદયનું પવિત્ર ગાન સાંભળ્યું. પણ સ્ત્રીના હૃદયમર્મ આટલા ગાનથી કદી સમજાય એમ છે ?... જે હો તે હો આ હો કે એ હો – પણ આ કુસુમસુકુમાર હૃદયનું દુઃખ અતિ સૂક્ષ્મ દશાને પામ્યું છે. દુષ્ટ સરસ્વતીચંદ્ર ! તે સર્વનું કારણ તું જ છે, તું એકલો છે ! નથી પ્રમાદ ને નથી બીજું કોઈ !

હરિ ! હરિ ! આ દશામાં શું કરું ? ... કુમુદ ! તેં તારું ગાન કર્યું. તે જ રીતે હું મારું ગાન કરીશ તું તે ન સાંભળે તે જ ઉત્તમ છે. પ્રકાશ અને પવનની લહેરો પેઠે મારું ગાન એની મૂર્છાને વાળે તો એ જ પરમ લાભ !'

સરસ્વતીચંદ્ર કંઈક ઊંચે – નીચે સ્વરે ગાવા લાગ્યો, વચમાં બોલવા લાગ્યો. 'પ્રિય કુમુદ ! સતીપણું તેં મહાતપથી અતિ ઉગ્ર અંતરાગ્નિની* જ્વાળાઓની વચ્ચે બેસીને જાળવ્યું છે. જો તું સતી નહીં અને પતિવ્રતા નહીં, તો સંસારમાં કયા સત્ત્વનો અંતરાત્મા તારા જેવી શક્તિ ધરાવે છે ?'

'હૃદય જ્યાં જોડ્યું ત્યાં જોડ્યું !
શરીર જ્યાં હોમ્યું ત્યાં હોમ્યું !'

મૂર્છામાં પડી કુમુદ ! – આ સાંભળજે. તારા હૃદયે જે માર્ગે તને લીધી છે તે જ સાધુજનોનો મુદિત માર્ગ છે. તું અધર્મને પગથિયે ચઢી જ નથી. મેં તારા શરીરનો ત્યાગ કર્યો હતો – હૃદયનો ત્યાગ પણ થશે જાણ્યું, તે – ખોટું પડ્યું -- અને – ખોટું થયું ! હવે એ સર્વ ત્યાગને માટે આપણું અદ્વૈત નવો અવતાર ધરે છે ! કુમુદસુંદરી ! મૂર્છામાંથી જાગીને જુઓ !

પ્રમાદના મંદિરમાં આંસુ લોહવાને અધિકાર ન હતો તે આજે પ્રાપ્ત થયો. પણ જે મુખ જોવા, જે મુખ ઉપર મોહ પામવા ત્યાં અધિકાર ન હતો તે તો આજ પણ નથી જ.

હરિ ! હરિ ! હરિ ! હરિ ! કુમુદસુંદરી ! હવે તો જાગો ! તમારી મૂર્છાથી તમે સુખમાં છો. મારા ભાગ્યને માટે તો તમારા જેવી મૂર્છા થાઓ કે ગમે તો તમે જાગીને દૂર બેસો. અદૃશ્ય સીતાએ મૂર્છિત રામચંદ્રનો જે અધિકારથી સ્પર્શ કર્યો તે જ અધિકારથી તમને જાગ્રત કરવા તેવો જ પ્રયત્ન કરું છું, તે ક્ષમા કરજો. તમારી

* અંદરનો-અંતરનો અગ્નિ (સં.)

કે મારી આ અવસ્થા હવે જોવાતી નથી, વેઠાતી નથી !'

સરસ્વતીચંદ્ર ગાવા લાગ્યો; ગાતો ગાતો કુમુદને કહેવા લાગ્યો. ગાન બંધ રહ્યું. પણ કુમુદસુંદરી અચેતન રહી. ફેર માત્ર એટલો પડ્યો કે સરસ્વતીચંદ્રનો જીવ કંઈક ઊંડો ઊતરી પડ્યો હોય એમ એનું ચેતન અંતરાત્મામાં લીન થતું અને સ્વતંત્ર થએલા પવનની નિરંકુશ લહેરીઓથી કુમુદનું વસ્ત્ર ફરકવા લાગ્યું. બે ચાર પળ - બીજી બે ચાર પળ - વીતી. અંતે કુમુદ ઊઠી. 'નક્કી સરસ્વતીચંદ્રને તાવ આવ્યો છે; એમને કેવો રોમાંચ થતો હતો ? પેલી મર્મદારક ભસ્મવાળી રાત્રિએ મને આવો જ જ્વર હતો; ત્યારે શું સરસ્વતીચંદ્રની આ સમાધિ ને આ દશાનું કારણ હું પોતે તો નથી ?' એમ વિચારતી વિચારતી ઊંડા સ્નેહ અને ઉચ્ચ અભિલાષની મૂર્તિ જેવી, તપસ્વિની બાલા પળેપળને યુગ જેવી ગણતી બેસી રહી.

'સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ! હું કુમુદ તમને બોલાવું છું.' સામી બેઠી બેઠી કુમુદ કેટલીક વારે બોલી.

સરસ્વતીચંદ્ર છેવટે જાગ્યો ને બોલ્યો : 'કુમુદસુંદરી ! મેં તમને બહુ દુ:ખી કર્યાં !'

કુમુદસુંદરી : 'બનવાની બની ગઈ. આપે મારા મારા ભાગ્યને આપની જોડે ઉરાડવા પ્રયત્ન કર્યો, પણ એ ભાગ્યમાં એવી શક્તિ ન હતી. તેથી પડવાનું જ હતું તે પડ્યું. આપનો એમાં હું દોષ કાઢતી નથી.'

સરસ્વતીચંદ્ર : 'થયેલી મૂર્ખતા અને દુષ્ટતા ચિત્તમાંથી ખસતી નથી.'

કુમુદસુંદરી : 'એમ શું બોલો છો ? આપની ભૂલ થઈ હશે પણ દુષ્ટ તો આપ નથી જ. જો એમ હત તો આ શરીર પાછળ આપ એમ ભટકત નહીં.'

સરસ્વતીચંદ્ર : 'મને 'આપ' ન કહેતાં આપણા ભૂતકાળને સ્મરીને 'તમે' કહીને બોલાવો. તમારું દુ:ખ તે જ મારું દુ:ખ છે. તમને સુખી જોઈશ ત્યારે જ હું સુખી થઈશ.'

કુમુસુંદરી : 'તો હું તમને 'ચંદ્ર' કહી સંબોધીશ. પણ તમને 'નવીન' કહેતાં કંઈ કંઈ અચકાઉં છું... થોડાક પ્રશ્ન પૂછું તો ક્ષમા કરશો. આપે પિતાનો ત્યાગ કર્યો તે ક્રોધથી કે ઓછું આવ્યાથી ? મારો ત્યાગ કેવી બુદ્ધિથી કર્યો ? સુવર્ણપુર શા હેતુથી આવ્યા ? હવે અહીંથી ક્યાં જવું ધારો છો ? મારા ચંદ્ર ! તમારા વિના હવે મારે કોઈ નથી. તમારી મધુરીને તમારી કલંક જેવી ગણો કે તમારી કલાઓમાંની એક ગણો; પણ મારાથી તમારાં દુ:ખ અને તમારા મર્મ ગુપ્ત ન રાખશો !'

સરસ્વતીચંદ્ર : 'જો એમ જ છે તો કુમુદસુંદરી – મધુરી ! સાંભળી લ્યો. પિતાનો અને લક્ષ્મીનો ત્યાગ મેં પિતામાતાને દુ:ખમાંથી મુક્ત કરવાને માટે કર્યો.



હું કહું છું તે માનવું હોય તો માનજો કે પિતાની તૃપ્તિ વગર આપણા વિવાહનું બીજું કોઈ પ્રયોજન મારે ન હતું. જે કારણથી તમારો વિવાહ સ્વીકાર્યો, ગૃહ અને લક્ષ્મીનો સ્વીકાર કર્યો, તે ખોટું પડ્યું. મારા સુખ કરતાં મારો ત્યાગ મારાં માતાપિતાને વધારે અનુકૂળ થશે એવું સિદ્ધ થયું. મારો પ્રિય ત્યાગ જ મને શોધતો આવ્યો ને હું તેને ભેટી પડ્યો.'

કુમુદ : 'જો પ્રીતિમાત્રને મિથ્યા ને શુષ્ક ગણી પિતાનો ને મારો ત્યાગ કર્યો, તો મારે માટે આટલા તપો છો કેમ ! મુંબઈ જવાનું કેમ ધારતા નથી ? શું પિતાના કરતાં મને વિશેષ ગણો છો ?'

સરસ્વતીચંદ્ર : 'તમારી કે કોઈની પ્રીતિને મેં શુષ્ક તો નથી જ ગણી. તમારા ઉપરની પ્રીતિને લીધે હું અત્યારે તપું છું તો પિતા ઉપરની પ્રીતિથી નથી તપતો એમ નથી. પણ પિતાની તૃપ્તિ માટે કરેલા ત્યાગનો ત્યાગ કરવો એ હવે અધર્મ છે. એ ત્યાગ તો થયો તે થયો. હાથીના દાંત બહાર નીકળ્યા તે નીકળ્યા.'

કુમુદ : 'સર્વની પ્રીતિની એવી ગણના કરી તો મારી પ્રીતિની જુદી ગણના કેમ કરી ?'

સરસ્વતીચંદ્ર : 'બરોબર. તમારી પ્રીતિ તરછોડી ત્યારે મેં તમને સામાન્ય મનુષ્યમાં જ ગણેલાં. પછીથી થયું કે તમને મારી પ્રતિ નિષ્કામ પ્રીતિ હોય તો ? એ વિચારને બળે, શંકાને બળે, મારું હૃદય વલોવવા લાગ્યું, અને હું તેનો કાંઈ ઉપાય શોધું, તે પહેલાં તો તમારા પ્રારબ્ધે મારા વલોણાને નકામું કરી દીધું !'

કુમુદ : 'સર્વ પ્રશ્નો પૂછ્યા પણ આ બે પ્રશ્નો પૂછતાં મારું હૃદય કંપે છે ! તમે કહો છો તેમ તમે ત્યાગ કર્યો તે વેળા હું તમારી પાછળ આવી હત તો તમે શું કરત ? ગૃહત્યાગ પડતો મૂકત ? સરસ્વતીચંદ્ર ! તમે મારામાં એવો શો દોષ દીઠો કે મારી પરીક્ષા કરવા ગયા ? હું તો મુગ્ધ હતી, તમારાથી કાચે તાંતણે બંધાઈ હતી. મારું જાતે કરવાની ન હતી ? આવો ક્રૂર પ્રયોગ આમ મારા ઉપર જ કર્યો ?' કુમુદની આંખો આંસુથી છલકાતી હતી.

સરસ્વતીચંદ્રે નિ:શ્વાસ મૂકી વાર્તા ચલાવી :

'મુંબઈમાં તો આટલો જ વિચાર હતો કે રત્નનગરી જવું ને અજ્ઞાતરૂપે તમારા મનની ઇચ્છા જાણી લેવી.'

કુમુદસુંદરી : 'જાણીને શું કરવું હતું ?'

સરસ્વતીચંદ્ર : 'તમારી પ્રીતિ પ્રજ્વલિત હોત તો તમારી પાસે છતા થઈ તમારા પિતાને મળવું ધાર્યું. એ તમારા વિવાહને અનુકૂળ થાત તો હું તમને સાથે લઈ જાત. તમારા પિતા તમને અનુકૂળ ન થયા હત તો હું મારી યાત્રા ચાલુ રાખત

ને યોગ્ય કાળે તમને મારી સાથે લેતા આવત. તેમ ન થયું. સમુદ્રમાર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો તમે સુવર્ણપુર ગયાં હતાં. પછીનો ઇતિહાસ તમે જાણો છો.'

કુમુદ : 'હા.... શ ! આજ મારા હૃદયનું મહાશલ્ય દૂર થયું. મને હાનિ કરનાર તમે ન નીવડ્યા, વિધાતા નીવડ્યો ! મારું હૃદય આજ અપૂર્વ શાંતિ અનુભવે છે. હવે માત્ર મારો ધર્મ શો તે વિચારવાનું આપે મારે શિરે બાકી મૂક્યું.'

સરસ્વતીચંદ્ર : 'તમારા સુંદર હૃદયમાં જે બુદ્ધિ અને અભિલાષ થશે તે સુંદર જ થશે.'

❑

## ૩૦

# સરસ્વતીચંદ્ર અને કુમુદ

અર્ધરાત્રિ વીતી ગઈ હતી. સૂવા માટે સૌમનસ્ય ગુફામાં જવા સરસ્વતીચંદ્ર ઊઠ્યો. કુમુદે પોતાને માટે પાથરેલી પથારી સરસ્વતીચંદ્ર માટે સાથે લઈ લીધી. સરસ્વતીચંદ્રે પથારીની ના પાડી, પણ અંતે કુમુદના આગ્રહને વશ થયો તે સામાં પોતાનું વસ્ત્ર ને કન્યા કુમુદને આપ્યાં. સરસ્વતીચંદ્ર સૂઈ ગયો. કુમુદ પુલ ઉપરથી ચાલી પાછી આવી. સરસ્વતીચંદ્રની પવિત્ર કન્થા તેણે અદૂષિત જ રાખી. નિદ્રા ન આવતાં, સરસ્વતીચંદ્રનું શરીર તપેલું હોવાનું યાદ આવતાં, તાવનું કેમ છે તે જોવા ચાલી. સરસ્વતીચંદ્ર ઊંઘતો હતો ને લવતો હતો :

'એકનાં દુ:ખમાં અનેકનાં દુ:ખ જોઉં છું. કુમુદસુંદરી, ચંદ્રકાન્ત, ગુણસુંદરી, સૌભાગ્યદેવી - સર્વનાં દુ:ખ જોઈ લીધાં. ઓ મારા આર્ય દેશ ! તારી ભયંકર અનાથતા જોઈ કહું છું. હું શું કરું ? કુમુદસુંદરી તમારો ત્યાગ મેં ન કર્યો હોત તો તમારા સહચારમાં આ દેશની સ્થિતિ સુધારવા હું મથત. હવે તો સ્ત્રીવર્ગનું કલ્યાણ તમારા જેવી સ્ત્રીના સાધન વિના અશક્ય છે.'

'ઓ મારા દેશવત્સલ રસિક પવિત્ર કાન્ત !' કુમુદથી બોલાઈ જવાયું.

કુમુદ ધ્રૂજતી ધ્રૂજતી સરસ્વતીચંદ્રના ચરણ ભણી ગઈ. બેસી રહી. અંતે ચરણસ્પર્શ કરી નિદ્રાને વશ થઈ ગઈ. બંનેને એક સાથે એકસરખું સ્વપ્નદર્શન થયું. સ્વપ્નમાં સૌભાગ્યદેવી, ચંદ્રલક્ષ્મી, ધર્મલક્ષ્મી, ગુણસુંદરી, વિદ્યાચતુર વગેરેની છાયામૂર્તિઓ દેખાઈ. સૌભાગ્યદેવીએ કુમુદને કહ્યું કે 'પ્રમાદ નહિ, પણ સરસ્વતીચંદ્ર જ તારો સાચો અધિકારી છે ને તેને જ તું વરેલી છે.' ધર્મલક્ષ્મીએ સરસ્વતીચંદ્રને ચિંતામણિની મુદ્રા પહેરાવી ને કુમુદને પારસમણિથી જડેલું મંગલસૂત્ર કંઠે પહેરાવ્યું તેને પ્રતાપે બંને સિદ્ધલોકની યાત્રાએ ગયાં. ત્યાં જુએ છે તો ભીષ્મપિતામહના શરીર ઉપર રાફડાઓ બાઝ્યા છે ને તેજના ફુવારાઓ એમના એ શરીરમાંથી ફૂટે છે.* રાફડાઓ યુગોની પ્રવૃત્તિઓનું પરિણામ છે. એની ઉપર કીડીઓ વગેરે કેટલાંક

* આખું મહારૂપક છે. ભીષ્મપિતામહ-આર્યદેશ. રાફડાઓ-જડ રૂઢિઓ, પ્રણાલિકાઓ (સં.)

જંતુઓ+ ચાલે છે. આ દેશને દરિદ્ર થવાના માર્ગ આ જંતુઓ જાતે જ રચે છે. પિતાઓ પુત્ર-પુત્રીની તૃપ્તિ માટે નહીં પણ પોતાની તૃપ્તિ માટે તેમને જ યજ્ઞોમાં હોમે છે ! તેઓ જાતે શરીરને, સંતતિને, ધનને ને ધર્મને નષ્ટ કરે છે. અશોકના સમયમાં આ ભારતદેશ કેવો ભરપૂર સમૃદ્ધિને શૃંગે હતો, તેનું ભવ્ય તેજોમય દર્શન પણ કુમુદ - સરસ્વતીચંદ્રને થયું. આ દેશના શાસ્ત્રકારો, સ્મૃતિકારો ન પુરાણકારોરૂપી નાગલોક વડવાઈઓ પર લટકી રહી ભારતીય સંસ્કૃતિના મહાન વટવૃક્ષનું રક્ષણ કરતા હોય એમ જાણે દેખાતું હતું. પણ તમોગુણને લીધે ચાતુર્વર્ણ્ય સૃષ્ટિરૂપી ચાર ખડકો કંપીને તૂટી ગયા ને તેમાંથી કેવા જ્ઞાતિઓ રૂપી અનેકાનેક કકડા ને ચીરા થયા તે પણ બંનેને દેખાયું એ તેજસ્વી મણિધર નાગલોકને બદલે એ જ વંશનાં અધોગતિ પામેલાં અળશિયાં ક્યાંક ક્યાંક દેખાવા લાગ્યાં. આ રાફડાઓમાંથી બીજી અનેક છાયાઓ નીકળવા લાગી. તે સાથે રાફડામાંની નળીઓમાંથી ભેરીનાદ નીકળતો હતો : 'રાફડાઓને તોડી પાડવા ઇચ્છનારાં મનુષ્યો ! મણિપ્રકાશવાળી સાત્ત્વિક છાયાની રત્નમૂર્તિઓ અમારામાં ભરેલી છે. અમને તોડી પાડતાં તે પણ ચગદાઈ ચંપાઈ જશે ! માટે જે કરો તે વિચારજો ! રાફડાઓનો નાશ કરવામાં સાત્ત્વિક દૃષ્ટિ નહીં રાખો તો ખોયેલાં રત્ન તમે ફરી પામવાના નથી.'

કુમુદ-સરસ્વતીચંદ્રનાં શરીર અંધકાર, ગર્જનાઓ, મોજાં અને ચીસો વચ્ચે ઊડી પડ્યાં; તળિયે ડૂબ્યાં ને તેમનું આ મહાસ્વપ્ન વિરામ પામ્યું.

બંને અંતે સ્વપ્નનિદ્રામાંથી જાગ્યાં. તેમણે નક્કી કર્યું કે ચંદ્રાવલીમૈયા ને વિહારપુરીની જેમ પરોક્ષ સંસર્ગ રાખી બે વર્ષ રહેવું. તે પછી ભવિષ્યનો વિચાર કરવો.

પણ સરસ્વતીચંદ્રને જે સ્વપ્નદર્શન થયું ને ભારતની જે દીનહીન દશાનું ભાન થયું, તે પરથી તેની સ્વદેશકલ્યાણની ભાવના વધુ બળવાન બની. વિદ્વાનો જ દેશનો ઉત્કર્ષ કરી શકે; પણ તે માટે નિર્ધન વિદ્વાન પોષાય, તેમની વિદ્વત્તા ફૂલેફાલે ને વિકસે તે સરસ્વતીચંદ્રને આવશ્યક લાગ્યું.

સરસ્વતીચંદ્ર : 'કુમુદસુંદરી ! વિદ્વાનોનાં ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, કુમુદસુંદરીઓ, સૌભાગ્યદેવીઓ ને ચંદ્રાવલીઓ ફરતી જોવા ઇચ્છું છું. તેમના વૈભવ વધેલા જોવા ઇચ્છું છું. તેમના ભંડાર ભરાતા જોવા ઇચ્છું છું. તેમને આધિવ્યાધિથી મુક્ત, સ્વસ્થ અને સ્વતંત્ર જોવા ઇચ્છું છું. કુમુદસુંદરી ! રાત્રે આપણે જે મહાન રાફડાઓ જોયા તે રાફડાઓની ધૂળ તેમનાં શરીર પરથી ઊડી જાય અને કાંચનની રેતીનાં વાદળ એમની આસપાસ ઊડી રહે એવું જોવા ઇચ્છું છું... હું મારા રાફડામાંથી

+ માનવ-જંતુઓ (સં.)



છૂટવા પામ્યો પણ તેની સાથે આ સર્વ જોવાનું પ્રકાશપૂર્ણ, નેત્ર-તમે-મેં હાથે કરી ફોડી દીધું. હવે તો 'બની બનાઈ બન ગઈ !' પણ આ સર્વનાં દુઃખ કેમ મટાડવાં-ફિટાડવાં એ વિચાર થાય છે. દેશયજ્ઞમાં દેશપ્રીતિ એ જ સોમરસ.'

કુમુદસુંદરી : 'તમારી ભાવનાની સિદ્ધિ હજો.'

* * *

સૌમનસ્યગુફામાં આમ બે રાત્રિ વીતી. પ્રાતઃકાળ થતાં કુમુદ નીચે જતી હતી તેને સરસ્વતીચંદ્રે પાછી બોલાવી. ઘણી ગડમથલ પછી પોતે સુરગ્રામમાંથી આણેલાં વર્તમાનપત્રો વાંચવા આપ્યાં. કુમુદ બેઠી. સૌભાગ્યદેવી અને પ્રમાદધનના મરણના અને કુમુદના ડૂબી ગયાના સમાચાર કુમુદે ધડકતે હૈયે અને રોતી આંખોએ વાંચ્યા. શોકનો કાળો રંગ હૃદયમાં વ્યાપી ગયો.

'હું સત્ય કહું છું કે મારા સ્વામીનાથ માટેનો મારો શોક દેવીના મૃત્યુ જેટલો જ – એથીયે વિશેષ છે. એમનામાં વિદ્યા ન હતી પણ હૃદય હતું; ને તમારામાં પણ તમારી વિદ્યા કરતાં તમારા હૃદયનો વધારે વિશ્વાસ કરું છું તે તમે જાણો છો ! હરિ હરિ ! તને આ જ ગમ્યું ?' બે હાથે મોં ઢાંકી કુમુદ પુષ્કળ રોવા લાગી.

'જે કરો તે સાધુજનોને પૂછીને કરજો.'

શોકની મૂર્તિ જેવી, ખિન્નતાની છાયા જેવી બાળા સાધુઓ પાસે જવાને ઊઠી. એની પાછળ દૃષ્ટિપાત કરતો સરસ્વતીચંદ્ર બેસી રહ્યો.

'ધાર્યું હતું કે આવો શોક જોવો ન પડે માટે આ વાત ન કહેવી. કુમુદ ! તારા આ દુઃખમાંથી તારું હૃદય કોઈક પવિત્ર પરિણામ જ આણશે. માટે જ મેં ક્રૂરતા કરી છે. સંસાર ! ચંદનવૃક્ષની શાખા જેવી કુમુદને તું કેટલાક પ્રહાર કરે છે ? હવે એ પ્રહારો બંધ થાય એમ કરવું એ જ મારો ધર્મ છે.'

એટલામાં તો રાધેદાસ આવ્યો. 'જી મહારાજ ! આપના પ્રિય મિત્ર પ્રાતઃકાળે યદુશૃંગ ઉપર આવશે. તેમને ક્યાં વાસ આપવો તે વિહારપુરીજી પુછાવે છે.'

'જ્યાં હું છું ત્યાં જ લાવજો.' હર્ષમાં આવી સરસ્વતીચંદ્રે ઉત્તર દીધી.

* * *

સરસ્વતીચંદ્ર પોતે જોયેલાં સ્વપ્નોનો પોતે લખેલો ઇતિહાસ વાંચવા લાગ્યો. થોડી વેળા વીતી. તે ધ્યાનમગ્ન હતો; ત્યાં કન્થાધારિણી શોકગ્રસ્ત કુમુદ પાછળ આવી, બોલ્યા ચાલ્યા વિના ઊભી રહી અંતે દીર્ઘ નિઃશ્વાસ મૂકી, આંસુ લોહી, સરસ્વતીચંદ્રને પગે પડી. 'મને દીક્ષા આપો; મારા શોકનો એક વાર નાશ કર્યો તેવો ફરી કરો.' એમ કહેવા લાગી. સરસ્વતીચંદ્ર કુમુદને ઉઠાડવા લાગ્યો.

કુમુદસુંદરી : 'આજ સુધી એમ હતું કે વર્ષ પછીનું આયુષ્ય કેવી રીતે ગાળવું

તે વિચારવાની આજથી શી ઉતાવળ છે ? હવે આજથી જ એ વિચારવાની આતુરતા આપે ઉત્પન્ન કરી છે. હું તો મારી જાતને ગુપ્ત જ રાખવા ઇચ્છું છું જગત મને મૂએલી જાણે નહીં તો મારે જીવવું કપરું થાય. આપનાથી દૂર રહી જીવી શકું એમ નથી, ને આપની પાસે રહી સૂક્ષ્મપ્રીતિનો સંબંધ રાખીશ તોપણ જગત અપકીર્તિ કરશે ને માતાપિતા અને સસરાજીને દુ:ખ થશે. તે કરતાં મરવું સારું.'

સરસ્વતીચંદ્ર : 'આપણા લોકને સમજાવવા આપણે પ્રયત્ન કરીશું.'

કુમુદસુંદરી : 'તેમ કરવા જતાં આપ રાફડાની ધૂળમાં દટાઈ જશો. લોકના કલ્યાણકાર્યમાં આપ પ્રવૃત્ત થાઓ ત્યારે મારા વિના સ્વસ્થ રહી શકવાના નથી. એવે કાળે કુમુદ જેવી સહચારિણી આવશ્યક છે. છતાં કુમુદના સહચારથી આપ લોકનિન્દાને પાત્ર થશો, ને આપે લોકને પહેરાવવા ધારેલી પુષ્પમાળાઓને લોક સર્પ જેવી ગણી ફેંકી દેશે. માટે હું તમને છેલ્લા પ્રણામ કરું છું ને ઊઠું છું. મને ઊંડી ખોમાં કે સમુદ્રમાં સમાસ મળી રહેશે.'

સરસ્વતીચંદ્રે પડતી કુમુદને ઉગારી લીધી. 'કુમુદ ! તારો સહવાસ વિઘ્નરૂપ નથી એટલું જ નહીં પણ તારું અદ્વૈત મારા લોકકલ્યાણના મંગલ કાર્યમાં આવશ્યક છે.' એમ કહી સરસ્વતીચંદ્રે કુમુદના હૃદયમાં ધૈર્ય, આશા ને શ્રદ્ધા પ્રકટાવ્યાં, કુમુદે આત્મહત્યાનો વિચાર છોડી દીધો ને બોલી :

'જો આપ મારા હૃદયના સ્વામી છો તો પછી પૃથ્વી જેવી હું જ્યાં દૃષ્ટિ કરીશ ત્યાં આકાશ જેવા આપને જ દેખાશે. દેશ અને લોકની સેવાને અર્થે આપ જે યજ્ઞ માંડશો તેમાં હું આપની સહધર્મચારિણી થઈશ. આજની રાત્રિ એ યજ્ઞની વિધિ સમજાવવામાં ગાળો. પણ આપણા વ્યવહારનો નિશ્ચય તો આપના તટસ્થ મિત્રને જ સોંપજો. આપે આપનું શેષ આયુષ્ય કેવી પ્રવત્તિમાં ગાળવું ધાર્યું છે તે સમજાવો.'

સરસ્વતીચંદ્ર : 'મધુરી કુમુદ ! સાંભળ. મારી માએ ને માતામહીએ મળી મારે માટે ચાર લાખ રૂપિયા મૂકેલા હતા. આજ મેં તેમાં કરેલા વધારાથી છસાત લાખનો સુમાર થતો હશે. એટલી રકમ મારા મનોરાજ્યની સિદ્ધિ માટે પૂરતી નથી; મારા મનોરાજ્યના એક અંગ માટે બસ થશે. તોયે એ ઉત્પન્નમાંથી એક વર્ષ આ દેશમાં વિદ્વાન વ્યાપારી ઉત્પન્ન થઈ શકશે ને બીજે વર્ષે દેશની રંક પ્રજાનાં કલ્યાણનાં બીજ રોપાશે. એમ વર્ષે વર્ષે વારાફરતી વ્યવસ્થા થઈ શકશે. આવો વિદ્વાન વ્યાપારી યુરોપ-અમેરિકા જઈ નિષ્ણાત થાય ને પોતાના દેશબંધુઓને પોતાની નિપુણતાનો લાભ આપે.

આ મારું કામ; તો પરદેશી સામગ્રી લઈ આવેલા ધનંજય અર્જુનો માટે સુભદ્રાઓ સર્જવી એ કુમુદનું કામ. આપણા પુરુષવિદ્વાનોમાં હું ફરીશ ને તેમની



સ્ત્રીઓમાં તું ફરજે. એમની સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, સ્વસ્થ, બલવતી, રોગહીન અને સુંદર થાય, કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી સાચી કુટુંબપોષક થાય - એવા માર્ગ શોધવા તે મહાકાર્ય ગુણસુંદરીની પ્રિય પુત્રી નહીં તો બીજું કોણ કરી શકશે ? કુમુદસુંદરી ! આપણા અંગ્રેજી વિદ્વાનો, સંસ્કૃત શાસ્ત્રીઓ અને નિરક્ષર કલાવાનોને માટે એક નાનું સરખું સુરગ્રામ જેવું કલ્યાણગ્રામ ઊભું કરવું એવી મારી યોજના છે. આ વિદ્વાનો દેશની પૂર્ણ ચિકિત્સા કરે ને તેના ભવિષ્યને માટે ઔષધો શોધે... પાશ્ચાત્ય સંસર્ગ આપણા દેશબાંધવોને અતિશય જરૂરી છે. કળા રાફડાઓમાં છે, તે અમૂલ્ય કળાનો પાશ્ચાત્ય સંસર્ગથી નાશ થશે તો મહાહાનિ થશે. સ્વતંત્રતાથી, સ્વાસ્થ્યથી, ઉચ્ચ અતિથિઓના સમાગમથી, આપણા આશ્રમીઓ સાધુતાને પામશે ને આ સ્થાનની સાધુતાના દીવાઓ આર્ય સંસારમાં પોતાની જ્યોત પ્રગટાવશે.

કુમુદસુંદરી ! આપણાં કલ્યાણગ્રામમાં સંસ્કારી સ્ત્રીઓ પણ જાતે સ્વતંત્ર સમર્થ સ્વસ્થ વિદુષીઓ થઈ સ્ત્રીજાતિનો ઉત્કર્ષ કરશે. લોક એમ માને છે કે સ્ત્રીઓને અને રાજ્યને શો સંબંધ છે ? પણ સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, ને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીના ઉત્કર્ષ વિનાનાં પ્રજાનાં ગૃહોમાં ક્લેશ અને ચિંતા જાળાં બાંધે છે.

કુમુદ ! આપણી આ લોકયાત્રામાં મારી પાછળ પગલેપગલે તું આવે છે ને હું તારી પાછળ પગલેપગલે આવું છું !

આમ બોલતો સરસ્વતીચંદ્ર બંધ પડ્યો. એની આંખો અર્ધી મીંચાઈ ને અર્ધી ઉઘાડી રહી. પ્રસન્ન બનેલી કુમુદની પણ એ જ અવસ્થા થઈ. પૂર્ણિમાની મધ્યરાત્રિના પૂર્ણચંદ્રની ચંદ્રિકા અને મધુર પવનલહરી વિના કંઈ પણ અંતરાય રહ્યો નહીં.



## ૩૧
# મિત્રના મર્મપ્રહાર અને માર્ગશોધન

પ્રભાત થયું. કુમુદ સરસ્વતીચંદ્રને ઉઠાડવા લાગી. એ ન ઊઠ્યો, એટલે કુમુદે તેને કપાળે હાથ મૂક્યો ને તેને બોલાવી ઉઠાડવા જાય છે, ત્યાં સરસ્વતીચંદ્ર જાગ્યો. 'મને સ્વપ્નમાં મારી જનની દેખાઈ. મારે કપાળે હાથ મૂકી કંઈ કહેવા જતી હતી, એટલામાં હું જાગ્યો.'

'બહુ શુભ શકુન થયા.'

ચંદ્રકાંતનું સ્વાગત કરવા સરસ્વતીચંદ્ર સામો જવા તૈયાર થયો. એટલામાં તો ચંદ્રકાંત સામેથી આવી સરસ્વતીચંદ્રની કોટે વળગી પડ્યો. એની આંખોમાંથી આંસુની ધારાઓ મિત્રના અંચળાને ભીનો કરી તેમાંથી ગેરુના નિગાળા ઉતારવા લાગી. 'આ જ મારો મિત્ર ! આ અંચળાથી ઢંકાયો ન રહ્યો, આ હૃદયથી સંતાયો ન રહ્યો. સરસ્વતીચંદ્ર ! આ શું ?'

સરસ્વતીચંદ્ર પણ ગદ્ગદ થઈ ગયો. 'ચંદ્રકાંત ! મેં ઘણાક જીવને દુઃખી કર્યા તારે પણ અહીં સુધી ધંધો છોડી, ઘર છોડી, મારા માટે આથડવું પડ્યું.'

'હાસ્તો, સ્વજનને દમવાની આપની કળાની આ તો એક નાનામાં નાની ખૂબી છે.'

'ગંગાભાભી ખુશીમાં છે ?'

'એ તો મૂઆં હશે કે જીવતાં હશે.'

'શું આમ બોલે છે ? તું ઘણું કઠણ બોલનારો છે, હજી એવો ને અવો રહ્યો. પિતાજી સુખી છે ?'

'હેં ! તેમની ચિંતા પડે છે ? પણ તે તમારે પૂછવાનો હક્ક શો.'

'મારા હૃદયને જાણનાર ચંદ્રકાંત હસવું આવે એવું બોલે છે.' 'તમને હસવું આવ્યું ને ન ચઢ્યો ક્રોધ કે ન લાગ્યું દુઃખ. તમારું હૃદય જાણવાનું હું ભૂલી ગયો છું અથવા તે વધારે કઠણ થયું છે. ને હું ઓળખી શકતો નથી. બાકી તમારા વિના બીજાં ઘણાંકનાં હૃદયને તો હું જાણું છું. કોના કોના કાળજામાં કેવી કેવી લાતો આપના શાણપણે મારી છે તે સારી રીતે જાણું છું.'

'કુમુદસુંદરીના શબ્દોમાં પણ એવી કટુતા હોત તો હું વધારે ભાગ્યશાળી થાત.'

'ચૂપ ! નાળમાંથી કપાઈ ગયેલા એ દુઃખી કમળનું નામ તમારી જીભ ઉપર આવવું ઘટતું નથી.'

'સુંદરગિરિની સાધ્વીઓએ એ કમળ કરમાતું હતું તેને પાછું પ્રફુલ્લ કરવા માંડ્યું છે. હું હમણાં તારો તેમની સાથે મેળાપ કરાવીશ. માત્ર એટલું કે વાતચીતમાં એમનું કે એમના કુટુંબનું નામ એમની સંમતિ વિના પ્રકટ ન કરવું. એમને સાધુજનો 'મધુરીમૈયા'ને નામે ઓળખે છે.'

વાતમાં ને વાતમાં કુમુદસુંદરીએ પણ સરસ્વતીચંદ્રના જેવી જ કન્થા ધારી છે એમ જાણતાં ચંદ્રકાંત તપી ઊઠ્યો. 'સરસ્વતીચંદ્ર ! હમારું હૃદય શાનું ઘડેલું છે ? મને એ દુઃખી જીવની પાસે તરત લઈ જાઓ.'

સરસ્વતીચંદ્ર એને લઈને વસંતગુફા ભણી ચાલ્યો. મધુરીમૈયાની ભગવી કન્થા જોઈ ચંદ્રકાંતનાં આંસુ વધ્યાં. કુમુસુંદરીની, વાલકેશ્વરમાં સરસ્વતીચંદ્રના બંગલામાં જોયેલી છબી જીવતી થઈ ઊભી લાગી ને તેની સુંદરતા, મધુરતા અને દીનતા, એના હૃદયને, વંટોળિયો વહાણના સઢને ઉછાળવા લાગ્યાં.

'ચંદ્રકાંતભાઈ ! સુખી છો ?' કુમુદે પૂછ્યું. ચંદ્રકાંત રોઈ પડ્યો. તેનાથી ઉત્તર દેવાયો નહીં. રૂમાલ આંખે ફેરવી બોલ્યો : 'મધુરીમૈયા ! ક્ષમા કરજો ! મીઠા જાણેલા મારા મિત્રના હૃદયમાં સાગર જેવી ખારાશ જ ઊંડી ભરાઈ છે.'

'ચંદ્રકાંત ! મારું રંક અનાથ હૃદય એમણે અતિ ઉદારતાથી સ્વસ્થ અને સનાથ કર્યું છે. માટે હવે એમના નિર્મળ હૃદયને ડહોળી નીચે ગયેલી માટીને પાછી ઉપર આણશો નહીં.'

* * *

સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંતે આખો દિવસ સૌમનસ્ય ગુફાને ઉપલે માળે ગાળ્યો. કુમુદ આવતી-જતી ભાગ લેતી હતી અને ઘડી બેસી પાછી જતી હતી. કંઈ પણ ગુપ્ત રાખ્યા વિના સરસ્વતીચંદ્રે પોતાનો અને કુમુદનો સર્વ ઇતિહાસ, તેમનાં સ્વપ્ન અને જાગ્રતિની સર્વ કથા અર્થથી ઇતિ સુધી ચંદ્રકાંતને કહી.

સરસ્વતીચંદ્ર : 'કુમુદસુંદરી, તમે પણ અહીં છો તે ચંદ્રકાંત જાણતો હતો.'

કુમુદસુંદરી : 'નવાઈની વાત. પણ હવે મારે પ્રકટ થવું કે નહીં, હવે શું કરવું તે ચંદ્રકાંતભાઈએ જ નક્કી કરવાનું છે.'

ચંદ્રકાંત : 'તમે નિરાંતે બેઠાં ને ચંદ્રકાંતને માથે ચિંતાનું ચક્ર બેઠું. લ્યો ત્યારે,

પ્રથમ આ તમારાં પિતાનો પત્ર.'

વિદ્યાચતુરે આ પત્રમાં કુમુદની જ ઇચ્છા મુજબ વર્તવા લખ્યું હતું. કુમુદ સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરે તેથી લોકનિંદા થાય તો તેયે વેઠી લેવાનું પ્રેમાળ પિતાએ જણાવ્યું હતું. અત્યાર સુધી કુમુદ-સરસ્વતીચંદ્રનાં લગ્ન અંગે પિતાની સંમતિનો અભાવ હતો તે પણ હવે ટળી ગયો.

કુમુદસુંદરી : 'ચંદ્રકાંતભાઈ, મારા મનની તૃપ્તિની વાત જવા દેજો, એમનું સુખ, એમનું સ્વાસ્થ્ય, એમની કીર્તિ, એમનું સદ્ભાગ્ય, એટલું જ વિચારજો. સરસ્વતીચંદ્રનો જન્મ સફળ થાય તે વિના બીજા ભોગની મને તૃષ્ણા નથી, બીજો વૈભવ મને ગમતો નથી.'

ચંદ્રકાંત ગળગળો થઈ ગયો. તેણે બીજો કુસુમનો પત્ર કુમુદને આપ્યો. કુસુમે લખ્યું હતું : 'પ્રમાદધનભાઈના સમાચાર પછી સંસારને તમારા ડૂબ્યાના સમાચાર કરતાં જીવ્યાના સમાચાર વધારે વહાલા લાગતા નથી. તેમાં વળી તમારો ને સરસ્વતીચંદ્રનો સુંદરગિરિ ઉપર યોગ થયો સાંભળી સૌ આનંદને બદલે ખેદ પામે છે. સરસ્વતીચંદ્રને ગુણિયલ સુખી જોવા ઇચ્છે છે, પણ તમારાથી તે સુખી થાય એ એમના હૃદયને ગમતી વાત નથી. તમે જો પુનર્લગ્ન કરો તો કાકી તમારું મોં જોવાનાં નથી. દાદાજીથી તમારું દુઃખ જોવાતું નથી. પણ આ સર્વ હરકતોને લીધે ઇચ્છે છે કે તમે ગુપ્તપણે સરસ્વતીચંદ્ર જોડે સુંદરગિરિ ઉપર આયુષ્ય ગાળો.

મને પૂછો તો આ બધી દુગ્ધામાં હવે પડશો નહીં. છૂટ્યાં છો તે બંધાશો નહીં. મારે પોતાને પણ બંધાવું નથી. અમે સૌ એકબે દિવસમાં ત્યાં આવીશું. પિતાજી એમ કહેતા હતા કે કુસુમને સરસ્વતીચંદ્ર જોડે પરણાવીશ. પણ સરસ્વતીચંદ્ર સુજ્ઞ છે. કુમારાં રહેવાનો મારો મૂળ વિચાર એમની વાતોથી થયો છે ને હવે એ મારા મત્સ્યેન્દ્રગુરુ ભૂલી જશે તો હું ગોરખ થઈને ગાઈશ :

'દેખ મછેંદર ગોરખ આયા !'

બાકીની વાતો મળીએ ત્યારે આખો જન્મારો છે.

**લિ. કુમુદની કુસુમ તે બીજા કોઈની નહીં.'**

પત્ર વાંચતાં કુમુદ હસતી હતી, ખિન્ન થતી હતી. બીજા અનેક વિચારો એના મનમાં આવતા હશે. ચંદ્રકાંત બીજા પત્રો એક પછી એક જોતો ગયો ને સાર કહેતો ગયો. સરસ્વતીચંદ્રે પૂછ્યું : 'ગંગાભાભીનો પત્ર નથી ?' ચંદ્રકાંતે છેવટે તે કાઢ્યો ને કુમુદને તેમાંનો કેટલોક ભાગ વંચાવ્યો. કુમુદે તે પરથી જાણ્યું કે ગુમાનબાના દીકરા ધનભાઈ ગુજરી ગયા છે, લક્ષ્મીનંદન ગાંડા થયા છે, પણ ગુમાનબા તેમની ચાકરી કરે છે. સરસ્વતીચંદ્ર જડશે તો લક્ષ્મીનંદન ડાહ્યા થશે, માટે એમને સુંદરગિરિ





પર લાવવા ધાર્યા છે.'

કુમુદ ઊંડા વિચારમાં પડી અંતે બોલી : 'ચંદ્રકાંતભાઈ, પત્રો વંચાઈ રહ્યા. તમારા વિચારવાની સર્વ વસ્તુ મળી ગઈ. ચંદ્રાવલીબહેન રાત્રે આવશે, પ્રાતઃકાળે ગુરુજી સમાધિમાંથી જાગશે, ને મારે ચંદ્રાવલીબહેન જોડે જવું પડશે. કાલ ગુણિયલ પણ બધાંને લઈને આવશે. માટે હવે જે વિચાર કરવાનો છે તે આજ જ કરી લઈએ.'

ચંદ્રકાંત ધીરે રહી બોલ્યો : 'તમને બેને વિવાહમાંથી દૂર રાખવા ચંદ્રકાંતનું હૃદય કહ્યું કરે એમ નથી. પણ લોકકલ્યાણની રમણીય મંગલ સૃષ્ટિ ઊભી કરવાની તમારી બેની ભાવના, સર્વ સુંદરતાનું તેજ, આપણા હાલના આર્યસંસારમાં તમારા 'પુનર્લગ્ન'ની છાયાથી કાળું પડી જશે. લોક તમારા સંસર્ગથી દૂર રહેશે. અને તમારી અપકીર્તિને લીધે, પૃથ્વી ઉપર વરસવા નીકળેલાં વાદળાંઓની ધારા સમુદ્રમાં પડી જાય ને પૃથ્વીને બિંદુ પણ ન અટકે, તેમ તમે વરસાવવા ધારેલા કલ્યાણમેઘ લોકને ઉપયોગી ન થતાં નકામે સ્થાને ગળી જશે અથવા જાતે વેરાઈ જશે.

ખરું કે, અવિવાહિત સરસ્વતીચંદ્ર સ્ત્રીસૃષ્ટિ દ્વારા લોકકલ્યાણ કરવામાં સાધનહીન રહેશે. પણ એ તમારો બેનો વિવાહ થશે તો સરસ્વતીચંદ્રનાં સાધનમાત્ર લાકડાની તલવાર જેવાં થઈ જશે. સ્થૂળ સંબંધનો ત્યાગ કરી સૂક્ષ્મ પ્રીતિ રાખવાની ભાવના પણ લોકકલ્યાણ અર્થે તો મિથ્યા જ સમજવી. લોક સૂક્ષ્મ પ્રીતિ સમજતા નથી.

એટલે તમારા અભિલાષા સિદ્ધ કરવાનો માર્ગ તો એક જ છે. સરસ્વતીચંદ્ર ને કુમુદસુંદરીનો દેખીતો વિવાહ થાય ને કુમુદસુંદરી સાધ્વી બની તેમને સહાય આપે તો તમારી સૂક્ષ્મ પ્રીતિ કાયમ રહે ને કુસુમસુંદરી પણ પોતાની સ્વતંત્રતા જાળવે.'

'લોકના કલ્યાણ માટે પણ વંચના* કરવી તે અધર્મ છે. કુસુમસુંદરીને સપ્તપદીની પ્રતિજ્ઞાઓમાં પૂરી પછી તે તોડવામાં સહાયભૂત થવું ને જાતે પણ મિથ્યા પ્રતિજ્ઞાઓ લેવી એવો અધર્મ કરવા-કરાવવા હું ઇચ્છતો નથી. ધર્મ પ્રથમ અને કલ્યાણની વાસના પછી.' સરસ્વતીચંદ્રે પ્રત્યુત્તર આપ્યો.

'તમે મને મૂંઝવી નાખ્યો, હવે વિશેષ મારે કાંઈ કહેવાનું નથી. કુમુદસુંદરી ! પુરુષોની બુદ્ધિ આમાં નહીં ચાલે. હવે તો તમારે માથે જ સૌ આવ્યું.'

'આપનો ઉપકાર માનું છું. પણ-સરસ્વતીચંદ્ર-આપ બંધાઓ છો કે હું જે નિર્ણય કરીશ તે તમે સ્વીકારશો !'

'મારા ને તમારા સંબંધમાં જે નિર્ણય કરશો તે હું પાળીશ.'

* છેતરપિંડી (સં.)

'આપણાં સંગીત જુદાં નથી.'

'સંગીત એક છે, પણ કંઠ બે છે.'

'ભલે એમ હો. આ કન્થા ધારી તો ધર્મ પણ કન્થાનો જ ધારીશ. હું અને કુસુમ મળી કંઈક યોગ્ય માર્ગ કાઢીશું. ચંદ્રાવલીબહેન રાતે આવવાનાં છે તેમને પણ ભેળવીશું.'

* * *

રાતે ચંદ્રાવલી કુમુદને મળી. મધુરીને પ્રધાનપુત્રીરૂપે ઓળખી લીધી. છેક મધ્યરાત્રિ સુધી બે મિત્રો, ચંદ્રાવલી અને કુમુદ ચાર જણ ગુફામાં બેઠાં ને વાતો કરી. પ્રાતઃકાળે કન્થા પહેરી કુમુદ સરસ્વતીચંદ્ર પાસે આવી અને હાથ જોડી પગે લાગી બોલી : 'મારી દુઃખી જનની પાસે જવાની આજ્ઞા માગવા આપની પાસે આવી છું.' એમ કહેતી, ભાવિ હવે કેવું ઘડાશે તે માટે સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાન્ત સમક્ષ અંતરની ચિંતા વ્યક્ત કરતી, આંખો લોહતી લોહતી કન્થાધારિણી કુમુદ ગુણિયલ અને કુસુમને મળવા ગઈ. ગઈ ને વળી પાછી ફરી. 'આપણાં સ્વપ્નના આપે લખેલા લેખ આપશો ? હું તે કુસુમની પાસે વંચાવીશ અને એની ચમત્કારી બુદ્ધિની સહાય લઈશ.' એમ બોલી લેખ લઈ કુમુદ ગઈ. તે બાદ સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંત બે મિત્રો ગુરુજીને મળવા ચાલ્યા.

માથે ચૈત્રી પ્રાતઃકાળનો સૂર્ય, પર્વત પરથી આવતા પવનની ઉત્સાહ લહેરો, રમણીય લીલીછમ લીલોતરી, વચ્ચે તપ કરવા બેઠેલા જટાધારી વૃદ્ધયોગીઓ જેવા કાળા ખડકો, સામે દૂર સમુદ્રની ઝીણી આકાશમાં મળી જતી જલરેખા, એ સર્વ વચ્ચે સરસ્વતીચંદ્રનું હૃદય નવી શાંતિથી ને નવી સમૃદ્ધિથી ધડકતું હતું.

સરસ્વતીચંદ્રે વિષ્ણુદાસને જોઈ નમસ્કાર કર્યા. વિષ્ણુદાસ એને દેખી એકદમ ઊભા થયા અને અત્યંત પ્રેમથી આલિંગન દીધું.

'નવીનચંદ્ર ! તમે મહાયજ્ઞના અધિકારી છો. સૂર્યના તેજ પેઠે તમારી બુદ્ધિ સંસારમાં પ્રસરશે ત્યારે અમે માત્ર તેના પ્રકાશને સ્વીકારીશું.'

'આપનો આશીર્વાદ જ એ સર્વનું મૂલ છે.'

'નવીનચંદ્ર, તમારા મહાયજ્ઞના વિધિમાં અખંડ પ્રવૃત્ત રહી અતિથિમાત્રનું કલ્યાણ કરી, એ યજ્ઞમાં તમારા આયુષ્યના સર્વ અંશને હોમી દેજો !'

❑

૩૨

## ગુણસુંદરીનું શમન

ચન્દ્રકાન્તને મળનાર સાધુજન પાછો ગયો; તે વાતમાં પોતાને જિજ્ઞાસા ન હોય એવું પોલીસ-ઉપરી સરદારસિંહે દર્શાવ્યું. ચંદ્રકાન્ત પાછલે પહોરે સુંદરગિરિ તરફ ઊપડ્યો. રસ્તામાં પોતાની સાથે સંકેત કરનાર સાધુએ એને મળવાનો સંકેત કર્યો.

પ્રભાતમાં વિદ્યાચતુરે ગુણસુંદરીને બોલાવી. સરસ્વતીચંદ્ર વિષ્ણુદાસના મઠમાં છે અને કુમુદ પણ જીવતી છે, એ સમાચાર વિદ્યાચતુરે આપ્યા. કુમુદના સમાચારથી મા મલકાઈ, પણ તે સરસ્વતીચંદ્ર પાસે જ છે એમ જાણતાં ગુણસુંદરીનું મોં લેવાઈ ગયું, નીચું જોઈ રહી ને આંસુ ટપકવા લાગ્યાં. 'હવે જીવવાં શાં ને જોવાં શાં ? હું જાઉં છું. એ દીકરી ને તમે બાપ. હું છૂટી ને છૂટીશ.'

વિદ્યાચતુરે ધીરે ધીરે ગુણસુંદરીને નરમ પાડી. 'ગુણિયલ ! મારા હૃદયના સર્વ પડદા દૂર કરી વાત કહું છું તે સાંભળી લે. કુમુદનો સરસ્વતીચંદ્ર સાથેના સંબંધનો અપવાદ ખોટો હશે તો કાંઈ દુઃખ છે જ નહીં. મારી શ્રદ્ધા છે કે તું, સુંદર અને ચંદ્રકાન્ત મળી સરસ્વતીચંદ્રને સમજાવી શકશો ને કુસુમનું ભાગ્ય ઊઘડશે. કુમુદની ઇચ્છાથી અવળી ચાલે એટલું કુસુમના હૃદયનું ગજું નથી. પણ લોકનો અપવાદ ખરો હોય તો આપણે આપણો ધર્મ હવે ન ચૂકવો. સરસ્વતીચંદ્ર ઉપરથી કુમુદનું હૃદય દૂર થઈ શક્યું ન હોય તો દોષ કોનો ? આપણો જ.'

છેવટે ગુણસુંદરી સઘળા કુટુંબ સાથે સુંદરગિરિ ઉપર જાય ને બધી તપાસ કરે એ નક્કી થયું.

* * *

કુમુદ વસંતગુફામાંથી નીકળી તે પહેલાં તો પ્રધાનકુટુંબ માટે તૈયાર થયેલા બેવડી કનાતના તંબુઓમાં કુટુંબ દાખલ થઈ ગયું હતું. મોહનીમૈયા આવી અને પરિચયવિધિ થતાં ગુણસુંદરીએ કહ્યું : 'તમારી પાસે કાંઈ ગુપ્ત વાત કહેવી છે ને

* નિંદા (સં.)

પૂછવી છે. મધુરીમૈયા નામની બાળા તમારે ત્યાં છે ?'

'એ સાધ્વીઓનું જીવન થઈ પડી છે. પરમ દિવસે જ એ સ્વેચ્છાથી કન્થાધારિણી થઈ છે.'

'અમે ડૂબી ગઈ ધારેલી એ મારી પુત્રી હોવાનો સંભવ છે.'

'કમળમાં પરાગ જન્મે તે ઉચિત જ છે.'

સુંદરગૌરી આ વાત સાંભળી બોલી : 'શું મોહનીમૈયા, આ મારી કુમુદ તમારામાં સાધુડી થઈને રહેશે ને તમે અમને પાછી નહીં સોંપો ?'

'અમે કોઈને શરણે લઈએ છીએ ખરાં, પણ પારકાંને શરણે મૂકતાં નથી. એ આપમેળે આનંદથી તમારી પાસે આવે તો અમને કશી હરકત નથી.'

મોહની ગઈ તેની સાથે સુંદર અને કુસુમને લઈ ગુણસુંદરી પોતાના તંબુમાં ગઈ. એને પગલે વૃદ્ધ માનચતુર આવ્યો ને પૂછવા લાગ્યો.

'ગુણસુંદરી, મોહની પાસે કાંઈ નવીન જણાયું ?'

'ચંદ્રાવલી એને લઈ થોડી વારમાં આવશે અને આપણાં નાક રહેવાનાં છે કે કપાવાનાં છે તે કહેશે.'

'આપણાં નાકબાક છે એવાં ને એવાં રહેશે. દીકરીને નકામા ડામ દેશો નહીં. બહારવટિયામાંથી બચી ને જળમાંથી જીવી તો સાધુઓમાં સમાશે. જગતને તે જાણવાની કાંઈ જરૂર નથી. જુઓ, બળીઝળી રાંક દીકરી તમારી પાસે આવે ત્યારે એને વઢશો નહીં, અબોલા રાખશો નહીં, દિલાસો આપજો, ને એનાં આંસુ લોહજો. એને ને કુસુમને જુદાં તંબુમાં જવા દેજો. બે બહેનો એકબીજાની વાત જાણી લેશે. બેટા કુસુમ ! બહેનને કહેજે કે કોઈ એના ભણી નહીં રહે તો દાદાજી તો રહેશે જ, ને જેમ બહારવટિયાઓમાંથી તને ઉગારવા ઘોડે ચઢ્યા હતા, તેમ સંસારનાં દુ:ખમાંથી તને ઉગારવા તારા દાદાજી ખડા ઊભા છે, માટે રજ ચિંતા કરીશ નહીં.'

માનચતુર ગયો.

કુસુમ જતાં જતાં અકળાઈને બોલી : 'હું હવે જાઉં છું. મને મારી જરી ચિંતા નથી; પણ આટલાં દુ:ખની ચેહમાં ગરીબડી કુમુદબહેનને નાખી, તેને હવે શાંતિ આપવાની વાત તો રહી, પણ દાઝ્યા ઉપર ડામ દો છો, ને નથી કોઈ જોતું ન્યાય કે અન્યાય; તે તો કુસુમથી નહીં ખમાય.'

સુંદરગૌરી : 'જા, બાપુ ! જા.'

કુસુમ બીજા તંબુમાં જઈ બહાર રસ્તા પર દૃષ્ટિ જાય તેમ બેઠી. ઉપર ઝાડોની ઘટા, નીચે લાલ માટી, આખે રસ્તે પાંદડાઓમાં થઈને આવતા તડકાની-કરોળિયાની હાલતી જાળ જેવી – જાળીઓ અને તડકાના સાપ જેવા લિસોટાઓ – બહેનને



જોવા આતુર આંખો થાકી નહીં.

એ માર્ગને છેડે, માનચતુર રસ્તાની એક પાસ હાથમાં લાકડી ને લાકડીની ટોચ ઉપર હડપચી ટેકવી બેઠો હતો ને જે આવે તેની પાછળ કોણ છે એવું પૂછતો હતો.

અંતે ચંદ્રાવલી અને કુમુદ દેખાયાં. કુમુદ બોલવા જતી હતી એટલામાં માનચતુર જ તેની પાસે આવ્યો ને બોલ્યો : 'બેટા કુમુદ !'

'હા, વડીલ ! આપ ખુશીમાં છો ?' બોલતાં કુમુદની આંખમાં આંસુ ભરાયાં.

'બેટા ! તું રજ પણ ગભરાઈશ નહીં. કોઈ તારું નહીં થાય તો હું થઈશ. પણ તારો આ ભેખ મારાથી જોવાતો નથી. આ ઊંચેથી આભ પડશે તેની તારા દાદાને ચિંતા નથી; પણ તારી આંખમાં આંસુનું ટીપું સરખું દેખું છું ત્યાં મારો જન્મારો ધૂળ વળ્યો સમજું છું.

સૌ તંબુ ભણી વધ્યા. હરિણી પેઠે કુસુમ દોડતી આવી ને બળથી કુમુદને વળગી પડી. બે બહેનોની આંખમાં હર્ષનાં આંસુ હતાં.

'કુસુમ ! બહેન તું હવે એકલી જ રહી ! હવે એનાં ભગવાં કઢાવવાં એ તારી ચતુરાઈની કસોટી !'

'દાદાજી ! ભગવાં તો મને પણ ગમ્યાં. આપે ગુણિયલને શિખામણ દીધી તે શેઠની શિખામણ ઝાંપા સુધી રહી છે. માટે અમે બે આ તંબુમાં બેસી વાતો કરશું ને આપને ગુણિયલનો વિશ્વાસ પડે ત્યારે અમને બોલાવજો.'

'દાદાજી ! ગુણિયલને કહેજો કે કુમુદ જેવી રાંક હતી તેવી જ હજી છે. એને મોં દેખાડવા યોગ્ય નહીં ગણો, તો આજ સુધીનાં એનાં નવ્વાણું ટૂંકાં ભાગ્યમાં સોમું ઉમેરાશે. દાદાજી ! ભગવાનો ત્યાગ હવે કરું તે ફરી અવતારના કૂવામાં પડવા જેવું છે. દાદાજી ! હું પરમ સુખી થઈ છું તે જાણી આનંદ પામો.'

ડોસો નીચે બેસી કપાળે હાથ દઈ રોવા લાગ્યો. કુમુદ એને ગળે વળગી આંસુ લોહવા લાગી.

કંઈક સ્વસ્થ થઈ માનચતુર બોલવા લાગ્યો : 'તારા જેવી બાળકીને જ્યારે ભગવાં જ ગમશે, ત્યારે હું પણ જ્યાં તું ત્યાં હું – મને પણ ભગવાં ગમશે. ભગવાં ધરીશ. પણ જે બેચાર વર્ષ જીવવાનાં બાકી હશે એટલાં તને જોતો જોતો પૂરાં કરીશ ત્યારે જ મારો જીવ ગતે જશે.'

* * *

એક તંબુમાં માનચતુર, ગુણસુંદરી, સુંદર અને ચંદ્રાવલીની વાતો ચાલી. ચંદ્રાવલીએ ગુણસુંદરીને કુમુદની કથા માંડીને કહી ને ગુણસુંદરી ભૂતકાળનો શોક

છોડી શાંત થઈ; પુત્રી ભ્રષ્ટ નથી જાણી નિવૃત્તિ પામી.

કુમુદ પ્રત્યેના કઠોર વર્તનથી દુભાયેલી કુસુમને શાંત કરી સુંદરગૌરી બંને બહેનોને ગુણસુંદરી પાસે લઈ આવી. કુમુદ માતાને ચરણે માથું મૂકી પગે પડી, પણ બોલાયું નહીં.

માનચતુર કુમુદને ઉઠાડવા લાગ્યો : 'કુમુદ, બેટા ! હવે ઊઠ. હવે તો જેટલી વધારે વાર તું પગે પડી રહીશ એટલી ગુણિયલને શિક્ષા થાય છે.'

❑

૩૩

# ગંગા-યમુના

કુસુમ : 'સરસ્વતીચંદ્રને સંસારના દંભ છોડીને જે રાત્રિ* જોવાનો અભિલાષ હતો તે રાત્રિ તમે પણ એમની સાથે જોઈ આવ્યાં ખરાં !'

કુમુદ : 'મારે તે જ તને આજે કહેવાનું છે. સંસારનું પરમ કલ્યાણ કરવાનો એમનો અભિલાષ મારાથી સિદ્ધ કરાવાય એમ નથી તેના સાક્ષી ચંદ્રકાંતભાઈ; ને તારાથી તે કરાવાય એમ છે, તેના સાક્ષી પણ એ જ.'

કુસુમ : 'ઓત્ તમારું ભલું થાય ! ભોળાં બહેને અહીં વહાણ આણ્યું કે ?'

'આ કવિતા ગા જોઈએ.'

'કુસુમ તે ગાવા લાગી :

'મોરલી અધર ચઢી રે !
મોરલી અધર ધરી રે !'

'જેના હૃદયમાં આવું ગાન ભરેલું છે તેની મોરલી મારાથી થવાતું નથી એ વિચારે મને શું થતું હોય ?'

'માટે જ હું તો તમારાથી ચેતી ગઈ છું. હવે તો ભૂલેચૂકે એ રસ્તે કભી ભી ન જાઉંગી, કભી ભી ન જાઉંગી.

'કુસુમ ! એમ કર્યાથી તો સઘળું વણસે છે ને સંસારનું કલ્યાણ કરવાની મહાત્માની શક્તિ અને વૃત્તિ પથ્થર ઉપર પડતી વૃષ્ટિ પેઠે નિષ્ફળ થાય છે. એ મહાત્મા ચંદ્ર પેઠે ફરશે અને રંક કુમુદ છેક નીચેના તળાવમાં તેને જોઈને જ વિકસશે. ખાબોચિયામાં પડીપડી રંક કુમુદમાળ એ ચંદ્રનાં માત્ર કીર્તિ–કિરણને પોતાના હૃદય ઉપર ધારશે. પણ સુંદરગિરિનાં આભલાંમાં એ ચંદ્ર ઢંકાઈ રહે તો તારી કુમુદ અકાળે કરમાશે. તો કુસુમ ! એ વાદળાંને વિખેરનારી પવનલહરી થઈ મારી કુસુમ શું એને પ્રફુલ્લિત નહીં કરે ? કુસુમ ! તારી કુમુદ સંસારની દૃષ્ટિએ કલંકિતા છે, એ ફૂલ હવે નિર્માલ્ય થયું છે. કુસુમ ! દોષહીન અણસૂંઘ્યું કુસુમ એ મહાત્માને સુરક્ષિત

* જીવનની યાતનાઓનાં દુઃખો, અંધકારાવસ્થા (સં.)

રાખવાને સમર્થ છે.'

'કુમુદબહેન ! એ કાંઈ ન વળે. જે સંસાર તમને કશું કલંક ન હોવા છતાં કલંકિતા ગણે એવો આંધળો છે, તેના કલ્યાણ સાથે તમારે શી લેવાદેવા ?'

'આવા મહાત્માની મોરલી શું મારી કુસુમ નહીં થઈ શકે ?'

'મને આ કથાનો જ કંટાળો છે. બીજી વાત કાઢો.'

'જો મારું દુઃખ નિવારવા તું રાજી નથી, તો મારે હવે બીજી વાત શી કરવાની છે ? મારી છેલ્લી આશા તેં ઉચ્છેદી છે. જે મહાત્માએ સગી માતાને અભાવે સંસાર છોડ્યો, પ્રીતિ છોડી, મુંબઈ જેવું ઉત્કર્ષસ્થાન છોડ્યું, તે સુગન્ધવાળું ફૂલ રણની ઊકળતી રેતીમાં ચીમળાઈ આયુષ્ય પૂરું કરશે. હવે આ વિના બીજો માર્ગ તેમને પણ નથી ને મારે પણ નથી.'

'ને તમારી ધારણા પ્રમાણે વર્તું તો તમે જન્મારો ક્યાં પૂરો કરશો ?'

'મારા અને પવિત્ર દેવીના દુઃખથી સસરાજી સંન્યાસ લેવા ધારે છે તેમને આશ્વાસન આપવા હું તેમને ઘેર જઈશ, દેવી નાનો પુત્ર મૂકી ગયાં છે તેમને ઉછેરવામાં, તારા બનેવીનું શ્રાદ્ધ અને તર્પણ માનીશ. બાકીનો કાળ સુવર્ણપુરમાં રહી તમ દંપતીનો લાભ સુવર્ણપુરના કુટુંબોમાં પ્રસારવા મથીશ. કંઈક કાળ ગુણિયલ પાસે, કંઈક તારી પાસે ને કંઈક ચંદ્રાવલીબહેન ને મોહનીમૈયાના સત્સમાગમમાં ગાળીશ, પરમાત્માના ચિંતનમાં ગાળીશ.'

'તમે જ શાસ્ત્ર કાઢ્યું છે કે પ્રીતિ વિનાનું લગ્ન સાધુજનો વંચનાલગ્ન ગણે છે ને મારું એવું લગ્ન કરાવવા તમે ઊભાં થાઓ છો તે શું ?'

'એ પ્રીતિનું બીજ તારામાં નથી એવું નથી. ચંદ્રકાંતભાઈ તેના સાક્ષી છે. તેં જ લખ્યું હતું કે 'દેખ મછેન્દ્ર ! ગોરખ આયા' એવું તેમને કહેવાનો તારે અધિકાર છે.'

'વા...રુ ! એવું કહ્યું તેમાં શું આવી ગયું જે ! આમ ઊંધા ઊંધા અર્થ કરતાં આ સાધુઓમાં રહી શીખ્યાં હશો ! હવે આ પ્રકરણ બંધ કરીશું ?'

'ગમે તો એવું એ પ્રકરણ અને આપણો બેનો સંબંધ બંધ કર, ને ગમે તો તે બંને સાથ ચાલવા દે.'

'જાઓ; પિતાજી, તમે, ગુણિયલ ને સરસ્વતીચંદ્ર – ને હાં વળી, પાંચમા દાદાજી-બધાંયનો એક મત થાય – એકે જુદું ન પડે – તો કબૂલ કરું તો ?'

'હા, હુંયે બંધાઉં ને તુંયે બંધા.'

'ત્યારે શું હું બંધાઈ જ ?' કુસુમે નિશ્વાસ મૂક્યો.

'શું કરવા નિઃશ્વાસ મૂકે છે ? આ વંટોળિયામાં છુટ્ટી ધૂળ ઊડે છે તે છોડ



પર ગુલાબ બંધાઈ રહ્યાં છે - તે બેમાંથી સારું જીવન કોનું ? આ ધૂળ છુટ્ટી છે તે સ્વતંત્રતાથી સુખમાં મહાલે છે ! ને ગુલાબ લોકકલ્યાણ માટે સરજેલાં છે તે બિચારાં કાંટાઓ વચ્ચે આમ બંધાઈ વીંઝાઈ રહ્યાં છે !... તું કહેની, તું એકલી સ્વતંત્ર રહી શું કરીશ ?'

'સારું વાંચીશ, જાણીશ ને સ્વસ્થ રહીશ.'

'બીજી કાંઈ કલ્યાણકર ક્રિયા વિના આટલા એકલપટા સ્વચ્છંદી નિષ્ફળ જીવનથી તને સંતોષ છે ? પાણી ભરેલાં વાંદળાં વાદળમાં જ વેરાઈ જાય તેમ તારા સુંદર જીવનને વેરી નાખવાને માર્ગે તું ચઢતી નથી ? કુસુમ ! આ રત્નાકરનો ને સુભદ્રાનો સંગમ તો જરી જો !'

કુસુમે દૃષ્ટિ કરી પણ ઉત્તર ન દીધો.

'કુસુમ ! તું એકલી કૌમારવ્રત પાળી શું કરવાની હતી ? એકલો પડેલો પાણીનો રેલો ધૂળમાં ભળી જાય છે, મનુષ્યોની ચરણરજમાં ચંપાઈ જાય છે, ને તડકામાં ઊડી જાય છે ! તેવું તારા જીવનનું થશે ! જે મહાત્માનાં ભાવનાસ્વપ્ન મેં તને વંચાવ્યાં ને તેં જોયાં, તે મહાત્માના હૃદયરત્નાકરની તું રંક સુભદ્રા થઈશ તે પણ ઓછી વાત નથી. તો આ તો એની ગંગા, બ્રહ્મપુત્રા, સિંધુ, સર્વ થવા તું એકલી જ સમર્થ છે. કુમુદથી એ બનવું અશક્ય છે - એ તો તું ગંગા થઈશ તો તારી યમુના થશે, અને તું એ બેની ગંગા નહીં થાય તો તું પાણીનો રેલો ને કુમુદ પણ પાણીનો રેલો ! બાકી તારા સ્વીકારથી લક્ષ્મીનંદનની વૃદ્ધાવસ્થાના આશીર્વાદ આપણી ઉપર રેલાશે. નહીંતર, મારી અને સુંદરગિરિ પરનાં સાધુજનોની આશાઓ એ મહાત્માને ટકાવી રહી છે – તે તું નિષ્ફળ કરીશ અને આપણે સંસારમાં સ્વચ્છન્દી અને ક્રૂર પુત્રીઓનાં દૃષ્ટાંન્તરૂપ થશું... હવે વધારે કહેવાની મારી શક્તિ નથી. ડુબાડ કે તાર, જિવાડ કે માર ! તારું મનોગત કહી દે. હું તારા ઉપર બલ કરતી નથી ને કરવાની નથી. સર્વના એકમત પ્રમાણે ચાલવાની તેં હા કહી છે; પણ તેથી તારો જન્મારો બગડશે તે મારાથી નહીં ખમાય. દુઃખી કુસુમ કરતાં દુઃખી કુમુદ સારી. કુમુદ તો દુઃખમાં જન્મી છે, દુઃખમાં વસી છે ને દુઃખમાં મરશે. પણ સુખમાં જન્મેલી મીઠા જળની માછલી જેવી કુસુમને ખારા પાણીમાં નહીં નાખું.'

'બહેન, તમારા બોલેબોલ સાચા છે. મારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. તમે મારા હૃદયની પરીક્ષા કરી જે ઔષધ કરશો તેથી મારું કલ્યાણ થશે.'

❑

૩૪

## 'ઘેલી મારી કુસુમ !'

સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાંતને એક જુદી પર્ણકુટીમાં ઉતારો મળ્યો, તેમાં તેમણે બાકીનો દિવસ ગાળ્યો. સાંજે છ-સાત વાગતાં બહાર નીકળવા વિચારે છે ત્યાં કમાડ ખખડ્યું ને ચંદ્રાવલી આવી.

ગુણસુંદરી સાથે પોતાને અને કુસુમ સાથે કુમુદને થયેલી સર્વ વાત ચંદ્રાવલીએ કહી ને અંતે બોલી : 'સાધુજન ! બે બહેનોએ પરમ સ્વતંત્રતાથી, પરમ કલ્યાણબુદ્ધિથી નિર્ણય કર્યો છે. મારી મધુરીમૈયા – સંસારની કુમુદસુંદરી-પરિવ્રાજિકાજીવન ગાળશે. તો હવે કુસુમ બહેનની પ્રીતિનો આપ સ્વીકાર કરો. કુસુમબહેન ગંગામૈયા પેઠે આપનો સમાગમ પામશે ને કુમુદબહેન તેમની પાછળ યમુનામૈયા પેઠે રહેશે.

ચંદ્રકાંત આનંદમાં આવી બોલ્યો: 'મિત્ર, કન્યા તમારે રાખવી હોય તો કુસુમસુંદરી પણ રાખશે. લક્ષ્મીનંદન શેઠ કાલે આવી પહોંચશે. આ વિજ્ઞપ્તિ સ્વીકારશો તો તમારા વિના સર્વનાં હૃદય પ્રફુલ્લ થશે. આ યજ્ઞમાં તમારી એ વૃત્તિનું પણ બલિદાન આપો અને સર્વને સંતોષો.'

ચંદ્રાવલી : 'સાધુજન, આપના દુ:ખી પિતાને શાંત કરો એટલું જ નહીં પણ પરમાત્માની વિભૂતિઓને સંસારમાં વંસતોત્સવના અબીલગુલાલ પેઠે ઉરાડો, એમાં ગુરુજીના મઠનો પણ અપૂર્વ ઉત્કર્ષ જ છે. મહાત્મા ! પ્રધાનજીના પિતા અને પત્નીને શો સંદેશ કહું ?'

સરસ્વતીચંદ્ર : 'મૈયા ! એમને કહેજો કે હું તો કન્થાધારી સાધુજન છું. આ શરીર અને દ્રવ્ય સઘળું લોકયજ્ઞમાં વેરી નાખવાની પ્રતિજ્ઞાથી બંધાઈ ગયો છું. પ્રધાનજીનાં એક પુત્રીની જે દશા મારાથી થઈ, તે પછી બીજાં પુત્રીના વિષયમાં આપે વધારે સાવધાન રહેવાનું છે. છતાં કુમુદસુંદરીના હૃદયની આજ્ઞા અને કુસુમસુંદરીના હૃદયની ઇચ્છા એક થાય તો હું ગુરુજીની ઇચ્છાથી દૂર નથી.'

સર્વ ઊઠ્યાં. સરસ્વતીચંદ્ર પ્રણામ કરતો બોલ્યો : 'ચંદ્રાવલીમૈયા, આ બે



પવિત્ર દીવીઓના દીપ મારાથી કંપે કે હોલાય એવો પ્રસંગ ન આવવા દેશો.

પ્રાત:કાળ થયો. લક્ષ્મીનંદન શેઠ અને ગુમાન દશેક વાગ્યે આવે છે એવા સમાચાર મળ્યા. પહેલાં હરિદાસ આવ્યો. 'ભાઈ'ને ભેટ્યો ને સાથે પાઘડીલૂગડાં આણ્યાં હતાં, તે અંચળો કાઢી પહેરવા 'ભાઈ'ને કહેવા લાગ્યો. વસ્ત્રો પહેરતો સરસ્વતીચંદ્ર બોલ્યો, 'હરિદાસ, પિતાશ્રીની પાસે હું આ વસ્ત્રો પહેરીશ ને અન્ય પ્રસંગે કન્થા પહેરીશ. તું આ કન્થાને રત્ન પેઠે જાળવી રાખજે ને માગું ત્યારે આપજે !'

સર્વ શેઠને સામા લેવા ગયા. પિતા, માતા અને પુત્ર માર્ગ વચ્ચે ભેટ્યાં અને રોયાં. સરસ્વતીચંદ્ર અને કુસુમનું લગ્ન સાધુજનોના સંપ્રદાય પ્રમાણે થયું. વરકન્યા વિષ્ણુદાસજીને ચરણે કન્થાઓ પહેરીને નમ્યાં. લક્ષ્મીનંદન શેઠે વીસ હજાર રૂપિયાની ભેટ મૂકી; તેમાંનો અર્ધો ભાગ સુરગ્રામમાં વહેંચવા વિષ્ણુદાસજીએ આજ્ઞા કરી.

વરકન્યાને વિદાય કરતી વેળા ગુણસુંદરી અને સુન્દર રોઈ પડ્યાં. વિદ્યાચતુર ગંભીર મૌન ધારી પાણી ભરેલી આંખે જોઈ રહ્યો.

ધનનંદનના મૃત્યુથી સરસ્વતીચંદ્ર એકલો વારસ ઠર્યો. પિતા-માતાની સેવા માટે જરૂરી દ્રવ્ય રાખી બાકીનું પોતાના મનોરાજ્યની પૂર્ણાહુતિમાં વાપરવા સરસ્વતીચંદ્રે નક્કી કર્યું. કુમુદ, કુસુમ અને મિત્રમંડળ સૌ તે યોજનાઓની વાતો કરતાં રત્નનગરી જવા નીકળ્યાં.

એક પાસ કુસુમ અને બીજી પાસ વિદ્યાચતુર, ગુણસુંદરી અને સુન્દર વચ્ચે, રત્નનગરીમાંથી નીકળતી વેળા મનોવેધક પ્રસંગ રચાયો. સરસ્વતીચંદ્ર તો વિચારમગ્ન મનોદશામાં હતો. વરકન્યાના રથમાં બેસી કુમુદ થોડેક સુધી વળાવવા ગઈ. અંતે કુમુદ પણ પાછી વળી ને રથમાંથી ઊતરી તૂટતે સ્વરે બોલી : 'કુસુમ ! ચિંતા ન કરીશ. હું ત્યાં આવતી રહીશ. ને નહીંતરે સંસારનું આ રત્ન તને સોંપ્યું છે તેને જીવની પેઠે જાળવજે.'

બે બહેનો એકબીજાને ખભે માથાં મૂકી રોઈ. કુમુદ સરસ્વતીચંદ્રને ચરણે પડી ને ઊઠતી ઊઠતી બોલી : 'મહાત્મા ! આ સંસારની જાળમાં આપને નાખ્યા છે તે ક્ષમા કરજો. આપના મનોરાજ્યને સફલ કરજો ને હું મારી ગંગામાં યમુના પેઠે ભળીશ. સ્વપ્નમાં આપને મારો હાથ આપની માતાનો લાગ્યો હતો, તે જ પ્રમાણે હવે હું આપનાં ભાવનાસ્વપ્નની માતા થઈ છું.'

સરસ્વતીચંદ્ર અત્યંત આર્દ્ર હૃદયે કુમુદની ક્ષમા માગતો ચરણે પડ્યો ને કુમુદનો ઉઠાડ્યો ઊઠ્યો. 'સરસ્વતીચંદ્ર ! ઈશ્વરની લીલાથી એક ભવમાં અનેક ભવ થાય છે તેમ મારે - તમારે થયું. કુસુમ ! આ મહાત્માની તં અહોનિશ હૃદયપૂજા કરીશ તે કાળે સદા આ તારી બહેનને અવશ્ય સંભારજે ! કુસુમ ! પતિ એ સ્ત્રીની

પરમ ગતિ છે. એમની આરતી કરે ત્યારે કુમુદને તો માત્ર ઘંટા પેઠે તારા હૃદયમાં વગાડજે !

* * *

કુસુમને લઈ મુંબઈ આવ્યે સરસ્વતીચંદ્રને એક વર્ષ થયું. એમના ઉપર ગુણસુંદરીના પત્રો આવતા. એ આર્યાને આખા જન્મારાના મહાતપનું ફળ મળ્યું હોય એમ કુસુમના સ્વાસ્થ્યથી એના સુખનો પ્યાલો ઊભરાતો હતો. વિદ્યાચતુર રાજકાર્યમાં રોકાયેલો હોવાથી બહુ પત્ર લખી શકતો ન હતો પણ અવકાશ મળતાં ખબર પુછાવતો અને અનુભવભરી સૂચનાઓ કરતો.

કુમુદ સુવર્ણપુર ગયા પછી બુદ્ધિધને સંન્યાસનો વિચાર માંડી વાળ્યો. નણંદભોજાઈ બુદ્ધિધનની સંભાળ રાખતાં ને દેવીએ મૂકેલા બાળકને રમાડી કલ્લોલ કરવા લાગ્યાં. કુમુદ સદ્‌ગ્રન્થો વાંચતી, ગુણસુંદરી પાસે જઈ આવતી, ચંદ્રાવલીની અતિથિ થઈ આવતી ને એમ કાળ ચાલ્યો જતો. હવે કુસુમથી છૂટાં પડ્યે વર્ષ થવા આવ્યું ને કુસુમના પત્ર ઉપર પત્ર આવવા લાગ્યા તેથી અલકને લઈ મુંબઈ જઈ આવવું ધાર્યું. બાકી કલ્યાણગ્રામની યોજના, સરસ્વતીચંદ્રના જીવનની સફળતા, કુસુમનું સુખ એ અંગે સવિસ્તર પત્ર વારંવાર આવતા.

મુંબઈમાં સરસ્વતીચંદ્રની કલ્યાણગ્રામની યોજના પૂરી થવા આવી હતી ને તેનો અમલ પણ હવે શરૂ થતો હતો. ભાતભાતના વિદ્વાનોનો સમાગમ સરસ્વતીચંદ્ર સાધતો ને વિહારપુરી દ્વારા વિષ્ણુદાસજી સાથે પત્રવ્યવહાર રાખતો.

ધનનંદન જતાં ગુમાન અદેખી અપરમાતા મટી વહુઘેલી સગી માતા બની હતી. સરસ્વતીચંદ્ર માટે વાલકેશ્વરનો બંગલો રાખેલો હતો. તેને સજાવવાની-ભાઈને આ જોઈશે ને વહુને આ દીપશે, એની જ ચિંતા ગુમાન કર્યા કરતી.

આ સર્વ સુખમાં લક્ષ્મીનંદનને માત્ર એકબે વાતનો ઊંડો અસંતોષ હતો. જે ખંડમાં સરસ્વતીચંદ્રે કુમુદની મોટી છબી રાખી હતી તે ખંડમાં એ છબી આગળ કન્થા પહેરી ઊભો રહેતો અને ક્વચિત્ આંસુ સારતો; તેમ કેટલીક વાર તો બંને વરવધૂ કન્થા પહેરી છબી પાસે ઊભાં રહીને પગે લાગતાં. આથી લક્ષ્મીનંદનનું સંતાનોત્સુક હૃદય ચિંતાતુર રહેતું.

અંતે લગ્નને વર્ષ પૂરું થયું તે દિવસે ગુમાને વાલકેશ્વરની મહાપૂજા કરાવી તેમાં પુત્રના સર્વ મિત્રોને ને આશ્રિતોને આમંત્ર્યા. હરિદાસ કુસુમને લઈ સ્ટેશન ઉપર ગયો. કુમુદ અને તેની સાથેના મંડળને લઈ કુસુમ અને હરિદાસ આવ્યાં. સરસ્વતીચંદ્ર તેમને જોઈ અલકબહેન સાથે વાતો કરતો પગથિયાં ચઢવા લાગ્યો ને સૌભાગ્યદેવીના બાળકપુત્રને લઈ તેની સાથે વિનોદ કરવા લાગ્યો.

કથા પૂરી થઈ. ગુમાને આરતી લઈ કુસુમને સરસ્વતીચંદ્ર પાસે મોકલી.



સરસ્વતીચંદ્ર નિદ્રાવશ થઈ સૂતો હતો તેના સામી આરતી લઈ કુસુમ ઊભી, પણ એ જાગ્યો નહીં. એના મુખ ઉપર આરતીનો પ્રકાશ પડતાં કુસુમ મુગ્ધ બની ઊભી રહી. દેવને કરવાની આરતી પતિદેવને જ કરવા ઇચ્છતી હોય, તેમ આરતીના પ્રકાશમાં એ મુખને જોતી ઊભી જ રહીને ગણગણી :

**'વ્રજ વ્હાલું રે ! વૈકુંઠ નથી જાવું !**
**ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું ?'**

ઘણાંને આરતી લેવી રહી ગઈ હતી ને વહુ પાછી આવી નહીં, એટલે ગુમાન એને તેડવા આવી. દૂરથી આ દેખાવ આનંદના ઉમળકાથી જોઈ રહી. કુસુમને બોલાવવાનું ભૂલી શેઠ પાસે આ દેખાવની વધામણી ખાવા દોડી.

કુમુદે ભગવી કન્થા મૂકી ન હતી. તે પહેરીને, અત્યારે કુસુમ એકલી હશે જાણી, એને ખોળતી એ ઉપર આવી, કુસુમના બારણા આગળ ઊભી. પોતાની પૂર્ણાહુતિનું પુણ્યફળ દેખી અંજાઈ ગઈ હોય એમ સ્તબ્ધ થઈ એક કમાડમાં લપાઈ રહી.

ઘેલી કુસુમ હજી સુધી આરતી લઈ મલકાતી મલકાતી પતિમુખને ન્યાળી રહી હતી. અચિન્તી કાંઈ ઊર્મિ ઊઠવાથી આરતી ઉતારતી ઉતારતી ગાવા લાગી :

**'જાગો, કન્થા... ધા.. રી !**
**મારા જાગો કન્થા... ધારી !'**

વળી આરતીનો વેગ વધારતી વધારતી

**જયતિ તેઽધિકં જન્મના જગત્** +

વાળું ગોપિકાગીત ઉલ્લાસભેર ગાવા લાગી.

આરતી ઉતારતાં ઉતારતાં તેનાથી રહેવાયું નહીં ને નદી સમુદ્રમાં ધસે તેમ, પતિના કમળપુટ પેઠે બિડાયેલા અધરપુટ ઉપર પોતાના અધરને બીજી આરતી પેઠે મુગ્ધા ધરવા જાય છે ને એનું પોપચું કંઈ ઊઘડતું દેખે છે, ત્યાં આ સુખસ્વપ્ન જોઈ કુમુદથી હસી પડાયું, પરમ આનંદનાં આંસુ તેની આંખોમાં આવી ગયાં ને ત્યાંથી તો તે પાછે પગલે ખસી ગઈ, પણ ખસતાં ખસતાંયે કુસુમને ચમકાવનાર શબ્દમાં કુમુદથી મોટેથી કહેવાઈ જવાયું :

'ઘેલી મારી કુસુમ !'*

❑

---

+ તારા જન્મથી જગત્ અધિક જય પામે છે. લક્ષ્મી અહીં જ શાશ્વત આશ્રય પામી વસે છે. હે પ્રિય ! તારામાં જ પ્રાણ પરોવીને તારાં જનો બધી દિશાઓમાં તને શોધે છે તે જો ! - એવા ભાવાર્થવાળો શ્લોક.

* (સરસ્વતીચંદ્ર ભાગ ૪)

## જીવનયાત્રા

મૂળ નામ : ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
જન્મતારીખ : ૨૦ ઑક્ટોબર, ૧૮૫૫
જન્મસ્થળ : નડિયાદ
માતા : શિવકાશીબહેન
પિતા : માધવરામ ત્રિપાઠી
બહેન : સમર્થલક્ષ્મી
લગ્નવર્ષ : (પ્રથમ) હરિલક્ષ્મી સાથે ૧૮૬૬,
(દ્વિતીય) લલિતાગૌરી સાથે ૧૮૭૬
પત્ની : (પ્રથમ) હરિલક્ષ્મી, (દ્વિતીય) લલિતાગૌરી
સંતાનો : **પુત્રી :** લીલાવતી, જશવંતી, જયંતી **પુત્ર :** રમણીયરામ
અભ્યાસ : મૅટ્રિક : ઍલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ-મુંબઈ (૧૮૭૧)
બી.એ. ઍલ્ફિન્સ્ટન કૉલેજ-મુંબઈ (૧૮૭૫)
એલએલ.બી. (૧૮૮૩)
વ્યવસાય : એલએલ.બી.ની પ્રથમ પરીક્ષા (૧૮૭૬) અને બીજી પરીક્ષા (૧૮૮૩) દરમિયાન આર્થિક સંકડાશના સંજોગોમાં ભાવનગરના દીવાન શામળદાસના અંગત સેક્રેટરી તરીકે રહ્યા હતા.
મુંબઈમાં વકીલાત (૧૮૮૭)
પ્રથમ કૃતિ : સરસ્વતીચંદ્ર ભા.૧ (૧૮૮૭)
ુ ય પ્રદાન : 'સરસ્વતીચંદ્ર' ભા. ૧થી ૪
'સ્નેહમુદ્રા' કાવ્યસંગ્રહ
ઉપરાંત ચરિત્ર-ઇતિહાસ ૩
વિવેચન-ચિંતન ૩
અન્ય ૪
દયારામનો અક્ષરદેહ (મરણોત્તર પ્રકાશન)



જીવનની મહત્ત્વની ઘટનાઓ : ૧. ઘેરથી નાસી જવાનો નિષ્ફળ પ્રયત્ન, પત્ની હરિલક્ષ્મીનું અવસાન, પિતાની પેઢી ડૂબી, બી.એ.માં નાપાસ (૧૮૭૪)
૨. જીવન માટેના ત્રણ સંકલ્પો કર્યા : (૧) એલએલ.બી. થઈ મુંબઈમાં વકીલાત કરવી (૨) ક્યારેય નોકરી કરવી નહિ (૩) ચાળીસમા વર્ષે નિવૃત્ત થઈને સાહિત્ય અને સમાજની સેવા કરવી (૧૮૭૫)
૩. મુંબઈ યુનિ.માં ઓનરરી ફેલો
૪. અમદાવાદ કોંગ્રેસ અધિવેશનમાં ભાગ લીધો (૧૯૦૨)
૫. પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ (૧૯૦૫)
અવસાન : ૪ જાન્યુઆરી, ૧૯૦૭

# શબ્દયાત્રા

| | |
|---|---|
| સરસ્વતીચંદ્ર (૧-૪) | – |
| સરસ્વતીચંદ્ર (બૃહદ્ સંક્ષેપ) | રૂ.૧૨૫ |
| સરસ્વતીચંદ્ર (સંક્ષિપ્ત કથાસ્વરૂપ) | રૂ.૧૧૦ |
| સ્નેહમુદ્રા | – |
| લીલાવતી જીવનકલા | – |
| સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાંત | – |
| Scrapbook | – |
| સાક્ષરજીવન | – |
| કવિ દયારામનો અક્ષરદેહ | રૂ. ૫૫ |
| Classical Poets of Gujarat and their influence on Society and Morals | – |
| નવલગ્રંથાવલિ | – |



# ગોવર્ધનરામ ત્રિપાઠી

## સરસ્વતીચંદ્ર

### (સંક્ષિપ્ત કથાસ્વરૂપ)

'સરસ્વતીચંદ્ર'નું સર્જન એ ગુજરાતના સાહિત્યિક-સાંસ્કૃતિક-સામાજિક ક્ષેત્રની એક મહાન ઘટના છે. ગુજરાતના સમાજજીવન ઉપર એ કૃતિએ એક નિશ્ચિત પ્રભાવ પાડ્યો છે. 'સરસ્વતીચંદ્ર'નું પ્રકાશન એ ગુજરાતના તત્કાલીન સાંસ્કૃતિક પ્રવાહમાં પેદા થયેલું એક આંદોલન છે. આનંદશંકર ધ્રુવે 'સરસ્વતીચંદ્ર'ને અર્વાચીન સમયના હિન્દુસ્તાનનો સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો આકરગ્રંથ કહ્યો છે. જાણે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ 'સરસ્વતીચંદ્ર' પુરાણ રચ્યું હોય એવી પ્રાચીન રીતિની કલ્પના એમણે કરી છે.

'સરસ્વતીચંદ્ર'ની આજ સુધીમાં હજારો નકલો છપાઈ છે અને અનેક આવૃત્તિઓ થઈ છે. એનો અર્થ એ કે એ આજ દિન સુધી વંચાતી તો રહી છે. દાંપત્યજીવન-કુટુંબજીવન-સમાજજીવનને સ્પર્શતી અનેક સમ-વિષમ પરિસ્થિતિઓમાં, સંવેદનાઓમાં અને વિચારવલોણાંમાં 'સરસ્વતીચંદ્ર'ની સૃષ્ટિ ગુજરાતી પ્રજાના ચિત્તમાં સળકતી રહી છે.

— જયંત કોઠારી